સંસદ્-ગ્રંથાવલિ—૮

# રેખાચિત્રો અને બીજા લેખો

લેખક:
લીલાવતી શેઠ

સોલ એજંટ:—આર. વનમાળીદાસ એંડ કું.,
ભાટીઆ મહાજનવાડી સામે, ૩૯૭, કાલબાદેવી રોડ, મુંબાઈ ૨.

મૂલ્ય રૂ. ૩—૦—૦

વિ. સં. ૧૯૮૧. ઈ. સ. ૧૯૨૫.

જેના સાહિત્ય પ્રેમે

ઉત્સાહ જગાડ્યો

જેની પ્રેરણાએ

ભાવના પોષી,

જેના પ્રોત્સાહને

નવું બળ અર્પ્યું

**તે મિત્રને—**

ગુજરાતને ચરણે મારાં છેલ્લાં બે વર્ષોનો લેખસંગ્રહ મુકતાં મને આનંદ થાય છે. કેટલાક મિત્રોની સુચનાને બળે આ લેખોને પુસ્તકાકારમાં છપાવવાનો વિચાર થયો હતો. પણ ભાઈ લાભશંકરની એ કામ માથે લઈ પાર ઉતારવાની હીંમત નહીં હોત તો આ પુસ્તકને પ્રકાશમાં આવવાની ઘણા લાંબા વખત સુધી રાહ જોવી પડત. એમણે જાતે તથા સાહિત્ય પ્રેસે આ બાબતમાં મને જે મદદ કરી છે તેનો હું આ સ્થળે આભાર માનું છું.

લીલાવતી શેઠ

# અનુક્રમણિકા

## રેખાચિત્રો



## પ્રકીર્ણ રેખાચિત્રો

## અનુક્રમણિકા



### વાર્તાઓ



### વિનોદાત્મક લેખો



### પ્રવાસ

## અનુક્રમણિકા

### નિબંધો

# રેખાચિત્રો અને બીજા લેખો

## રેખાચિત્રો

### (૧)

### સ્વ. અમૃતલાલ પઢીઆર

નાનપણમાં પઢીઆરનાં કેટલાંક 'સ્વર્ગો' વાંચેલાં ત્યારે એ સ્વર્ગનો સૃષ્ટા કેવો હશે એની કૈં કૈં કલ્પનાઓ કરી હતી; પણ ચોરવાડ ગામમાં મહેમાનોને માટે ગોદડાંની સગવડ કરવા હાથમાં ફાનસ લઇ આમતેમ ફરતો એક વૃદ્ધ માણસ જોયો ત્યારે એ પઢીઆર હશે એમ તો સુઝ્યુંએ નહીં. પણ મારા નાનપણમાં દાદાને ત્યાં જોએલા છોટાલાલ મુનીમ વધારે સાંભર્યા. એ સુકાએલા દેહમાં વસતા સુંદર આત્માને ઓળખવાનો પ્રસંગ તો પછી પ્રાપ્ત થયો.

ચોરવાડમાં અમે ચાર દિવસ રા. નાનાલાલ કવિની મીઠી મહેમાનગીરીનો અનુભવ કરતાં રહ્યાં, પણ એ મીઠી મહેમાનગીરીમાં બાવાજીની સુંદર વાતો અને 'ૐ'ના ધ્વનિ ન ભળ્યાં હોત તો ઉણપજ રહેત.

એમનામાં વૃદ્ધનું શાણપણ અને વિરાગ, યુવાનનાં રસિકવૃત્તિ અને બલ અને બાળકનો ઉત્સાહ અને આનંદ ઉભરાતો હતો. ચોરવાડની પાનની વેલોમાં ઘુંચવતાં, ક્રોસ અને કુંડીઓમાં નવરાવતાં, વડાવનમાં

ફુદાવતાં, બગીચામાં ફેરવતાં, પૂર્ણિમાની રાત્રીએ સમુદ્રનાં રસગીત સંભળાવતાં અને અગાશીમાં લલિતના ભજનરસને ચખાડનાર એ સંસારી છતાં અસંસારીનાં સ્મરણ તો ઘણા કાલ સુધી રહેશે. સુંદરતા એમના શબ્દે શબ્દમાં ભરી હતી. એમનું જીવનજ સુંદરતામય હતું. મને એમ થયું કે આમનામાં કદી ઉદાસીનવૃત્તિ આવતી હશે?

જુનો છતાં જુનાને નવા સ્વરૂપમાં એ જોઇ શકતો, રૂઢીદેવીને દૂર બેસાડતાં એને આવડતું. લોકમતને એ માન આપતો છતાં લોકમતનો એ ઉપાસક ન હતો. જુનાગઢમાં એક મિત્રને ત્યાં જમવા જતાં બનેલો પ્રસંગ તરતજ યાદ આવે છે, અને પોતાને ખરું લાગે ત્યારે જરાએ આંચકા વગર કહી શકવાની એમની શક્તિનો સહેજે ખ્યાલ આવે છે.

મૃત્યુ પહેલાં એ અમદાવાદમાં આવ્યા ત્યારે મારી સાથે એક વખત ફરવા આવેલા એ પ્રસંગ તો ભુલાય એવો નથી. પશ્ચિમની ભાષાના સંસ્કારો એમને નહોતા લાગ્યા, છતાં ત્યાંના છેક આગળ વધેલા વિચારોને એ પચાવી શકતા. ગ્રેજ્યુએટ થએલા છોકરાઓ પણ કેટલીક વાતોથી જરામાં ભડકી જાય છે. આ મનુષ્ય એને આવી રીતે ગ્રહણ કરે અને એથી પણ વધારે સાહસિક વિચારોને શાંતિથી દર્શાવે એથી મને ખુબ આશ્ચર્ય થયું.

પણ આવા આનંદી હૃદયનેએ કોઇ કોઇ વેળા ઉદાસીન વૃત્તિઓ (moods) આવતી. વનિતાવિશ્રામમાં ભાષણ આપ્યા પછી છેલ્લા એ ઘેર મળવા આવ્યા ત્યારે કંઈ અકથ્ય ઉદાસીનતા એમના હૃદયમાં ભરી હોય એમ લાગ્યું. એવી વૃત્તિઓ આવે છે તો સૌને; આત્માના બળના પ્રમાણમાં એની અસર વધારે કે ઓછી ટકે એટલું જ.

નિરાશને પ્રોત્સાહિત કરનાર, જનસ્વભાવનો જાણનાર, અનેકવિધ વનસ્પતિઓનો રસ જાણનાર અને ચખાડનાર, 'ૐ'નો ગુંજનાર

અને સુંદરતાનો આનંદ રેલાવનાર એ સાધુ અંતરના ચિત્રપટ પર સદાએ ઉજ્જવલ રંગોથી આલેખાએલો રહેશે.

કોઇએ કહ્યું છે કે 'સૌરાષ્ટ્ર સાધુસુનો થતો જાય છે.' કેવું કટુ પણ દુઃખદ સત્ય!

( ૨ )

## રા. નાનાલાલ કવિ

કેં ઘણા વખત પહેલાં 'નાના નાના રાસ,' 'ઇંદુકુમાર' અને 'જયાજયંત' વાંચેલાં ત્યારે શબ્દોરુપી પુષ્પોની ફુલગુંથણી કરનાર ચતુર માળીમાં બહુ આકર્ષકતા લાગી હતી. ગુજરાતી શીવાય બીજા સાહિત્યનો ત્યારે મને જરાએ અભ્યાસ નહતો. છેક દશ બાર વર્ષની ઉમ્મરે રા. નરસિંહરાવની 'હૃદયવીણા'માં આકર્ષણ થયું હતું. તે પછી રા. કવિનાં પુસ્તકો જેટલું બીજામાં આકર્ષણ નહોતું લાગ્યું. ન્યાય આપવાની શક્તિ નહોતી; પ્રકાશથી અંજાઇ જતા બાળક જેવીજ વૃત્તિ હતી.

અમે બધાં યાત્રાએથી પાછાં ફરતાં રાજકોટ ગયાં અને કવિની જુની દોસ્તી સંભારી એમણે મળવા જવાનું ઠરાવ્યું, ત્યારે મને ખુબ જિજ્ઞાસા થએલી. રા. કવિ તે વખતે રાજકોટમાં એકલાજ હતા. એમનું કુટુંબ તો બહારગામ ગયું હતું.

સાધારણ રીતે પુરુષ પુરુષોને મળવા જાય ત્યારે સ્ત્રીઓને સાથે જવાનો રીવાજ આપણા હીંદુ સંસારમાં નથી. પણ એક વખતે જેનાં પુસ્તકોએ મને અંજાવી હતી, તેને જોવાનો પ્રસંગ મળે તો શું કામ જવા દેવો ધારી બધાંની સાથે હું પણ ગઇ.

રાજકોટમાં કવિને ત્યાં જે ગયાં હશે તે તો ડહેલીમાં પેસતાં જમણા હાથની ઓરડીથી બરાબર પરિચિત હશે. ટેબલ પાસે દેખીતી ગંભીરતા સાથે બેઠેલો મનુષ્ય તે રા. કવિ.

કેટલીક જુની વાતો સંભાર્યા પછી વચમાં 'ઇંદુકુમાર'નો બીજો ભાગ ક્યારે બહાર પાડો છો ?' એમ મેં જ્યારે પુછ્યું ત્યારે 'મારાં પુસ્તકોમાં રસ લેનાર કોઇક છે' એમ તો રા. કવિને થયુંજ હશે. કારણકે ત્યાર પછી એમણે કંઇક વધારે રસથી મારી સાથે વાત કરવા માંડી. આ રા. કવિ સાથેનું પ્રથમ ઓળખાણ. તે પછી તો ઘણા પ્રસંગોએ અમે મળ્યાં. અને ઘણું સારું અને ખોટું એમને વીશે સાંભળ્યું. ઉઠતાં ઉઠતાં એમણે 'ઉષા' આપી (જે એ વખતે પ્રેસમાં હતી.) અને બધાં કરતાં આમાં મને વધારે રસ પડશે એમ કહ્યું.

રા. કવિમાં કલ્પના અને શબ્દગુંથણી સરસ છે. સ્વભાવે વિનોદશીલ છે. તોફાન એમની આંખમાં વસે છે. સાથી તરીકે એ ગમે એવા છે. પણ મિત્ર તરીકે 'exacting' વધારે છે. આગ્રહ–મમત કે કદાગ્રહ કહેવાય તેટલો–એમનામાં ખુબ છે. અને રોષ ચઢાવતાં બહુ ઓછી વાર લગાડે છે. પ્રતિસ્પર્ધી તરફ એ ઉદાર ભાવથી નથી જોઇ શકતા, અને અનુયાયીઓ અને આશ્રિતોથી વીંટાઇ રહેવાનું એમને ગમે છે: માયાળુ પણ છે અને માની પણ છે. એ પોતે જોઇ નહીં શકતા હોય છતાં એમનામાં 'અહં' છે.

એમને માટે મને ઘણું માન હતું અને હમણાં પણ છે...એમના કેટલાક સાંકડા વિચારો માટે કાઠીઆવાડનો લાંબો નિવાસ તો જોખમદાર નહીં હોય ?

એમનામાં ભાવનાપ્રધાન પ્રકૃતિ વધારે છે. અતિથિ–સત્કાર કવિનો ખાસ ગુણ છે. એમના ગૃહસંસારને અતિથિ–સત્કાર માટે તપોવન સાથે સરખાવતાં મેં કોઇકને સાંભળ્યું છે.

કુટુંબી તરીકે–મિત્રો અને પ્રવૃત્તિઓ આડે કુટુંબ તરફની ફરજો ઘડીવાર વીસારે પડે ખરી. કવિ તરીકે–એમનામાં કલ્પના છે, રસ છે, ભાવ છે, શબ્દસુંદરતા છે, કવિત્વ પણ છે. પણ સર્વ સ્થલે કવિતા

નથી લાગતી (એમનામાં કશાકની ઉણપ લાગે છે; શાની તે નથી સમજાતું.

એમના માનસિક ઝરણમાંથી પડતા ધોધનો અપવ્યય વધારે થાય છે. જલનો પ્રવાહ છે. પણ કીનારાનાં બંધન નથી. પણ આખરે એ તો કવિજ.

રા. કવિમાં આનંદ રેડવાની શક્તિ બહુ છે. ઘણા આનંદના પ્રસંગો માટે હું એમના ઉપકાર નીચે છું. અમદાવાદ આવે ત્યારે અમારા હૉલમાં ભેગા થતા મંડલમાં જામતો આનંદ, ચોરવાડની મહેમાનગીરી, ગીરનારની મુલાકાતો, ડૉ. ખાંડવાલાને ત્યાંનું ચંપલ–પ્રકરણ, અને અમુક પ્રસંગોએ દાખવેલો ઉંડો સદ્દભાવ, એ એમના પરિચયની એટલી વિવિધતાઓ છે કે આનંદ અને આભાર સાથે યાદ કર્યાં વિના ન રહેવાય.

## (૩)

## રા. ચંદ્રશંકર પંડ્યા

રા. ચંદ્રશંકર સાથેનો મારો પરિચય પ્રત્યક્ષ કરતાં પરોક્ષ વધારે છે. એમને મળવાના પ્રસંગોમાં મેં એમને વીશે જેટલું અવલોકન કર્યું છે તેથી વધારે એમને વીશે મિત્રોદ્વારા સાંભળ્યું છે. એમના ખરા પ્રકાશના વખતે તો મેં એમને જોએલા પણ નહીં. એટલે કદાચ અધુરું કે એકદેશીય એમને વીશે કહેવાય એ સ્વાભાવિક છે.

રા. ચંદ્રશંકર પંડ્યા સૌ. વસંતબાના વર તરીકે મારા ધ્યાનમાં આવ્યા હશે. એમની એક ટુંકી કવિતા પહેલવહેલી કોઇક સ્થલે મેં વાંચેલી ત્યારે હોશીઆર પત્નીનું અનુકરણ કરતા અથવા એને લાયક થવા મથતા પતિનો મને ખ્યાલ આવ્યો. બીચારા ચંદ્રશંકર!

આતો ઘણાં વર્ષો પહેલાંની વાત થઇ. તે પછી રા. ચંદ્રશંકરની ટુંકી કવિતાઓ વધારે નજરે ચઢવા લાગી. રા. ચંદ્રશંકરની 'સ્ટાઇલ'

(શૈલી) વીશે કંઇક વધારે સંભળાવા માંડ્યું. તે વખતે અત્યાર કરતાં મારા વિચારો સંકુચિત બહુ હતા. રા. ચંદ્રશંકરની થોડીજ કવિતાઓ મને કવિતા તરીકે ગમતી. એમના લેખો વધારે ગમતા. જો કે અત્યારે પણ એમની કવિતા વીશે મારા મતમાં થોડો જ ફેરફાર થયો છે. એક વખતે તો એમની કવિતાઓ વીશે ચર્ચાપત્ર પણ લખ્યું હતું, પણ પરમેશ્વરથી કદાચ બીજો નંબર રા. ચંદ્રશંકરનો એમ રા. રમણીયરામના મનમાં હોય તેથી, કે 'સમાલોચક'માં રા. ચંદ્રશંકર પર ચર્ચાપત્ર લખવાની ધૃષ્ટતા કરવાની કોઇને તક ન આપવી તેથી, અથવા બીજા કોઇ કારણથી, એ ચર્ચાપત્ર રા. રમણીયરામ છાપી ન શક્યા. એમાં એમને અંગત તત્ત્વ વધારે લાગ્યું એમ મને એમણે કહ્યું. એમના મત વીશે સંપૂર્ણ માન છતાં હજુ સુધી મને તેમ લાગ્યું નથી.

રા. ચંદ્રશંકર પ્રકૃતિથી સ્નેહાળ વધારે છે. એમને સ્નેહ જોઇએ છે પણ વધારે. ગુણદોષપરીક્ષા એ સરસ કરી શકે છે. સ્વભાવથીજ એ વિવેચક છે. રા. ચંદ્રશંકરના સર્વ મિત્રોને એમનો દરબાર અને એમાં ચાલતાં વિવિધ પ્રકારનાં વિવેચનો, ગુણદોષ-પરીક્ષા, વ્યાખ્યાનો અને એ સર્વની સાથે ભળતી મીઠી મશ્કરીઓ, હૃદયના ભાવપૂર્વકના સત્કાર અને ઉદારતા જરુર યાદ હશે.

એમનામાં નાગરપણું નથી પણ નાગરિકતા છે. આત્મસન્માન વધારે. સ્ત્રીઓને એમની મિત્રતા વધારે ગમે છે એમ એમને વીશે કહેવાય છે. જોઇએ તે કરતાં એમને 'લાડ' વધારે મળ્યાં છે. લાડકા કહી શકાય કે નહીં તે ખબર નથી.

આપણી સ્ત્રીઓ ગીતમાં ગાય છે તેમ કોઈ દિવસ એ 'વર-ણાગીઆ' હશે ? તેઓ ભલે નાના તારક હોય પણ વિશાલ વ્યોમમાં તેમને માટે સ્થાન છે જ.

( ૪ )

## રા. કનૈયાલાલ મુનશી

ઘણીખરી વખતે લેખકોને ઓળખ્યા પહેલાં એમનાં પુસ્તકોને હું વધારે ઓળખું છું, રા. મુનશીના સંબંધમાં પણ તેમ જ થયું.

'ગુજરાતી'ના દીપાવલિ અંકમાં આવેલી "કોકિલા," 'ગુજરાતી'માં દર સપ્તાહે પ્રકટ થતી 'વેરની વસુલાત' અને તે પછી 'મારી કમલા અને બીજી વાર્તાઓ,' 'પાટણની પ્રભુતા,' ને 'ગુજરાતનો નાથ,' એક પછી એક વાંચવામાં આવ્યાં ત્યારે ગુજરાતના સાહિત્યાકાશમાં એક નૂતન ગ્રહ ઝળકવા માંડયો છે એવું સહેજે ભાન થયું હતું. લેખક તરીકે તો રા. મુનશીએ ઘણાને મોહ પમાડયા છે.

ત્યાર પછી બે માસ એકજ બીલ્ડીંગમાં રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, ત્યારે એમને વીશે કંઈક વધારે જોવાનું મળ્યું.

રા. મુનશી દેખાવમાં નાજુક અને નીચા છે, મારી ભાષામાં 'નાનો માણસ' છે. અગ્નદેવ સાથે એમને બહુ મૈત્રી નથી, પણ પૈસા કમાવા સવારથી સાંજ એ મહેનત ખુબ કરી શકે છે. એમનું લેખનકાર્ય એમાંથી ઉદારતાથી ખેંચી લીધેલી થોડીક મીનીટોમાં એ કરેછે.

મનુષ્યસ્વભાવ પારખવાની એમની શક્તિ અજબ છે. મેધાના ચમકારા એમનામાં ચમકે છે પણ સાથે અહંના ચમકારા પણ તેટલાજ છે.

બુદ્ધિના શિખર પરથી એ, બીચારા જગત્ પર નજર કરે છે. કોઇએ એમનાં પાત્રોમાં અક્કડતા બહુ છે એમ કહ્યું છે. એમને વીશે પણ એમ કહી શકાય.

સાયન્ટીસ્ટની માફક જનતા સાથે એ ભળે છે તે પૃથક્કરણ

કરવા માટે. સ્વભાવનાં બધાં તત્ત્વો એ જુએ છે. દયાહીન રીતે એનું વર્ગીકરણ કરે છે. અને હું એ કરી શકું છું એમ એ સમજી શકે છે.

આવા મનુષ્યની બુદ્ધિને જગત્ નમે પણ ચાહી ન શકે. આત્મસન્માન વધારે. બીજા તરફ તિરસ્કારપૂર્વક જોવાની વૃત્તિ પણ કંઇક ખરી. રીતભાત સભ્ય અને સારી છટા પણ છે.

* દુનીઆ તરફ તેઓ બેદરકાર છે. લાગે છે કે દુનીઆ પાસે કંઇક વસ્તુ એમણે માંગી પણ મળી નહીં. ગર્વને લીધે તેની સમક્ષ તે ફરીઆદ કરતા નથી પણ તેને તિરસ્કારે છે અને પોતાના અંતરમાં તેને નિર્દયરીતે ચુંથવામાં આનંદ માને છે. તેમને સહાનુભુતિ ગમતી નથી કારણકે તે મેળવ્યે ગૌરવનો ભંગ થશે એમ તે માને છે.

પણ કદાચ આ દેખીતી બુદ્ધિની કઠણ સપાટી નીચે હૃદયના કૂપમાં ઊર્મિઓનાં મીઠાં વારિ ઉભરાતાં હશે; કોઇએ એ જલ પીધાં હશે, પણ એ જલ દુર્લભ તો ખરાં જ.

હૃદયની તો વાપરેજ કીંમત વધે છે.

( ૫ )

## રા. લલિત

રા. લલિતનાં કાવ્યોમાં ભાવ કરતાં શબ્દમાધુર્ય વધારે છે. રા. લલિત બની શકે ત્યાં સુધી સર્વને અનુકૂલ થવાનો પ્રયત્ન કરે છે.

---

* He is indifferent to the world, because he could not get something from it which he wanted. In his pride he does not complain before it but despises it all the more; and takes a delight in criticising it and tearing it to pieces before his mental eye. He does not like sympathy because he thinks it lowers his dignity.

પણ જે સર્વને પ્રસન્ન કરવા જાય તે કોઈકનેજ કરી શકે એ નિયમ એમને પણ લાગુ પડે છે. જગત્ એમને હમેશાં અન્યાયી લાગ્યું હશે અને લાગશે.

રા. લલિત મંજીરા સાથે ભજનોની રસલ્હાણ હમેશાં કરે છે. રા. લલિતને ઓળખતું હશે તે એમના મંજીરાથી પણ સારી રીતે પરિચિત હશે. મંજીરા સાથેની એમની મૈત્રી 'યાવચ્ચંદ્રદિવાકરૌ' સુધીની છે.

ચંદ્રસૂર્યના મોહમાં લોકો ગૃહદીપકને વીસારી મુકે તેમ ઘણાકો મહાન્ કવિઓની શોધમાં, સુંદરીઓના રાસમાં અને બાળકોના ક્લાસમાં ગવાય એવાં રા. લલિતનાં રસગીતોને વીસારી દે છે.

"બ્લેંક વર્સ" લખવાનો મોહ હજુ એમને નથી લાગ્યો. રા. લલિત માત્ર કવિતા એકલીજ કરતા નથી. એ ઉપદેશ પણ કરે છે, ભાષણોએ આપે છે, અને સમાજસેવામાંએ યથાશક્તિ પોતાનો ફાળો આપવાનું ચુકતા નથી.

એમનામાં સર્જનશક્તિ કરતાં શબ્દગુંથણી વધારે છે. કેટલાંએ નવા લેખકોરુપી સંતનીયાંના આંગણુલાની આંબલીઆ ડાળોમાં મીઠડા ટહુકતા શબ્દોરુપી કોયલડીઓ એમણે ટહુકાવી છે.

એમના મંજીરાનો રણકાર અને ધોળનીઆંના ગીતનો લલકાર કોઇક વખત અચીંત્યો યાદ આવી રા. લલિતનાં સ્મરણો જગાવે છે.

એમની ભાવનાને અનુરુપ સંજોગો રા. લલિતને મળ્યા હોત તો તો એ શું શું કરત?

( ૬ )

## કાકાસાહેબ ( રા. કાલેલકર )

અંધારી રાતે ભરનિદ્રામાં જાગતાં દષ્ટિ કેં શોધ કરતી હોય તેમ આકાશના પટ પર ફરી વળે અને એક તેજસ્વી તારકમણિને જખ-

ફ્તો જોઇ ત્યાં ઠરે, તેમ ગુજરાતના નાના મોટા ઘણા વિચારકો ને શિક્ષણશાસ્ત્રીઓમાં ભમી વળતી દૃષ્ટિ કાકાસાહેબ ઉપર ઠરે છે. હીંદુસ્તાનની ખાણનાં ઘણાં રત્નો મૂલ્યવાન્ બહુ હતાં પણ એમનો ચમકાટ માત્ર એમની ખાણનેજ અજવાળતો. ગુજરાતના સદ્ભાગ્યે પૂજ્ય ગાંધીજી સમા રત્નપરીક્ષક એને મળ્યા, અને પરિણામે કૈં કૈં રત્નોને ઓળખવાનું ભાગ્ય ગુજરાતને પ્રાપ્ત થયું; એમાંનું એક મહામૂલ્યવાન્ રત્ન તે કાકાસાહેબ.

જ્ઞાનને સર્વ દિશાએથી અને જેટલી વિસ્તૃતતાથી જોવાય તેટલું જોવું અને તેને પચાવવું; બુદ્ધિના ગહન ભેદોને ઉકેલવા એ કાકાસાહેબનું જીવનકાર્ય છે. પણ તે એટલેથીજ સમાપ્ત નથી થતું. શિક્ષણશાસ્ત્રીની દૃષ્ટિએ એ જગત્ જુએ છે પણ એમની દૃષ્ટિ ત્યાંજ અટકતી નથી. બુદ્ધિ એમને છોડતી નથી, પણ ભાવના અને આદર્શો એમના ઉપર સત્તા ચલાવે છે. બાલકની કૌતુકવૃત્તિ એમનામાં છે. યુવાનનો વેગ અને વૃદ્ધનો સંયમ છે અને એ સર્વમાં એમનો મર્માળો વિનોદ રસ પુરે છે.

બુદ્ધિમાન્ પુરુષોનું ગૃહજીવન ઘણુંખરું બહુ શુષ્ક હોય છે. ઉપકાર કરતા હોય કે દયા કરતા હોય તેમ તેઓ પોતાનાં અશિક્ષિત સ્વજનોને નીભાવી લે છે: પણ કાકાસાહેબ વિદ્વાનોની સામાન્ય માટીથી ઘડાએલા નથી. કાકીથી અસ્પર્શ્ય બુદ્ધિની ટોચો પર ઉભા રહ્યા છતાં કાકીની નાની લાગતી વાતોને જરાએ કંટાળ્યા વિના અને કદાચ રસ લઇનેએ સાંભળતા હશે. એમના પુત્ર પ્રતિનો એમનો પ્રેમ એ એમના વિશ્વપ્રેમનું કેન્દ્ર હશે. અને જગતના નાનાં તેમજ મોટાં બાલકો પ્રત્યેની તેમની ધીરજ અને રસ કૈં ઓછાં નથી.

જગત્ એમણે ખુબ જોયું છે અને અનુભવ્યું છે, અને તે એ દૃષ્ટાના કૌતુકભર્યા હાસ્યથી કે પ્રેક્ષકના અટ્ટહાસ્યથી નહીં પણ જગતમાં જઇને ને જગતવાસી થઇને, અને તે છતાં પ્રેક્ષક સમું દૂરત્વ રાખીને.

ટેવ એ એમને માટે સર્જાઇ નથી. બંધન પાળે છે છતાં એ બંધનોનો બાધ એમને નથી નડતો. એમના શિષ્યોના એ પ્રિય ગુરુ છે. મિત્રોના એ માર્ગદર્શક સખા છે, સાક્ષરોના એ સમોવડીઆ સાથી સમા છે.

સાગરનાં ભરતી ને ઓટ એમનામાં નથી, પણ ઉંડા સરોવરનાં અક્ષોભ જલ એમનામાં ભરેલાં છે. એ ચક્ષુને આકર્ષતા ચંદ્રમા નથી, પણ હૃદયમાં છપાઇ રહેતા શુક્રતારકનું એ અનેરું તેજ છે.

જગતના એ મિત્ર છે, પણ જગતના કોલાહલથી એ દૂર વસે છે. આત્માના એ ઉપાસક છે છતાં સ્થૂલના એ ચિકિત્સક છે. કર્મયોગ એમણે પચાવ્યો છે છતાં યોગીના વિરાગ એમને વધારે પ્રિય લાગે છે. રાજયોગીના પ્રતાપ કરતાં તપસ્વીનાં તપ એમનામાં વધારે છે.

ઘણાને મન નિર્જીવ લાગે એવી વસ્તુઓમાં એ અદ્‌ભુતતા ( romance ) પરખે છે અને અર્પે છે. જનોની બાલવૃત્તિ એમનામાં સ્મિત શીવાય બીજી ભાવનાને ભાગ્યે જ આકર્ષે છે. લુખ્ખા તત્ત્વજ્ઞાનમાં કલ્પનાના રંગની એ અજબ મેળવણી કરે છે.

વિષયો સમજાવવામાં દૃષ્ટાંતો એમના જેટલી સુંદર રીતે કોઇક-જ સુઝી શકે. મહારાષ્ટ્રી હોવા છતાં ગુજરાતી પરનો એમનો કાબુ તો ગુજરાતીનેએ શરમાવે તેવો છે. કલાને એ બહુ ઝીણવટથી પરખે છે.

કોઈ સંતપુરુષ કહી ગયો છે કે સત્સંગ કરાય તેટલો કરવો; પણ સત્પુરુષોનો સમાગમ જીવનપંથમાં કેટલો વિરલ હોય છે?

( ૭ )

## મહાદેવભાઈ

છેલ્લી નાગપુર કોંગ્રેસ વખતે અમે સબજેકટસ કમીટીમાં પ્રેક્ષક તરીકે ગયાં ત્યારે મહાદેવભાઇ પણ ત્યાં આવ્યા હતા. હું મહાદેવભાઇને જોયે ઓળખતી પણ એમના તરફ વધારે જિજ્ઞાસાવૃત્તિ તો ત્યારથી જ થઇ. કેમ થઇ તે કહું ?

સબજેકટસ કમીટીમાં મારી એક સખીએ મહાદેવભાઇ વીશે 'આ કોણ છે?' એમ મને પુછ્યું. 'એ તો ગાંધીજીના સેક્રેટરી મહાદેવભાઇ,' મેં જવાબ આપ્યો. 'એમ? મેં ધાર્યું હતું કે મહાદેવભાઇ તો ઘરડા ને ગંભીર ને અરસિક હશે.' એના કહેવામાં જરા કદરૂપા હશે એવો પણ ભાવ હતો. 'કેમ કે ખુબ ગમે છે? તારે પરણી જવાનું મન હોય તો કૈં વિચાર કરીએ. (દુર્ગાબેન તે વખતે સ્મૃતિમાં ન હતાં. દુર્ગાબેન આ વાંચે તો માફ કરશે એવી આશા સાથે.)'

ગાંધીજીના સેક્રેટરીનું નામ સાંભળીએ તો પ્રથમ તો કૈં જુદોજ વિચાર આવે અને માટેજ મહાદેવભાઇને જે પ્રથમ જુએ તેને આશ્ચર્ય થાય.

મહાદેવભાઇ કદે ઉંચા છે. પાતળા ન કહી શકાય. એમના સહેજ ગોરટીઆ વાનમાં અને ભાવદર્શક મુખમુદ્રામાં આકર્ષકતા રહેલી છે. એ અરસિક નથી એમ તો તરતજ કહી શકાય. એ બુદ્ધિપ્રધાન હશે કે ભાવનાપ્રધાન હશે એ એક મુશ્કેલ પ્રશ્ન છે. પણ ગાંધીજીનો પ્રિય શિષ્ય એકલો બુદ્ધિપ્રધાન માણસ નજ થઈ શકે. શુષ્ક બુદ્ધિની કરડી છાપે એમને બગાડયા નથી અને એમની લાગણી અનુભવવાની શક્તિ ને બુદ્ધિએ બુઠ્ઠી કરી નથી.

ગાંધીજીને તો પુજીજ શકાય પણ મહાદેવભાઇ તો મિત્ર થાય તોજ ગમે.

એ sensitive બહુ છે. સ્મરણ–શક્તિ એમનામાં સરસ છે. જ્ઞાન પાછળ એ અવિશ્રાંત ઉદ્યોગ કરી શકે છે. એમના લખાણમાં એક જાતની મોહકતા છે. પણ એ aristocrat થવાને સર્જાયા હોય એવા વધારે લાગે છે.

એમની રસિકતા ઉપર એ વિરાગનાં પડ ચઢાવવા ખુબ પ્રયાસ કરે છે. મહાદેવભાઇ શુષ્ક તત્વજ્ઞાની થાય તેના કરતાં આવાજ રહે તે વધારે સારું નહીં?

દેશ માટે એમનો આત્મા સતત્ બળે છે. પરિસ્થિતિને અનુકૂલ થવાની કે કરવાની તાકાત એમનામાં છે.

સાક્ષરશ્રી મણિલાલ નભુભાઇની નવલકથાના પાત્ર ગુલાબસિંહને એ કંઇક મળતા આવે. જો કે સામ્ય બહુ દૂરનું છે. એ મત્સ્યેન્દ્ર થાય તો એમને લાભ હશે, જગતને શો? એમના વિનોદમાં શાંતિ વધારે છે. યોગી એ એમનો આદર્શ હશે. ગાંધીજી જેવા એ છેક તટસ્થ નથી થયા. જગતને માટે એ વિચારે તેમ પોતાને માટે પણ એ વિચારે છે. એમનામાં સુરુચિ છે. રસ, ભાવ, અને ઊર્મિઓ છે. સુંદરતા પરખે એવાં મન અને દૃષ્ટિ છે.

એમના ચારિત્ર્યમાં એક પ્રકારનું ગૌરવ છે. અંતર એ જાળવી શકે છે. જીવનના મોહમાં એ પડયા હોત તો વિજય એમને જરૂર શોધતો આવત.

દેશયજ્ઞની વેદીમાં આવા ભારતમાતાના કંઇ કંઇ સુહાગી પુત્રો હોમાયા છે. બત્રીસલક્ષણા પુરુષો વિના ભોગની સફલતા નથી હોતી. સ્વતંત્રતાની દેવીનું ખપ્પર આવા લક્ષણવંતા પુત્રોથી ભરાતું થશે તોએ દેવી નહીં રીઝે?

(૮)

## રા. ઇંદુલાલ યાજ્ઞિક

ઇંદુભાઇને ઓળખ્યે તો વર્ષો થઇ ગયાં. ઘણાં નહીં, થોડાં; પણ એ થોડાંએ થોડાં નથી લાગતાં.

ઇંદુભાઇ એટલે ટ્રેનની ઝડપ, ઇંદુભાઇ એટલે બાલકનાં તોફાન, ઇંદુભાઇ એટલે લશ્કરનો સીપાહી.

ઇંદુભાઇમાં ઋષિમુનિનો સંયમ નથી પણ યોદ્ધાનો નિગ્રહ છે. એમના બલવાન્ દેહમાં બાલકનો આત્મા વસે છે. એમનામાં બાલકના સમાન નિર્દોષતા છે. બાલકોજ એમના પ્રિય મિત્રો છે. બાલકની

માફક એમને પણ નવાં કાર્યો અને નવાં નવાં માણુસો સાથે રમવાનું–પ્રસંગ પાડવાનું ગમે છે. બાલકના જેવી અસ્થિરતાઓ એ એમનામાં છે. એ પણ અનંતના આંગણે રમતું બાલકજ છેને?

દેશકાર્યનું અસિધારાવ્રત એમણે લીધું છે. હનુમાનની માફક એમના હૃદયના ઉંડા ભાગમાંએ દેશ શબ્દજ કોતરેલો હશે. દેશ-કાર્ય માટે એમના જેટલો અવિરત ઉદ્યોગ કોઇકજ કરી શકે. દેશને માટે એમણે તો ફકીરી લીધી છે. કામ કરતાં એમણે ક્ષુધા, તૃષા અને આરામની સામે નથી જોયું. નમી જતી પાંપણોએ નિદ્રાસુંદરીની વિનંતીઓ એમણે ઘણી વાર જતી કરી હશે.

એ લેખક છે પણ એમની લેખનપ્રવૃત્તિને બીજાં કાર્યો આડે જોઇએ તેટલો અવકાશ નથી મળતો. કલ્પનાની પાંખો ઉપર એ ઉડે છે, પણ ઘણી સમિતિઓ અને ઓફીસોનાં કાગળીઆં એમને સ્વચ્છંદી થવા નથી દેતાં. પણ કાર્યના પિંજરમાં પુરાએલી એમની રસવૃત્તિઓ ત્યાંએ પાંખો ફફડાવી પોતાનું અસ્તિત્વ જણાવ્યા વિના નથી રહેતી.

પણ એમને વ્યવહારદક્ષ ન કહી શકાય. વ્યવહાર એમને નથી આવડતો કહીએ તોપણ ચાલે. શિષ્ટાચારની જરુર એ ઘણી વખત નથી સ્વીકારતા. વર્તનમાં ઘણાને એમની કર્કશતા સાલતી હશે.

એકલો સ્વાર્થત્યાગ અને દેશસેવા માનવને જનસમાજની સામાન્ય ભૂમિકાથી ઘણે ઉંચે લઇ જાય છે, પણ મહાન્ થવું હોય તો એટલું-જ બસ નથી. જે દેશ ને સમાજ માટે માણુસ કાર્ય કરતો હોય તેના શિષ્ટાચાર જો તે ન પાળે કે તેની ઉપેક્ષા કરે તો એની સેવા અસરકારક નથી થતી. એના શુદ્ધ હેતુઓમાંએ જગતને બહુ વિશ્વાસ નથી આવતો. મિત્રના દુર્વર્તન પર અસર કરવી હોય તો તેની ભુલોની સખત ટીકા કરવા છતાં બીજી સર્વ વાતમાં તેને અનુકૂલ રહેવું

જોઇએ. એ રીતે માણસ જેટલી અસર કરે તેટલી બીજી રીતે ન કરી શકે. સમાજનુ પણ તેમ જ છે.

સ્વજનોનાં બંધન એમણે ક્યારનાંએ તોડયાં છે. સ્નેહનાં બંધનો પણ એ થોડાંજ પાળે છે. કુટુંબ અને સ્ત્રીઓનો સહવાસ એમને વધારે મળ્યો હોત તો એમના સ્વભાવનાં ઘણાં સુંદર તત્ત્વો કેળવાત.

સ્ત્રીઓથી એ ભડકીને નાસી નથી જતા. ઘણે ઠેકાણે ગૃહિણીઓના માતા સમા ભાવ એ અનુભવે છે. ઘણી બાલાઓનાં ભગિનીકૃત્યથી એ ભાગ્યશાલી બને છે. પણ એ બધુંએ બહુ દૂરનું છે. હેતાળ માતાના ઉમળકા એમનામાં ભરતી આણત, ભગિનીની વહાલભરી વાતો એમનામાં ઉત્સાહ પ્રેરત. પત્નીની સહૃદયતા ને પ્રેમ એમના ઉરસાગરમાંથી અમૃત નીતારત; એમના અંતરનાં તોફાનને શાંતિથી શમાવત. સ્ત્રીઓ વિના એમના જીવનમાં ને કાર્યમાં ઉણપજ રહેશે.

( ૬ )

## બાબુ ક્ષિતિમોહન સેન

અમદાવાદની સાહિત્ય પરિષદમાં કવિવર ટાગોરની સાથે આવેલા શાંતિનિકેતનના બે અધ્યાપકો, એ પરિષદમાં આવેલા ઘણાના સ્મરણમાં હશે. વાંકડીઆ બંગાળી ફેશનના વાળ અને જોઇએ તેથી સહેજ વધારે સ્થૂલ શરીરવાળા તેમાંના એક તે ક્ષિતિમોહન સેન.

ક્ષિતિમોહન બાબુ સાથેનો મારો પરિચય રા. કરુણાશંકરને લીધે થયો. તે પછી ફરીવાર એ અમદાવાદમાં આવ્યા ત્યારે પણ મળ્યા. એટલા ટુંકા પરિચયમાંએ એમના સ્વભાવની એક કરતાં વધારે બાજુઓ જોવાનું ભાગ્ય મને મળ્યું.

એમને વીશે પડેલું મારા સ્મરણપટ પરનું એક ચિત્ર બહુ સુંદર

છે. એમાં એમના અત્યંત વિનોદી અને આનંદી સ્વભાવનું દિગ્દર્શન સરસ થાય છે. કથનકોદ્વારા વિનોદથી છલાછલ ભરેલા ઉપદેશનું પાત્ર એ આપણા આગળ ધરે છે. અને તમે ઇચ્છો તે પહેલાંએ, એ તો પીવાઇ જાય છે. એ વખતે એમનું વ્યક્તિત્વ પ્રભાવશાલી કરતાં આકર્ષક વધારે લાગે છે.

પણ એમણેજ કહ્યું હતું તેમ એ એક ગ્રહની બહુ નજદીક આવી ગયા છે. અને તેથીજ તે બીજા તેજસ્વી ગ્રહોનું તેજ એના સંપૂર્ણ સ્વરૂપમાંએ નથી જોઇ શકતા. એમની ભાષા, એમના વિચાર, એમનાં ઉદાહરણ એ સર્વ ટાગોરમયજ છે. કવિવર ટાગોરે આવી કેટલી આવૃત્તિઓ ઉભી કરી હશે ?

અમદાવાદમાં પણ ક્ષિતિમોહન બાબુએ કેટલુંક ભજ્રામંડલ જમાવ્યું હતું. વાર્તાલાપ કરવાની એમની શક્તિ સંસ્કારીને આકર્ષે તેવી અને એમને છાજે તેવી હતી. વ્યાપારકુશલ અમદાવાદમાં કુશલ વાર્તાલાપ કરનારની તો ખામીજ છે. બીજા પ્રાંતોમાં જેટલા સરસ વાર્તાલાપ કરનારના પ્રસંગમાં અવાય છે તેવું અમદાવાદમાં તો ભાગ્યે જ બને. બીજા પ્રાંતોમાં એવા મનુષ્યો અપવાદરુપ કે અપૂર્વ નથી ગણાતા, પણ રાજનગર માટે તો નવીનજ ગણાય.

એમની સુકોમલ હૃદયવૃત્તિને જોઇએ તે કરતાં જરા વધારે ‘ ટાઇટ ’ કરેલી સીતારના તારની સાથે સરખાવી શકાય.

સોથી સુંદર ચિત્રોનેજ આપણા સંગ્રહસ્થાનમાં જાળવી રાખીએ છીએ. કેટલાંક ચિત્રો કલાની દૃષ્ટિએ સંપૂર્ણ હોવા છતાં એ આપણને નથી ગમતાં. જનસ્વભાવનું પણ તેમજ છે. જો કે વિવિધતા એમાં જોઇ શકાય. ક્ષિતિબાબુનો પરિચય પણ બહુ ટુંકો હોવાથી એમને વીશેનાં સુંદર સ્મરણો બહુ થોડાંજ છે. એમને ન્યાય આપવાનું તો કેમજ બને ?

( ૧૦ )

## રા. કરુણાશંકર માસ્તર

રા. કરુણાશંકરને પૃથિવીની અંદર વહેતી સરસ્વતી કે ગુપ્તગંગા સાથે સરખાવી શકાય. એમનો પ્રવાહ બહાર નથી દેખાતો. પણ પ્રભાવ હોય છે. અને ઉર્વીના હૃદયમાં સમાઇ એને રસવતી કરે છે.

રા. કરુણાશંકર પણ એમના ઘણા મિત્રોના અંતરમાં છુપાઇ, એમનાં હૃદયને રસભીનાં કરતા હશે. એમની નાનીનાની જણાતી મૌનસેવાઓએ ઘણાંની આંતરડી ઠારી હશે.

રા. કરુણાશંકર ગુણગ્રાહી બહુ છે અને સત્પુરુષોનો સમાગમ એમને અત્યંત પ્રિય છે. એમની ગુણગ્રાહકતાએ અને સત્સંગની લાલસાએ એ ઘણા સાક્ષરો અને સત્પુરુષોના મિત્ર બન્યા છે; ભર્તૃહરિએ કહ્યું છે તેમ એ પારકાના ગુણોને પર્વત સમા કરી જુવે છે; તેમના દોષોને એ રાઇથી પણ નાના કરી જોઇ શકે છે. આપણી વ્યવહારિક બુદ્ધિને એમાં સમતોલપણું ન ભાસે, પણ એમની પાસે એવી વ્યવહાર–બુદ્ધિનો હીસાબજ કયાં છે?

એમની સ્થિતિ ને સંજોગોમાં એમની ભાવના બહુ ઉંચી છે. કુટુંબવત્સલતા એમનામાં પુરેપુરી છે. સેવા એ એમનો જીવનમંત્ર છે. એમના હૃદયમાં એ ઘણાંને સમાવી શકે છે.

એમના જેવા શિક્ષક ગુજરાતમાં થોડાજ મળી આવે. શિક્ષણને એમણે જીવનમાં વણી લીધું છે. શિક્ષક થવાને માટેજ એ સર્જાયા છે, પણ ગુજરાત હજુ શિક્ષકોને ઓળખે છેજ કયાં? એવા શિક્ષકોનો લાભ લેવાની એનામાં તત્પરતાજ કયાં છે? પરિણામે રા. કરુણાશંકરના આખા જીવનના શિક્ષણનું ફલ એકજ ભારતી નીપજાવવામાં પુરું થશે.

એમના સાક્ષરમિત્રોના સમાગમમાં ૫રતું એમનું મિત્રમંડલ એ ખાસ આંખે ચઢે એવું છે. મને તો એ ભક્તમંડલ જેવું વધારે લાગે છે. કરુણાશંકર એમના હૃદયમંદિરમાં જે પ્રતિમાઓ પધરાવે એ સર્વની ઉપાસના કરવાનો લાભ એ મંડલને મળી શકે છે.

બાલકો પ્રતિ એમની મમતા સ્વાભાવિક છે. શિક્ષણવિષયક છેલ્લામાં છેલ્લી શોધો જાણવાનો એ સદા પ્રયત્ન કરે છે. એમને સહેજ શરમાળ કહી શકાય. સમાજની નવી રચનામાં શિક્ષકોનું સ્થાન ક્યાં ?

( ૧૧ )

## રા. વલ્લભભાઇ પટેલ

કોઇક જન્મથી મહાન્ હોય છે. કેટલાંકને પ્રસંગો મહાન્ બનાવે છે. અત્યારના ઘણા નેતાઓના સંબંધમાં આમ ન કહી શકાય ?

રા. વલ્લભભાઇ પટેલ એ અત્યારના ગુજરાતના નેતા. મહાત્મા ગાંધીજી ગુજરાતમાં આવ્યા ત્યારે એ એમના વિરોધી હતા એમ કહેવાય છે. પણ કૈંક કરી નાખવું એવું તો ઘણા માણસોને જીવનમાં કોઇક ને કોઇક સમયે લાગ્યા વિના નથી રહેતું. અને મૃતવત્ પ્રજામાં પ્રાણનો સંચાર કરનારનો વિરોધ ન કરવો એવું કૈં એમને લાગ્યું હશે. વિરોધવૃત્તિ જોરદાર ન હોય ત્યારે 'હીપ્નોટીઝમ'ની અસર થાય છે અને ગાંધીજીનું શક્તિશાળી આકર્ષણ એમને એ સ્થિતિમાં આકર્ષ્યા વિના નજ રહ્યું; જો કે ત્યારે આ કાર્યની પાછળ જીવન સમર્પણ કરવું એવો એમનો ખાસ ઉદ્દેશ નહીં હોય.

કેટલીક વાર સારા મનુષ્યોને ઉત્તમ શિષ્યો મળે છે ત્યારે એમનું કાર્ય હોય તેનાથી વધારે દીપે છે: પણ ઉત્તમ મનુષ્યોને સારા શિષ્યો મળવાથી એમનું કાર્ય સારું થાય છે પણ દીપી નથી ઉઠતું. મહાત્મા ગાંધીજીને બીજા પ્રકારના ગણીએ તો રા. વલ્લભભાઇ ક્ષમા કરશે ?

મ. ગાંધીજી દોષો કરતાં ગુણો વધારે જોતા અને પરિણામે દોષોનું પ્રમાણ એમણે બરાબર ન જોયું. રા. વલ્લભભાઇ ગુણો કરતાં દોષોને માટે વધારે સાવધ રહે છે. પરિણામે એમને ગુણો ઓછા જડે છે. આ બંને વ્યક્તિઓનો સંગમ હતો ત્યાં સુધી પ્રમાણ બરાબર સચવાતું. મ. ગાંધીજી કારાવાસમાં જતાં રા. વલ્લભભાઇએ એ પ્રમાણ ખોયું અને એ ખોટ એમને વધારે સાલતી હશે.

એમની ભાષા સીધી, સચોટ અને કટાક્ષમય છે પણ સંસ્કારી ન કહી શકાય. કોઇ એને કડક પણ કહે, પણ એ વિચક્ષણ અને વિનોદીએ છે.

એમનામાં તોછડાઇ છે. એ એમની જાતિનોજ ગુણ છે એમ કહી શકાય, પણ એમની સુનીષ્ઠા માટે શંકા ન આણી શકાય.

મહાત્મા ગાંધીજીના તેજે એ તેજસ્વી થયા. મહાત્મા ગાંધીજીના પગલે એ નેતાએ થયા. ગુજરાતને દોરવાની ચાવીએ અત્યારે એમના હાથમાં છે. કેવી રીતે દોરશે એ તો ભવિષ્ય કહેશે.

ગાંધીજી વિના સુનું ગુજરાત એમના વિના વધારે સુનું પડત. જનતામાં એમનું સ્થાન એમને વીશે શ્રદ્ધા અને અશ્રદ્ધાના મિશ્રણ વચ્ચે ઝુલા ખાય છે.

એમની શક્તિ પ્રમાણે એ કાર્ય કરવામાં પાછા નથી પડતા પણ જગત્ તો કોણે જીત્યું છે કે એ જીતે?

મારા એક સાક્ષરમિત્રે એમને વીશે આપેલો અભિપ્રાય ટાંકું? "He is not the best man but the best available man" (તે સર્વોત્તમ વ્યક્તિ નથી પણ હાલ મળી શકે તેવામાં સર્વોત્તમ છે.) આ અભિપ્રાય કેટલાકને બહુ પ્રિય નએ લાગે; પણ યથાર્થ છે એમ કોણ નહીં કહે?

( ૧૨ )

## અધ્યાપક આનંદશંકર ધ્રુવ

હિમમુકુટથી આચ્છાદિત શિખરોવાળા પર્વતરાજ હિમાલયને વાચા હોય તો જગતનું એકાદ બાળક એને જરુર પ્રશ્ન પુછવા જાય કે: પર્વતરાજ ! તમારાં શિખરોમાં દિનપ્રતિદિન હિમનાં પડ તો ચઢતાં જ જાય છે અને હિમ ઓગળીને સરિતાઓ પણ વણાંજ કરે છે, ત્યારે આ હિમનો સ્વભાવ શો ? ઓગળે તો વધે કેમ અને વધે છે છતાં ઓગળે તો છેજ. બાળક પર પણ ગંભીરતાનાં પડ એટલાં ચઢેલાં હોય છે કે પ્રશ્નમાં રહેલી બાલિશતા એ ન સમજે અને વૃદ્ધ અને તપસ્વી પર્વતરાજ પણ ગંભીરતાથી ડોકી હલાવીને કહે કે 'બંને સત્ય છે. હિમમય થવું અને ઓગળવું એ બંને સ્વભાવ સત્ય છે.' એ બાળકની સાથે હિમનાં પડો કેમ બંધાય છે એ ચર્ચામાં ઉતરવાનો કાંતો પર્વતરાજને અવકાશ નથી હોતો અથવા એ સમજવા જેટલી બાળકની શક્તિઓનો વિકાસ એમને એનામાં નથી લાગતો. બાળક બીચારું પર્વતરાજની અસ્પષ્ટતાની અથવા દુધ અને દહીંમાં પગ રાખવા જેવી નીતિની ફરીઆદ કરતું ચાલ્યું જાય છે. પર્વતરાજ બાલકની બાલિશતા ઉપર મંદસ્મિત કરી વીરમે છે. આવું જ કે આનંદશંકરભાઇ અને જનતાનું છે.

રા. આનંદશંકરભાઇની વિદ્વત્તાએ એમને ગુજરાતમાં અને ગુજરાત બહાર માનભર્યું સ્થાન અપાવ્યું છે. વિદ્યાર્થીઓના એ પૂજ્ય ગુરુ છે. માત્ર હિમાલય અને બાળક જેવા પ્રસંગોથી કેટલાક એમને સમજી ન શકે એ સ્વાભાવિક છે. એમની બંને મતને બરાબર ન્યાય આપવાની વૃત્તિ તરફ કોઇક શંકાની દૃષ્ટિએ જોતા હશે. હાલનો યુગ સ્પષ્ટતાનો વધારે છે. પણ હમણાં હમણાં એમના લેખોમાં પ્રથમ કરતાં વધારે સ્પષ્ટતા હોય છે.

એમની વાર્તાલાપ કરવાની રીત સરસ—આકર્ષક છે, અને એમાં વૈવિધ્ય ઘણું હોય છે. ફીલસુફની નિર્વિકાર દૃષ્ટિએ જોવાની ટેવ એમણે વધારે પાડી છે. જીવનના ઉંડા ભાવોના મર્મથી એ પુરેપુરા જ્ઞાત છે પણ એવા ભાવ એમનામાં બહુ વ્યક્ત નથી થતા.

પુસ્તકો એમના પ્રિય મિત્રો છે.—ઉત્તમલાલભાઇ અને નરસિંહરાવભાઇ તો ખરા જ. પણ સાધારણ રીતે જનતા સાથે એ અંતર ઘણું રાખે છે. એમનામાં ઉમળકા કરતાં awe (પ્રભાવ) વધારે છે. એમની છાપ એ તરત પાડે છે.

એમનાં પુસ્તકો અને લેખોનો વારસો ગુજરાત કીંમતી ગણે છે પણ એમની પાસેથી રાખેલી ગુજરાતની આશા હજુ પૂર્ણ નથી થઇ. ગુજરાતને એ આટલાજ ભોજનથી તૃપ્ત તો ન કરી શકે, જો કે વાનીઓની મીઠાશ એમણે બહુ ચખાડી છે.

ઘણુંખરું એ મધ્યસ્થ વધારે રહે છે. એમની વિનોદવૃત્તિ ડોકીઆં કર્યા વિના નથી રહેતી. ગુજરાતમાં તો એમની હારમાં આવે એવા થોડાકજ છે.

(૧૩)

## રા. અરદેશર ફ્રામજી ખબરદાર

"પ્રભાતનો તપસ્વી" જ્યારે "સાહિત્ય"ના અંકમાં વાંચ્યો ત્યારે તેનો લખનાર કોણ હશે એ વીશે અમારી નાનકડી મંડળીમાં અમે પુષ્કળ ચર્ચા ચલાવી હતી. કદી નરસિંહરાવ, કદી બ. ક. ઠાકોરજ હોય એમ અમે નિશ્ચય કરતાં. કેટલાક નવા લેખકોનાં નામ સુચવાયાં. રા. કવિ તરફના પક્ષપાતને લીધે લેખકની કઢાય તેટલી ખામીઓ પણ કાઢી અને તે છતાંએ એ કૃતિ ગમી તો બહુજ. પણ ખબરદાર તો સુઝ્યાજ નહીં.

તે પછી પાછા "થુવર"ના કાંટા વાગ્યા. હું મદ્રાસ જવા

વિચાર કરતી હતી ત્યારે એક પત્રમાં ભાઇ માસ્તરે "થુવર"ના સંતાકુકડી રમતા લેખકને મળવાની સુચના કરી. મેં એમને પાછું પુછાવ્યું કે "થુવર" ના લેખક તમે કોને માનો છો? એમણે મારા અજ્ઞાન પર કૈંક આશ્ચર્ય બતાવ્યું હતું એમ યાદ છે. એ કૃતિઓના યશનો કળશ રા. ખબરદાર ઉપર ઢોળાય છે એવી ખબર એમણે મને આપી.

રા. ખબરદારનાં "વિલાસિકા" વગેરે કાવ્યો વાંચ્યે વર્ષો થઈ ગયાં હતાં. "કેવું સરસ ગુજરાતી લખે છે, પારસી છતાંએ!" એમ ઘડીભર વસેલું પણ પછી વીસરાઇ જવાએલું. પણ "પ્રભાતનો તપસ્વી" ને "થુવર" ભુલાય?

તે પછી દક્ષિણમાંથી પાછા વળતાં નવેંબરમાં હું મદ્રાસ ગઇ. હું રા. ગોવિંદભાઇને ત્યાં ઉતરી હતી અને ગોવિંદભાઇ રા. ખબરદારના મિત્ર એટલે મળવામાં બહુ વિધિ તો શાનીજ કરવી પડે?

એમને જોયા પહેલાં એમને વીશે મારા મનમાં એમનું એક ચિત્ર ઘડી રાખ્યું હતું. એક આનંદી વૃદ્ધ માણસ, બહુ સ્થૂલ નહીં એવું શરીર, ગંગાયમુના જેવી કાળીધોળી ભાત પાડતા કેશ અને ચશ્માની અંદરથી દેખાતાં ઉંડાં ધારદાર પણ ભલમનસાઇ દેખાડતાં નયનો. ખબરદાર તો આવાજ હોય. ખબરદારનો દેખાવ બીજી રીતનો હોય એ તે કૈં મગજમાં ઉતરે?

એક સવારે અમે એમને ત્યાં મળવા ગયાં. રા. ખબરદારના ધારી રાખેલા ચિત્રને બદલે કદાવર–પ્રચંડ કહેવાય એવી–વૃદ્ધત્વની એકે નીશાની વિનાની આકૃતિ જોઇ ત્યારે ક્ષણભર તો હું ઉમરા આગળજ અટકી ગઇ. રા. ખબરદારને મળવાની કેટલી તૈયારીઓ કરેલી? ગોવિંદભાઇ પાસેથી "સાહિત્ય"ના અમુક અંકો કઢાવીને ફરી વાંચી ગઇ હતી. "થુવર" ને ફરી જોઇ રાખ્યો હતો. અને ગોવિંદભાઇ સાથે એની ચર્ચાએ કરી લીધી હતી. "ભારતનો ટંકાર" તો પહેલાં વાંચ્યોજ નહોતો તે હવે ઝટ પુરો કરી નાંખ્યો. પણ તે

બધું આ ખબરદારને માટે નહીં. એ તૈયારીઓ તો કોઇ બીજીજ વ્યક્તિને ઉદ્દેશીને થએલી.

ક્ષોભ બહુ ટક્યો નહીં, પણ એની સહેજ અસર રહી. "સાહિત્યમાં" ચાલતી કવિતા પરની ચર્ચા મેં વાંચી નહોતી એટલે જુના–પુરાણા ઘણું કરીને એમની ચર્ચામાં આવી ગએલા પ્રશ્નો પુછી એમને થકવ્યા. એમણે ધીરજપૂર્વક ચર્ચા કરી. ગુજરાતી ટીકાકારોની ક્ષુલ્લકતા, "parody" (પ્રાતકાવ્ય) નું શાસ્ત્ર, અંગ્રેજી કવિઓનો અભિપ્રાય નાનાલાલ ને નરસિંહરાવ, તાલ ને માપ ને એવું એવું બીજું ઘણું કહ્યું. ગોવિંદભાઇને ઉતાવળ હોવાથી છેવટે અમે ઉઠયાં–સાંજનાં ફરી જવાનું નક્કી કરીને.

મારી વાર્તાલાપ કરવાના શક્તિથી કોઇ ભાગ્યેજ મોહિત થાય અને તેમાંએ આજ! એમણે બીચારાએ કેવાએ original mind ની આશા રાખી હશે? હું મનમાં જ હસી.

સાંજે અમે ફરી પાછાં ગયાં. રા. ખબરદારને સામુદ્રિક શાસ્ત્ર બહુ સરસ આવડે છે. એ વીશે પણ કેટલીક વાતો થઇ. કાવ્યની ચર્ચામાં સામુદ્રિકના પ્રશ્નો પુછનાર વીશે એમનો કેવો અભિપ્રાય બંધાયો હશે? એમનાં કેટલાંક અપ્રસિદ્ધ સુંદર કાવ્યોએ એમણે વાંચ્યાં.

બીજે દિવસે હું નીકળવાની હતી. રા. ખબરદાર તે દિવસે મળવા આવ્યા. ત્રણેક કલાક બેઠા હશે. ફરી એમનાં અંગ્રેજી કાવ્યો એમના મુખેથી સાંભળ્યાં: એમની ચર્ચા સુંદર તો બહુ હતી, પણ પાછળથી સક્કરપારા કરવા છે એ ભાન ક્ષણે ક્ષણે થયાં કરતું.

આ રા. ખબરદાર સાથેનો પરિચય. એમના જેવા માટે એટલા જ પરિચયમાં કૈં લખવું એ સાહસ નહીં?

રા. ખબરદારની આકૃતિને–ગ્રામ્ય વિશેષણ વાપરીએ તો–પડછંદ કહી શકાય. પણ એ વિશેષણ વાપરતાં સાથેજ ખ્યાલમાં આવે

તેવી ઉગ્રતા એમનામાં નથી. એમનાં વિશાલ નયનો ક્વચિત્ અંતરમાં વળતાં હોય એમ આપણને લાગે છે. અને એમાં આપણને માનવસ્વભાવનાં અભ્યાસ અને માનવતા બંનેનાં દર્શન થાય છે. એમના ભવ્ય લલાટમાં ચિંતનની છાપ છે.

એમની સ્મરણશક્તિ બહુ સતેજ છે. એમનું વાચન વિશાલ અને વિવિધ છે. એમની કવિતા એ એમની ઊર્મિઓનું સહજ પરિણામ છે. એમને એમાં શ્રમ લેવો નથી પડતો, અને એમનામાં સહાનુભૂતિએ દેખાઇ આવે એવી છે.

એમની સાથે વાર્તાલાપ કરતાં સહેજ અસ્વસ્થતા આવે છે. તેમાંએ પ્રશ્ન ફરી પુછવો પડે ત્યારે તો ખાસ.

સામુદ્રિક શાસ્ત્રમાં એ પારંગત મનાય છે. યોગવિદ્યામાં એમને રસ છે અને પહેલાં એ દમણમાં હતા ત્યારે માનસિક બળથી દર્દો સારાં કરી શકતા.

એમના પોતાના અભિપ્રાયો ઉપર એ બહુ વજન મુકતા હશે. એમનામાં અહંભાવ તો છે. જોઇએ તે કરતાં વધારે છે. પણ માનવ સ્વભાવનો એ ખાસ ગુણ છે. કેટલેક અંશે એ ક્ષમ્ય ગણાય.

એમણે ગુજરાતની સેવા કરી છે પણ એમની શક્તિઓના પ્રમાણમાં ઓછી. એથી એમણે ગુજરાતને અને પોતાની જાતને બંનેને અન્યાય કર્યો છે એમ ન કહેવાય ? વખતે ગુજરાતની કલહપ્રિયતાથી દૂર મદ્રાસના શાંત જીવનમાં ગુજરાત ઓછું સાંભરે એમ પણ હોય.

( ૧૪ )

## સૌ. કસ્તુરબા ગાંધી

રામાયણનાં સીતામાતાની અને મહાભારતનાં દ્રૌપદીની કથા ભરતખંડના બંને છેડે ક્યા આર્યગૃહમાં અજ્ઞાત હશે ?

ગૌરી અને સાવિત્રીના વ્રતથી કન્યાઓ બાલ વયમાંથીજ એમને ઓળખે છે. સુખ અને દુઃખમાં પતિની સાથેના સહધર્મચારનું સૂત્ર બાલાઓના કર્ણમાં મંત્રરુપેજ મુકવામાં આવે છે. સૌ. કસ્તુરબાનું જીવન એવાજ સહધર્મચારની સાક્ષીરુપે આપણી સમક્ષ છે.

સૌ. કસ્તુરબામાં જ્ઞાનનો આડંબર કે વાક્‌પટુતા નથી. વિદ્વત્તા મેળવવા એમણે કદીએ ઉદ્યોગ કર્યો નથી. મહાત્માજીના પત્નીપદનો ગર્વ એમના મુખ પર કદીએ દેખાયો નથી. ગાંધીજીના જયનાદ સાંભળતાં સાંભળતાંએ એ સાદાં કસ્તુરબાજ રહ્યાં છે. પ્રતિકૂલ સંજોગોમાં એમની પતિભક્તિ ચળી નથી. એમનાં વિજય અને ગૌરવ-માં એમણે અર્ધો હીસ્સો કદીએ માગ્યો નથી. ગાંધીજીની મહાનુભાવતા એમનાથી નહીં સમજી શકાઇ હોય ત્યાં માત્ર અચલ શ્રદ્ધાથી એ એમને અનુસર્યાં છે. ફરીઆદની ઉની વરાળોથી એમણે એમને દઝાડચા નથી.

વગર વિદ્વત્તાએ બાપુજીનું જીવનકાર્ય એમણે સમજી લીધું છે અને બાપુજી અત્યારે કેદમાં છે ત્યારે એ સરલભાવે એમના હૃદયમાં જેટલું વસ્યું છે એટલું કરી રહ્યાં છે.

સૌ. કસ્તુરબાએ અત્યાર સુધીમાં કૈં ઓછાં બલિદાનો આપ્યાં નથી. બાલપણથી દૃઢ થએલી કેટલીક માન્યતાઓને તિલાંજલિ આપતાં શરુઆતમાં એમને ઘણું માનસિક કષ્ટ સહન કરવું પડયું હશે. દક્ષિણ આફ્રિકાના મહાન્ યુદ્ધમાં સર્વસ્વ આપતાં એમણે પાછું વળીને જોયું નથી. હીંદમાં અત્યારે ચાલતી મહાન્ લડતમાં પતિ અને પુત્રોને જેલમાં વળાવતાં એમણે અપાર ધીરજ રાખી છે.

સૌ. કસ્તુરબા એટલે સૌમ્યતાની મૂર્તિ. બાપુજીના સંન્યસ્તાશ્રમ જેવા ગૃહસ્થાશ્રમનો ભાર એમણે અતિ ધૈર્યશીલતાથી ઉપાડયો છે. ગૃહસંસારનાં નાનાં મોટાં કાર્યો કરતાં એમણે શ્રમને ગણકાર્યો નથી. એમની સાદાઇ માટે તો કહેવાનુંજ શું હોય ! સાદાં મીસીસ ગાંધીની

પદવીની તો રાણીઓ પણ અદેખાઇ કરી શકે. બાપુજીની સાથે કસ્તુરબાની તરફ પણ લોકોએ હમેશાં પૂજ્યભાવજ દાખવ્યો છે, તે એમની આવડત કે જ્ઞાન ઉપર ફીદા થઇને કે એમની કાર્યશકિત ઉપર મોહિત થઇને નહીં, પણ સ્વામીની છાયાસમી વસતી પત્નીની અવિચલ શ્રદ્ધા અને આત્મસમર્પણને લીધે.

એકજ ગુણની સફલતાથીએ જીવન કેટલું મહાન્ થઇ શકે?

(૧૫)

## શ્રીમતી સરોજિની નાયડુ

હીંદુસ્થાનના શિક્ષિતવર્ગમાં શ્રીમતી સરોજિનીનું નામ ન સાંભળ્યું હોય એવાં બહુ થોડાંજ મનુષ્યો હશે. પૂજ્ય ગાંધીજીએ એમને 'બુલબુલ'નું ઉપનામ આપ્યું છે. એમણે સ્વહસ્તે ધારણ કરેલા હલકાબમાં તો એ મોહનની વાંસળી બન્યાં છે. મીરાંબાઇ થવાનું એ એ ચુકયાં નથી. એમના કંઠમાંથી નીકળતી અસ્ખલિત વાગ્ધારા પર જનતા મુગ્ધ છે. હીંદમાં કોઇ પણ હીંદી સ્ત્રીએ એમના જેવું સ્થાન નથી મેળવ્યું.

એમના ગ્રહનો સુયોગ સર્વદા મહાજનોના પ્રસંગમાં એમને આણે છે. ગોખલેયુગમાં એ એમનાં મિત્ર હતાં. જીન્હાયુગમાં એ એમનાંએ પરમ મિત્ર હતાં, અને હજુએ હશે. ગાંધીયુગમાં ગાંધીજીનાં એ થઇ શક્યાં છે. સર્વ યુગના નક્ષત્રમંડળમાં એમનું સ્થાન એ હંમેશાં સાચવી શક્યાં છે. અને બંસી સમા મધુર સ્વરથા દેશકાર્યમાં પોતાનો હીસ્સો આપી રહ્યાં છે.

કલાપીના કલાપના ચિત્રવિચિત્ર રંગો સમાં એ આકર્ષક છે. નૃત્ય સમયે અતીવ મનોહર લાગતા કલાપીની કલાની જેમ તેઓ મોહ પમાડે છે. એમનો વિનોદ પ્રસંગાનુરૂપ નૂતન સ્વરૂપો ધારણ કરી શકે છે. એમનાં ચલન અને ડોલનમાં એમણે કવિત્વમય થવાનો ઘણો પ્રયત્ન કર્યો છે.

શ્રીમતી સરોજિની સ્ત્રીકવિ છે અને કવિતા સારી કરી શકે છે. અંગ્રેજી ભાષા પરના એમના કાબુથી એ સર્વને ચકિત કરી નાંખે છે. દેશસેવા કરતાં એમણે કુટુંબસુખની લાલસા નથી રાખી. એમના વર્તનથી એમનું સ્થાન ક્યાં છે એ એ જાણે છે એવું તરત સમજી શકાય.

સુંદરતાની પૂજા એ ઉત્કંઠાપૂર્વક કરે છે; અને શોભાનો શોખ પણ એમને છે. બહુમતવાદનાં હીમાયતી છતાં અમીરાઇની અહંતા એમનામાં પુરેપુરી છે. માનવોના સામાન્ય વિકારોથી એ પર નથી. મોટા શરીરના અવયવો મોટા હોય તેમ મોટા દરજ્જાનાં માનવોના સદ્‌ગુણ કે દુર્ગુણ પણ મોટા હોઇ શકે કે નહીં?

શિષ્ટાચારની કદર થતી હોય ત્યાં એ શિષ્ટાચાર સરસ સાચવે છે, છટા પરખાય ત્યાં એ છટાદાર બહુ રહે છે. પણ અંધા આગળ આરસીની માફક એનો ઉપયોગ એ નકામો કરતાં નથી.

એ વ્યવહારદક્ષ છે, કાર્યનિપુણ છે; ચાતુર્યનો ઉપયોગ ક્ષણે ક્ષણે કરે છે. લોકભાષામાં કહીએ તો પહોંચેલાં પણ છે.

દૂરના દેવળમાં વાગતા ઘંટના રણકાર જેવા કંઠના રણકારે અને સાથે સાથે વહતા શબ્દપ્રવાહે ઘણાંને એમણે ઘેલાં કર્યાં હશે, પણ હવે એનો રણકો પ્રથમ જેટલો મીઠો નથી.

એમના જાહેર અને ખાનગી અભિપ્રાયો વચ્ચે ઘણું અંતર હોય છે. કદાચ નજીવી વાતચીતની અંદર વિચારો પણ નજીવા આવતા હશે.

(૧૬)

## સૌ. સરલાદેવી અંબાલાલ સારાભાઈ

આર્યસંસારમાં સ્ત્રીજીવનનો આદર્શ ગૃહિણી છે. કુમારિકા સરસ્વતી કે સંન્યાસિની મીરાંને લોકો ગાય છે ખરાં પણ અપવાદ-

રૂપે. એ આદર્શની સિદ્ધિ અર્થે સારા હીંદુસંસારરૂપી પ્રયોગશાળામાં નિત્ય નવા પ્રયોગો થતાજ ગયા છે અને થાય છે. એમના સ્વતંત્ર વ્યક્તિત્વનો ખ્યાલ આપણા સંસારમાં નથી એમ નથી, પણ ગૌણ સ્થાને છે, એટલું તો કબુલ કરવુંજ પડશે. એમના સહચારનો લાભ આર્ય-સંસારે વધારે રાખ્યો છે.

સૌ. સરલાબહેન એ આદર્શની નિકટ લાગે છે. રા. અંબાલાલભાઇને સંસારધુરા ખેંચવામાં અને બહારના જગતની ઉપાધીઓ ઓછી કરવામાં સરલાબહેન જેવાં પત્નીની મદદ એ એમના ભાગ્યની ઉત્કર્ષતા સુચવે છે. એમના ભર્તાની એ પ્રિયતમ ભાર્યા છે. એમના બાલકોની એ વહાલી અને મીઠી માતા છે. એમનાં મિત્રોના જીવનમાં રસ રેડતી એ આર્યા છે.

આપણામાં બાળકોના જીવનમાં કર્તવ્યના ભાનપૂર્વક રસ લેનાર સૌ. સરલાબહેન અને અંબાલાલભાઇ જેવાં થોડાંજ માતાપિતાઓ હશે. એમનાં સુશીલ, નિરોગી સુંદર બાળકો કોઇનીએ આંખો ઠારે એવાં છે. શ્રીમંતો તો ઘણા હોય છે. શ્રીમંતોનાં બાળકોને મધ્યમ વર્ગનાં બાળકો જેટલુંએ શિક્ષણ નથી મળતું, એમને સંસ્કાર અર્પવા એ ખાસ અગત્યની વસ્તુ નથી મનાતી. શ્રીમંતાઇમાં પોષાએલાં સંસ્કાર-વીહોણાં એ બાળકો જંગલના રોપાઓની માફક ઉગે છે ને સુકાય છે. સૌ. સરલાબહેનનાં બાળકો એમની માતાનો શ્રમ અને પિતાની કાળજીના સુંદર બદલારુપ છે.

સૌ. સરલાબહેન એમના ગૃહરાજ્યનાં રાણી છે. એમની સુવ્યવસ્થા કરવાની અને જાળવવાની શક્તિ, મિત્રો પ્રતિની મમતા, અપરિચિત જનો સાથેની માયાળુતા એ કોઇનેએ આકર્ષે એવાં છે. એમનાં મીઠાં અમી વરસાવતાં નયનો એમને માટે સહેજે માન ઉત્પન્ન કરે છે. વ્યવસ્થાની રચનાર, શાંતિ સ્થાપક અને સુવાસ પ્રસરાવનાર સ્ત્રીજીવનનો આદર્શ એમણે ઘણે અંશે સિદ્ધ કર્યો છે. સ્થિર તારાસમું એમનું જીવન ઘણાને દિશાસૂચક બની શકે એવું છે.

( ૧૭ )

## શ્રીમતી અતીયા બેગમ

ગાઢ રાત્રિમાં વીજળીના ચમકાર કેટલા આલ્હાદક લાગે છે ! એનો ક્ષણુભરનો ચમકારો વિસ્મય ઉપજાવે છે પણુ એ રજનીના અંધકારને ગાઢતર બનાવે છે.

શ્રીમતી અતીયા બેગમ એટલે ઝબકી જતી વિદ્યુલ્લતા જ. એમનાં નયનોમાં ચમકાર, એમની વાણીમાં ચમકાર, એમના ડોલનમાંએ ચમકાર, એ ચમકારમાંએ ક્ષણુભરની મોહકતા તો છે.

શ્રીમતી અતીયા બેગમ વાગ્જાળનો વિસ્તાર બહુ સુંદર રીતે કરે છે. જનો એમના વચનામૃતનો પ્રવાહ વિસ્મયપૂર્વક નીહાળે છે. એ પ્રવાહમાં દૂરદૂરની ઘણી વસ્તુઓ તણાઇ આવે છે.

એમના મગજના સંગ્રહસ્થાનમાં એ ઘણી અજાયબીઓ એકઠી કરે છે અને પ્રસંગોપાત એનું પ્રદર્શન બહુ આડંબરપૂર્વક કરે છે. સંગીતની ગણુના એ એમના પ્રિય વિષયમાં કરે છે. સાહિત્યમાં એમની પ્રવીણુતાનો પાર નહીં હોય. ફીલસુફીમાં તો એ પોતાને અદ્વિતીયજ ગણુતાં હશે. જાહેર કાર્યોમાં ( જ્યારે એ ભાગ લેતાં હતાં ત્યારે ) એ પોતાને આધારરુપજ માનતાં હશે.

એકજ મુખેથી અનેક જાતનાં સૂકતો એ પઢી શકે છે. એમનો શોભાનો શોખ એમના સાદાઇના ડોળથી ઢંકાતો નથી. પ્રસંગે પ્રસંગે દેશી, વિદેશી, સ્વદેશી એમ ઘણું સ્વરુપોથી એ બહુરુપી દેખાય છે. એમના વિનોદનો ભોગ થતાં કોઇકજ બચતું હશે.

જગતમાં નાનાં માણુસોનાં કાર્યોથી હમેશાં મોટાં માણુસો યશ પામે છે, અને પામશે. સમુદ્રની મત્સ્યલીલા કે વાતાવરણુમાંની જંતુ-લીલાથી આપણે મનુષ્યો કોઇ રીતે ઉતરતાં નથી, ફરક માત્ર પ્રમાણુનો.

એમને નામે એમનાં કાર્યો અને ગુણોને ખુબ મોટા દેખાડયાં

છે. રજવાડામાં કે રાજ્યતંત્રમાં એ મુકાયાં હોત તો એમને અનુકુળ સરસ ક્ષેત્ર ત્યાં મળત: એમની કદર એમાં વધારે થાત અને બહુ આગળ આવત એમાં શક નથી... એમણે માત્ર એકજ ભુલ કરી. સીધા માણસની સીધી લડતમાં જોડાવાની.

ભ્રૂભંગ કે સ્મિતથી કાર્ય સાધવાની આવડત એમનામાં છે. મુખ પરના ભાવો બદલવામાં એમની કુશળતા છુપી નથી રહેતી. એમના માટે ઓછામાં ઓછું એ બહુ હોંશીઆર છે એમ તો કહેવાયજ.

એમનામાં સ્ફુર્તિ છે. એમનાથી કૈં પણ કર્યા વિના જંપીને નથી બેસાતું. એમની સાથે વાર્તાલાપ કરતાં આપણે ભાગે બોલવાનું બહુજ થોડું આવે. સર્વ વિષયમાં નિષ્ણાત હોવાનો એમનો દાવો છે. પોતાના કરતાં બીજાની બુદ્ધિમાં એમને બહુ શ્રદ્ધા નથી હોતી. એમના દેશાટને એમને ઓપ ચઢાવ્યો છે.

Ibsen ના 'New Woman,' પણ તે એ પુરેપુરાં નહીં'સ્તો.

## (૧૮)

## સૌ. વિજયાગૌરી કાનુગા

દેશકાર્યમાં પડેલાં કેટલાંએ સ્ત્રીપુરુષો અત્યારે સુંદર કાર્ય કરી રહ્યાં છે. એમને તક મળી ન હોત તો એ જ્યાં હતાં ત્યાંથી એક ડગલુંએ આગળ ન વધી શક્યાં હોત. જંગલમાં કરમાઇ જતાં સુગંધી પુષ્પો સમી તેમની સુવાસ જગતે જાણી ન હોત. કેટલી સરિતાનાં જળ નકામાં વહી જાય છે! કેટલીએ સ્ત્રીઓનાં જીવન એમની ગૃહની નાનકડી દીવાલો વચ્ચે સમાપ્ત થયાં છે! તેમને જો માત્ર તકજ મળી હોત!

સૌ. નંદુબેન આજે એવાજ પ્રકારનો ઉદાહરણ તરીકે આપણી સમક્ષ છે. એક કાળે અમદાવાદની ઘરરખુ ગૃહિણીની ઉપમા એમનામાં

સાર્થક થતી હશે. વ્યવહારમાં એમની કુશળતા વીશે બે મત નહીં હોય. આજ દેશકાર્યમાં પડી પોતાની વ્યવસ્થાશકિતનો લાભ અમદાવાદના સ્ત્રીમંડળને વ્યવસ્થિત કરવામાં આપી રહ્યાં છે. કાર્ય શરુ કર્યા પછી એને પાર ઉતારવાની એમનામાં ચીવટ બહુ છે. એ આરંભશુરાં નથી. એમની શકિતઓ મર્યાદિત હશે એ ખરૂં, પણુ આરંભ કર્યા પછી એ ભાગ્યેજ થાકી જાય છે.

કેટલાંક કાર્યોમાં વરની ફોઇ થઇ ફરતાં કેટલીક બેનો જેવો અવિવેક કે અવિનય એમનામાં નથી. મેં બહુ કરી નાખ્યું છે એવું ધારીને એ ફુલાઇ ગયાંએ નથી.

એમની કાર્યતત્પરતા, એમની સેવાપરાયણતા અને ધૈર્યશીલતા સચોટ અસર કરે એવાં છે. એમનાં કાર્યથીજ એમણે પોતાની છાપ પાડી છે.

(૧૯)

## શ્રીમતી અનસૂયાબહેન

હીંદુસ્થાનના રાજકીય પ્રકરણમાં પડેલાં સર્વજનો, હાલમાં મજુરોનાં માતા સ્વરૂપ મનાતાં અનસૂયા બહેનના નામથી ભાગ્યેજ અજ્ઞાત હોઇ શકે. એમની એક ટુંકી રૂપરેખા અસ્થાને નહીં ગણાય.

શ્રીમતી અનસૂયાબહેન એક શ્રીમંત કુટુંબની પુત્રી છે. દેખાવમાં જાજરમાન અને શ્રીમંતાઇના સર્વ ગુણોથી યુકત છે.

એમના જીવનની શરુઆતમાં એમને સ્ત્રીજીવનની પરાધીનતા બહુ સાલી હશે. એમની ઉગ્ર અને સ્વતંત્ર પ્રકૃતિને સુવર્ણનું તોએ પીંજરવાળું પક્ષીજીવન બહુ નહીં રુચ્યું હોય. હાલ તો એમણે સેવાની શૃંખલા સ્વીકારી છે.

એક વખત ડાકટરીનો અભ્યાસ કરવા એ યુરોપ ગયાં હતાં. પણુ એ પુરો ન કરી શકયાં. પણુ ત્યાંના બે વર્ષના નિવાસથી ત્યાંની સ્ત્રીઓની કાર્યશકિતની કેંક સુંદર અસર એમનાં ઉપર થઇ.

અનસૂયા બહેનમાં ઇચ્છાશક્તિ કરતાં વ્યવસ્થાશક્તિ ઓછી પણ એમનાં મિત્રો એમને એની ખોટ પડવા દેતાં નથી. મેઘધનુ સમાં ઘણા કાર્યોરુપી રંગોથી એ આકર્ષક છે. ઘણાં કાર્યોમાં એ ર લેવાનો પ્રયત્ન કરે છે, પણ એમનો ઉત્સાહ ચિરસ્થાયી નથી નીવડતે એ આંજી શકતાં હશે, સ્થિર નહીં થઇ શકતાં હોય.

સ્ત્રીહૃદયના સ્વાભાવિક ભાવો એમનામાં હશે, પણ એનું બા દર્શન ક્વચિતજ થતું હશે. એમની પાસે સાધન છે અને તે શક્તિએ છે. એમનામાં સ્ત્રીના ગુણો કરતાં પુરુષના ગુણો વધારે મિત્ર તરીકે કદાચ એ વધારે કુમળાં થઇ શકતાં હશે, પણ સ્ત્રીઓ સાથે એ ભાગ્યેજ મિત્ર થઇ શકે છે. સ્ત્રીજીવનમાં રસ લે છે તે એમના કાર્ય પુરતોજ.

મહાત્માજીનાં પ્રથમ સ્ત્રી અનુયાયીની પદવીએ એમને પ્રતિ અને કૈંક સ્થિરતા એ બે અર્પ્યાં છે. એમની હીંમત વીશે બે મ હોઇ શકે નહીં.

ગુજરાતી સ્ત્રી વર્ગમાંથી રાજકીય વેગમાં ઝુકાવનાર સૌથી પ્રથ તો એજ હતાં. તે પહેલાં સ્ત્રીઓના એ દિશાના પ્રયત્નો તે નવરાશ નો સદુપયોગ કે પ્રકાશમાં આવવાના સાધનરુપજ હતાં. પ એમણે જેટલું કર્યું છે તેટલાનો એ ઉપકાર માનવો જરુર ઘટે

ગુજરાતની સ્ત્રીઓનેએ સાધન મળે ને એમની મહત્વાકાંક્ષા કેળવાય તો ગુજરાત કેટલી સ્વતંત્ર સ્ત્રીઓ ઉત્પન્ન કરી શકે?

(૨૦)

## સૌ. વિદ્યાગૌરી નીલકંઠ અને સૌ. શારદાગૌરી મહેતા

કેટલાંક માણસોને જોઇએ ત્યારે આપણી જુની કહેવત ઘા વાર યાદ આવે છે કે 'એણે તો પરમેશ્વરને પાંચે આંગળીએ પુજ છે.' સૌ. વિદ્યાબહેન કે સૌ. શારદાબહેનને હું જોઉં છું ત્યારે મને એ લાગ્યા વગર રહેતું નથી.

એમનું પહેલું સદ્‌ભાગ્ય નાગરકોમમાં જન્મવાનું, અને એ કૈં જેવું તેવું છે? બીજું સદ્‌ભાગ્ય સુધારક પિતાની પુત્રીઓ થવાનું. એને લીધે એમને સંયોગો મળ્યા. ત્રીજું ખાસ મહત્ત્વ એ બહેનો ગુજ-રાતમાં પ્રથમ "ગ્રેજ્યુએટ" થયાં તે. એના વિના એમની છાપ તરત ન પડત. ચોથું અનુકૂલ અને ઉદાર ભાવનાઓના પતિઓની પત્નીઓ થવાનું. હજી તો એમનાં કેટલાંએ સદ્‌ભાગ્યોની પરંપરા ગણાય. પણ આટલાંએ ઓછાં નથી.

સરખા સંયોગો છતાં બંને બહેનો એકજ બીબે ઘડાયાં નથી. સૌ. વિદ્યાબહેનને હોંશીઆર, બુદ્ધિમાન્, વ્યવહારનિપુણ કહી શકાય. સૌ. શારદાબહેન મીઠાં, માયાળુ અને ભાવનાપ્રધાન વધારે ગણાય. સૌ. વિદ્યાબહેનની આંખમાં ભલાઇ સાથે સખ્તાઇનુંએ મિશ્રણ છે. સૌ. શારદાબહેનનાં નયનો અમી વર્ષાવે છે. પણ એનો ઉપયોગ એ ડહા-પણપૂર્વક કરે છે. તમારે એ અમી જોઇતું હોય તો તમારે પ્રથમ લાયકાત સિદ્ધ કરવી જોઇએ. તમે લેખક કે કવિ છો? તમારી કવિતાએ જનતાના હૃદયને હલાવી નાખ્યું છે? અથવા તમે સંસ્કારી રસજ્ઞતાનો દાવો કરનાર અમીરાઇના અધિકારી છો? પ્રથમ પંકિતનાં હો તો વધારે સારું. બીજી પંકિતનાં હો તોપણ કદાચ ચાલી શકે. છેવટે કૈં ન હો તો એમનાં કાર્ય તરફ સહાનુભૂતિ દેખાડો–જણાય એવી રીતે–તોએ ચાલશે.

સૌ. વિદ્યાબહેનમાં કાર્યશકિત અને ચપલતા વધારે હશે. સૌ. શારદાબહેન ધીમા પરંતુ થાકે નહીં એવાં હશે. આજની માફક સ્ત્રીઓ જ્યારે બહાર કાર્ય કરવા નહોતી આવતી ત્યારેએ સૌ. વિદ્યાબહેનના કાર્યોથી ગુજરાત પરિચિત હતું. "લેડીઝ કલબ"નાં સંચાલક, હું જાણું છું ત્યાંસુધી એજ હતાં અને છે. વોર ફંડ માટે એમનો શ્રમ અજાણ્યો નથી. અમદાવાદમાં સ્ત્રીઓની કાઉન્સીલ એમનેજ આભારી છે. સ્ત્રીઓ માટે ભાષણોની હારમાળા

જોડવવામાં એ રસ લેતાં. નાની મોટી ઘણી પ્રવૃત્તિઓમાં એમનું અગ્રસ્થાન છે.

સૌ. શારદાબહેનની સેવાઓથી ગુજરાત અજાણ્યું નથી. મહિલા-પાઠશાળાનાં અધિષ્ઠાત્રીની નિષ્કામ સેવા, ભગિનીસમાજનાં પ્રમુખ અને ગોધરાની સંસાર સુધારા પરિષદનાં પ્રમુખનું નામ ગુજરાતનો કેળવાએલો વર્ગ જરૂર જાણે છે. દેશકાર્યમાં એ હંમેશ રસ લેતાં આવ્યાં છે અને ઘણી પ્રવૃત્તિઓને એમણે પોષી છે. અને એમણે જેટલું કર્યું છે તેટલાનો ઉપકાર ગુજરાતે જરૂર માન્યો છે.

સંસાર સુધારો એ ઘણુંખરું એમનાજ કુટુંબમાંથી પોષાતો આવ્યો છે. અને તેથી એ એમનોજ હોય એમ વધારે લાગે છે. એમના કુટુંબ વિના સંસાર સુધારા પરિષદો ભાગ્યેજ હોય છે. સંસાર-સુધારો એમના વિના આ સ્થિતિએ ભાગ્યેજ આવત. પ્રાકૃત જનોને એમાં મામાફોઈનું કદાચ લાગે તો તેમાં ઉપાય નથી.

સૌ. વિદ્યાબહેન શારદાબહેનમાં અમીરવૃત્તિ વધારે છે. જગતમાં અત્યારે લોકશાસનનાં દુંદુભિ વાગે છે અને એની સાથે તાલમાં રહેવા એ બંને સદા પ્રયત્ન કરે છે. પણ અંગ્રેજીમાં એક બાઈને માટે કહેવાએલું વાક્ય હું અહીં કહું? " She is born superior. It is not her fault. It cannot be helped." ( તેઓ જન્મથીજ ઉત્કૃષ્ટ છે. એમાં તેમનો વાંક નથી, અને એનો કૈં ઉપાય પણ નથી. ) સૌ. વિદ્યાબહેન શારદાબહેન પણ આપણાથી ઉચ્ચતર પ્રદેશનાં વાસી ભલે હોય છતાં આપણો નમ્ર આત્મા એમ ઇચ્છે ખરો કે આપણામાંનાં એ એક હોત તો વધારે સારું.

જનતા સાથેનાં સૌ. વિદ્યાબહેનનાં રુસણાં કોણ છોડાવે? જનતા-નેએ એમને ખોવાનું પાલવેજ નહીં, છતાં ઘણી વસ્તુઓ નિરુપાયે પાલવવી પડે છે.

સૌ. વિદ્યાબહેનમાં પ્રભાવ વધારે છે અને તેથી એ પ્રભાવશાળી લાગે છે. સૌ. શારદાબહેનમાં આકર્ષકતા વધારે છે અને

તેથી એ તરત ધ્યાન ખેંચે છે. એમની મીઠી મમતાથી ઘણાંનાં એ વિશ્રામસ્થાનરુપ બન્યાં છે.

મારા એક મિત્રે એમને વીશે એક વાર કહ્યું હતું કે "સૌ. વિદ્યાબહેન શારદાબહેન માટે હમેશાં સાથેજ વિચાર આવે છે. એક અનાજની બે ફાડ જેવાં હોવા છતાં બંને એકબીજાથી તદ્દન જુદાં છે. પણ જુદાં હોવા છતાંએ પરસ્પર પૂરક છે.



# પ્રકીર્ણ રેખાચિત્રો.

## (૧)

## પાર્વતી

નગરાજ હિમાલયની દુહિતા પાર્વતી આર્યજીવનમાં ઘણું મહત્વનું સ્થાન ભોગવે છે. બાળાઓ ઉગવા માંડે ત્યારથી ગૌરીમા (ગોરમા) ને સારો વર અને અખંડ સૌભાગ્ય આપવા વીનવે છે. શંકરભક્તો ભોળાનાથની સ્તુતિ કરતાં ઉમાને રીઝવવાનું ચુકતા નથી. સંસ્કૃત કવિઓ નાટક લખે તો "રીસાળ પાર્વતીજીને મનાવતા મહાદેવ અમારું રક્ષણ કરો" એમ કહ્યા વગર નાટક શરુ કરતા નથી. કોઇ વાર એમની કલ્પના ઘણી ઉડે ત્યારે જટામાં વસતી ગંગા માટે કળે કળે પુછતાં પાર્વતીનું ચિત્ર ઘણી ખુબીથી તેઓ તૈઆર કરે છે. નાનાં બાળકોને વાર્તા કહેવાય તેમાં પાર્વતીજીની હઠથી કોઇક ગરીબ બ્રાહ્મણનું ભલું કરવા અણગમતે મને ઉભા રહેતા અને પાછળથી પાર્વતીને શીખામણ આપતાં શીવજીની વાત આવ્યા વિના ભાગ્યેજ રહે. આશીર્વાદ આપતાં 'શંકર પાર્વતી જેવી અખંડ જોડ રહેજો' એવાં માતામહીઓનાં વેણ સાંભળી કાન પવિત્ર ન કર્યા હોય એવી દૌહિત્રી કોઇકજ હશે. જગતના પ્રલયના અધિષ્ઠાતા પિનાકપાણીને વશ રાખનાર સાદાં ભોળાં પાર્વતીને ભીલડીરુપે કે કૈલાસ પર વિહાર કરતાં કલ્પવાં એ કવિહૃદયનો એક અનેરો આલ્હાદ છે. એની

આસપાસ ભવ્યતા છે ને સાદાઇ છે, અદ્ભુતતા ( Romance ) છે ને આર્યાનું નીખાલસપણું છે. પાર્વતી આટલાં પુજાય છે, કારણકે આર્ય સ્ત્રીના સર્વ ભાવો એમનામાં સંપૂર્ણપણે ને સર્વરુપે દેખાય છે. ગળામાં સર્પ અને કપાળે ભસ્મ ચોળનાર, સ્મશાનમાં રહેનારા અને ભુતોથી ઘેરાએલા મહાદેવજીની અનન્ય ભાવે પતિભક્તિ કરતાં ગૌરીમામાં ગમે તેવા પતિમાં દેવત્વ માનવાની આપણી આર્ય ભાવનાનાં સર્વાંગ દર્શન થાય છે. દક્ષ પ્રજાપતિને ત્યાં યજ્ઞમાં જતી વખતે હઠ કરતાં ઉમાદેવીમાં આપણી સ્ત્રીઓના જેવીજ પીયરમાં જવાની ઉત્સુકતા નથી દેખાતી ? પતિનું અપમાન પિતાની પાસેથીએ ન સહન કરનાર દેવીમાં પતિવ્રતાનો સાત્વિક ક્રોધ સંપૂર્ણરુપે પ્રગટે છે. પ્રેમના સૂત્રે બંધાએલા ભગવાન્ રુદ્રની પાસે નાની નાની હઠ લેતાં ભગવની પતિની બહારની મહત્તાથી અજાણ છતાં જીવન સમર્પણ કરી નિર્ભયતા અને સહચારના હક્ક પ્રાપ્ત કરેલી આર્ય સ્ત્રીની મોટી આવૃત્તિ સમાં લાગે છે. ભીલકન્યારુપે યોગીના ચિત્તમાં વસતી સાક્ષાત રસિકતાની મૂર્તિસમાં એ લાગે છે. કઠણુ હૃદયના પુરુષ જેવા રુદ્રને કોમળ કરતી શક્તિસમાં પાર્વતી છે. એ કઠિનતામાં કોમળતા સર્જાવવાની સ્ત્રીશક્તિને લીધે જગત્ આજ સુધી ટકી રહ્યું છે. પાર્વતીની એ શક્તિનો ઉપયોગ જે દિવસે ભુલાઇ જશે ત્યારનો સમય તે પ્રલયકાળ.

પણ ક્યાંએ પાર્વતી શીવજીની શક્તિઓના આવિર્ભાવરૂપે નથી દેખાતાં, પણ સદા પ્રેરક સમાજ દેખા દે છે. એમાંએ આપણી એક માન્યતાનું આછું સૂચન છે. પત્ની પતિને દોરનારી નહીં, પણ અદૃષ્ય રહી પોતાનું બળ દેખાડયા વિના પ્રેરનારીજ થઇ શકે–એ માન્યતા ઉપર આર્યસંસાર ઘડાએલો છે. સ્ત્રીઓનું પ્રેરકબલ જો ખુટી નહીં જાય તો કદાચ ટકી પણ રહેશે.

પાર્વતીનું એક ચિત્ર કુમારસંભવમાં છે. જેને મહિષાસુર મર્દિનીનાં દર્શન કરવા હોય; જેને ચંડિને કલ્પવી હોય; જેને એને

શક્તિ સ્વરૂપે જોવી હોય; એમને માટે એને શોધવાનું એ સ્થાન નથી. ત્યાં એ ત્રણ ભુવનની માતા કે તેજના સ્ફુલિંગો વેરનારી નથી. ત્યાં એ સરલ અને ભોળી બાળા છે. નિર્દોષ અને સુકુમાર મુગ્ધા છે. ત્યાં એ પ્રેયસી છે, નવોઢા છે, ગૃહિણી છે, પતિવ્રતા છે, અનુકુળ પત્ની છે. ત્યાં એ પ્રતાપ ઝરતી નથી. પણ યોગીની અર્ધાંગનાને યોગ્ય કઠણાશ એનામાં નથી. આર્યકુલની અધિષ્ઠાત્રીનું એનું પદ ત્યાં આપણે પૂર્વ સંસ્કારને લીધેજ ભુલી જતા નથી. એ તપ કરે છે ત્યાંએ એ ઉગ્ર અને દૃઢ તપસ્વિની કરતાં વ્રતિની ગૃહિણી સમી વધારે લાગે છે. અને વધારે હીંમતપુર્વક કહીએ તો કહી શકાય કે ત્યાં જેને સંસ્કૃત કવિઓ ભીરુ ઉપનામ સંબોધે એવી એ મનોહર રામા લાગે છે.

કોણ જાણે કેમ પણ કુમારસંભવ વાંચતાં ઘડીભર એમ લાગી જાય છે કે એમાં કવિ કાલીદાસે પાર્વતીને કંઇ વિશિષ્ઠ ગુણ અર્પ્યો નથી. ત્યાં એ સુંદર તો છેજ, પણ એ સુંદરતા કવિઓના નિર્માણ કરેલા શબ્દોમાં સમાય તેવીજ–કીર જેવી નાસિકા ને હરિણ જેવા નેત્રોવાળીજ છે એમ કહીએ તો ચાલે. સંસ્કૃત સાહિત્યનીજ એ ખુબી છે. એમાં નાયિકાઓનું પોતાનું વ્યક્તિત્વ ભાગ્યેજ ખીલેલું હોય છે. નાયિકા થવાનું પ્રથમ લક્ષણ સૌંદર્ય, પણ એ સુંદરતા ગમે તેવી હોય તે ન ચાલી શકે. એમની બાંધેલી ઉપમાઓમાં નહીં સમાય એને સંસ્કૃત કવિઓ સુંદર કહેવાવાનો જરીકે હક્ક આપતા હશે કે નહીં એ એક પ્રશ્ન છે.

કદાચ સંસ્કૃત કવિઓની કલ્પનાઓમાં અને પ્રસંગોમાં એક સરખાપણું આવે છે તેથી પણ કવિવરની પાર્વતીમાં વિશેષતા નહીં લાગતી હોય. સંસ્કૃત નાટકોમાં નાયિકાઓના વર્ણન, દંપતિના પ્રસંગો ક્રિડાઓનાં વર્ણન લગભગ ઘણે ઠેકાણે એક સરખાં આવતાં હોય એવાં લાગે છે. ઉપમાઓ પણ ઘણીવાર એકજ જાતની જણાય છે. નાયિકાઓનાં વર્ણનમાંએ ઘણુંખરું વિરહાવસ્થાના, કેલિ પ્રસંગના,

મીલન સમયના એવા એવા વધારે આવે છે. ઘણીવાર તો સ્ત્રીઓને અમુક ભાવો શીવાય બીજા ભાવો અનુભવવાનો હક્ક હતો કે નહીં તેનો પણ સંશય થાય છે. સંસ્કૃત નાટકની કોઇકજ સ્ત્રીઓ તેજસ્વી કે પ્રતાપ ઝરતી દેખાય છે. રસિક કવિઓને ગમે તેવા પ્રસંગો ઉપર હશે તેવાજ હોય તેથી કે તે સમયની સ્ત્રીઓનાં સ્વભાવની બીજી બાજુ ખીલતીજ નહીં હોય તેથી તો સ્ત્રીસ્વભાવનાં આટલાં થોડાંજ તત્ત્વો અમર નહીં થયાં હોય? માલવિકા હોય કે સાગરિકા હોય, માલતી હોય કે તપતી હોય, કે સાક્ષાત પાર્વતીદેવી હોય, પણ એ સર્વમાં સ્ત્રૈણ તો એકજ પ્રકારનું. કવિઓની દેવી અને માનવીઓની વચ્ચે કંઇ બહુ ફેર દેખાતો નથી. સારામાં સારા કવિઓ પણ આ જાતના વિશેષાભાવથી મુક્ત નથી.

પરંતુ કુમારસંભવ કાલિદાસ કવિનું પ્રથમ કાવ્ય હોય એમ લાગે છે. તેથી કદાચ કવિકુલની જુની પ્રણાલિકામાંથી કવિવર છુટી નહીં શક્યા હોય. સરિતામાં નવા જલનું પુર આવે તે વેગવાન્ પણ ડહોળું હોય છે. તેમ આમાં પણ કવિની કલ્પનાના નવા પુરનાં જલ નીતરાં નથી થયાં. એમાં અનુભવી કલાકારનો હાથ નથી પણ આશાજનક ઉછરતાપણાની છાપ છે. ઉસ્તાદના હાથમાંથી તરત શીખીને છુટા પડેલા ગવૈયામાં જેમ એના પોતાના વ્યક્તિત્વ કરતાં ઉસ્તાદની છાપ વધારે હોય છે તેમ જુના કવિઓના અભ્યાસી કવિવરની રચના અને કલ્પના અને કથનની રીતમાં એમના પોતાના કરતાં બીજી છાપ વધારે દેખાઇ આવે છે.

પાર્વતીનું ચિત્ર ઉપજાવવું હોય તો માત્ર કવિઓએ એમને જોયાં એ પ્રકારે એમને આપણાથી નહીં જોઇ શકાય. કવિઓને મન તો એ એક મનોહર કાવ્યનો વિષય છે. આપણે મન તો આર્યોના ગૌરવને પ્રેરનારી ને રક્ષનારી દેવી છે. શક્તિરુપે એ સર્વ જગતમાં વ્યાપેલી છે. પત્નીભાવની એ સાક્ષાત મૂર્તિ છે. અસુરો એનાથી કાંપે છે. યોગી એનાથી બળ પામે છે.

એનું ઐશ્વર્ય સૌથી જુદી જાતનું છે, અને એથી એની તુલના કોઈની સાથે ન કરી શકાય. યોગીની વિભૂતિથી એ લેપ પામે છે. સર્પોની સાથે એ રમત કરે છે. પ્રિયતમના મસ્તક પરની ચંદ્રલેખા એના મુખપરની સુરખી વધારે છે. જગદ્વંદ્ય મંદાકિની એના સ્વરૂપથી શરમાઇ જટામાંજ સંતાઇ રહે છે. અવધુતના ચિત્તની એ અધિષ્ઠાત્રી છે.

પાર્વતી એટલે બુદ્ધિના સહચારને યોગ્ય સખી નહીં, પણ ભાવનાઓ દ્વારા રાજ્ય કરે એવી પત્ની. એને તર્ક આવડતો નથી. બુદ્ધિની ગુંચવણમાં એ કદી ઉતરતી નથી. જગતના આદિથી તે અંત સુધી પતિ નામનો એકજ જાપ એ જપ્યા કરે છે. પતિદ્વારા અથવા પતિને માટે એ સર્વ વસ્તુઓમાં રસ લે છે. એના ધ્યાનમાં એટલી એકાગ્રતા હોય છે કે એને લીધે એ ઘણી દુર્લભ વસ્તુઓ સહેજમાં સાધ્ય કરે છે.

પાર્વતી એટલે મૂર્તિમાન્ આર્ય સ્ત્રી. ભાગ્યવાનોના ગૃહમાં પાર્વતીના અંશ સદાયે અવતાર લે છે. વેલી સમી એ વીંટળાઈ વળે છે. શ્રદ્ધા દાખવી એનું સ્થાન એ દૃઢ કરે છે. એની નમ્રતાજ એને રક્ષા અને પુજાને પાત્ર બનાવે છે. એના નાના નાના તપનો સરવાળો યોગીઓના તપ કરતાં ઉતરતો થતો નથી.

સ્ત્રીઓ વીશે વાત કરતાં હોઇએ તો એના સૌંદર્ય વીશે પણ વિચાર આવ્યા વિના રહેતો નથી. પછી ભલે તે દેવી હોય કે માનવી હોય. મેધાની તીક્ષ્ણ તરવારથી પુરુષ શોભે છે. સ્ત્રીઓ સૌંદર્યના પ્રદેશની રાજ્ઞીઓ નીર્માઇ છે. સૌંદર્ય સૌંદર્યને ખાતરજ જોયું હોય તો એ દ્વારાએ માનવો દિવ્ય દર્શન કરી શકે છે. આપણે સૌંદર્ય જોઇએ છીએ; એની અસરમાંથી આપણે મુક્ત નથી થઇ શકતા, છતાં એ ભાવનામાં આપણે આધ્યાત્મિક બળ રેડયું નથી. જડ જગતના સૌંદર્યમાં માણસ શરમાયા વિના રસ લઇ શકે છે; ચેતનના સૌંદર્ય દર્શનમાં આપણને અધઃપાત દેખાય છે. દેવોના આકારો આપણે સુંદર કલ્પ્યા હોય તોએ એમની મૂર્તિમાં એ સુંદરતા આપણે પ્રતિબિંબિત

તેથી જ એણે લખેલી આત્મકથાના પુસ્તકે ઇંગ્લંડના શિષ્ટ વર્ગમાં ખળભળાટ મચાવી મુકયો છે. એ પુસ્તકને વિવેકબુદ્ધિવીહોણું લખાએલું કેટલાક માને છે. ખાનગી વાતો અને પત્રોનો દુરુપયોગ કરવાનો એમના ઉપર આરોપ છે. વેર વાળવાનો એનો ઉદ્દેશ હોય એવું પણ કેટલાક કહે છે. અને એવા એવા તો ઘણાએક આરોપો એમના ઉપર છે. આવા આરોપોની વિગતવાર તપાસમાં ઉતરવું નકામું છે, પણ આપણી દૃષ્ટિએ એ પુસ્તકો અને એમના રચનારની શી કીંમત હોઇ શકે એટલોજ વિચાર કરીશું.

આજથી પચાસ વર્ષ પહેલાં ઇંગ્લંડમાં નવા સ્ત્રીત્વની ભાવનાના અંકુરો કેટલેક સ્થળે ફુટયા હતા, પણ તેમણે આજના જેવું ચોક્કસ સ્વરુપ તે વખતે ધારણ કર્યું નહોતું. સમાજશોભા તરીકે સ્ત્રીઓ બહાર આવતી અને પ્રકાશતી, પણ તે કરતાં વિશેષ સ્ત્રીઓના વ્યક્તિત્વને ખાસ આકાર નહોતો મળ્યો. અને તેથીજ મીસીસ એસ્કવીથનું વ્યક્તિત્વ શરુઆતથીજ અસરકારક લાગે છે.

મીસીસ એસ્કવીથ બાલવયથીજ 'daring' કહીએ કે 'dashing' હોય એવી લાગે છે. એના બાલવયનાં તોફાનોમાં તે વખતે ઇંગ્લંડમાં ઉગતા નવા સ્ત્રીત્વનાં દર્શન થાય છે. એનું તે સમયનું કૌટુંબિક જીવન બહુજ સરસ નહીં કહી શકાય. ધંધાએ લક્ષ્મીવાન્ કરેલા એના પિતામાં બધી વસ્તુઓની ગણત્રી કરવાની ટેવ હતી; અને કદાચ પોતાની પુત્રીઓમાં, અને પુત્રીઓ માટે પણ, એણે ગણત્રી કરી હોય તો ના નહીં કહેવાય. માર્ગોટની માતા મીસીસ ટેનન્ટમાં એક જાતની સ્વાર્થપરાયણતા અને મોટાં દેખાવાની હોંસ દેખાઇ આવે છે. મીસીસ એસ્કવીથમાં પણ આ બંનેના ગુણો કેટલેક અંશે ઉતર્યાં છે. એ ગણત્રીબાજ અને પહોંચેલી છે; સ્વાર્થપરાયણ અને મોટાઇના શોખવાળી છે, પણ એના કેટલાએક સરસ ગુણોએ આ સર્વને ઓપ આપ્યો છે અને દેખાય છે તે પણ આંજી નાખે એવી રીતે.

મીસીસ એસ્કવીથમાં સાહસિકતા ને જુસ્સો ઘણો છે. એના સાહસિક અશ્વારોહણો જુઓ કે મધ્યરાત્રિની મુલાકાતો જુઓ; આ સર્વમાં એક પ્રકારનો બંડખોર સ્વભાવ દેખાઇ આવે છે. એની વાત કરવાની રીત પણ તોફાની છતાં આકર્ષક વધારે છે. એનો વિનોદ પણ તરત ખુટી જતો નથી. એની સફલતાનું એક કારણ એનો વિનોદ પણ છે.

અંગત દ્વેષ ન હોય ત્યાં મનુષ્યોના ગુણદોષ એની બુદ્ધિ સચોટ રીતે પારખે છે, અને યોગ્ય ભાષામાં સૂક્ષ્મ રીતે એનું વર્ણન પણ એ આપી શકે છે. એના મિત્રોનાં ચારિત્ર્યનિરૂપણ કરવામાં એની બુદ્ધિની તીવ્રતા દેખાઇ આવે છે. એની ભાષા મર્મગ્રાહી અને સીધી–સામાના અંતરમાં તરત ઉતરે એવી–છે. એની શૈલી સૂચક છે પણ ભારે (heavy) નથી. એના લખાણમાં સાહિત્યકારની પ્રેરકતા પણ કેટલેક અંશે ભળે છે. વાત કરવાની રીત તો એની પોતાની છે. એનાં Epigram (સંક્ષિપ્ત નર્મવાક્યો) રંજન કરે એવા ચાતુર્યથી ભરપુર હોય છે. એના ટુચકાઓમાં એ ઘણો રસ પુરી શકે છે, અને આ સર્વના સંમેલનથી એનાં પુસ્તકો લોકપ્રિય નહીં થયાં હોય તોએ આતુરતાપૂર્વક વંચાયાં તો છેજ.

શરુઆતથીજ એનામાં સર્વોપરી રહેવાની આકાંક્ષા થોડે કે ઘણે અંશે દેખાઇ આવે છે. બધાં કરે તેનાથી કૈં જુદું કરવું એ ઇચ્છા એને નિરંતર રહ્યાં કરે છે. વય વધતું ગયું તેમ એ ઇચ્છાએ દેખાઈ આવે અને કદાચ બીજાને આઘાત કરે એવું સ્વરુપ પકડયું હોય એમ લાગે છે; અને એ ઇચ્છાની આડે આવનાર તરફના એના રોષની ઉગ્રતા એની શૈલીની મોહકતાથી ઢંકાઇ જતી નથી. એની પ્રસન્નતાની માફક એનો દ્વેષ પણ ઘણો ઉંડો અને સહેલાઇથી ન જીતાય એવો હોય છે.

એના ગુણ અને દોષોના સંયોગથી એ ઈંગ્લંડના સ્ત્રીવર્ગમાં પણ

કેંક અનોખી પડી આવે છે. એરકવીથના પ્રધાનપદની સફળતા મોટે ભાગે આ સ્ત્રીના ચાતુર્ય અને માણસોનો ઉપયોગ કરવાની આવડતને આભારી છે. એની પડતીનું કારણ પણ કેટલે અંશે એ હશે કે કેમ એ એક ઘણો ચર્ચાએલો પણ વિવાદગ્રસ્ત પ્રશ્ન છે. એનામાં એક જાતની કૃત્રિમતાએ દેખાઇ આવ્યા વગર રહેતી નથી. એનું દરેક કાર્ય સ્વાભાવિકતા કરતાં ઉદ્દેશપૂર્વક કરાએલું વધારે લાગે છે, પણ એના જેવી સ્ત્રીના સંયોગોનો વિચાર કરીએ છીએ ત્યારે આ ગુણો જોઇ આશ્ચર્ય નથી લાગતું.

પણ આ બધું છતાં એરક્વીથને માટે અને એના કુટુંબ માટે એનાં સ્નેહ અને મમતા ઘણાંજ દેખાય છે. વાઘણની ચપળતાથી એ સર્વને સંભાળે અને સાચવે છે અને દુશ્મનો પ્રતિ કરડી આંખે જુએ છે. દુશ્મનો આગળ એનું કૈં ન ચાલે ત્યારે એનાં દોષ અને ધમધમાટ અસહ્ય થાય છે. એને અને એનાં કુટુંબને સર્વોપરી સ્થાને રાખનાર માટે એ કૈં પણ કરવા તૈયાર હોય છે; પણ એ સર્વોપરીપણામાં કોઇએ શંકા ઉઠાવી તો તેજ ક્ષણે એની સામું જોવાની દરકાર પણ એ નહીં કરે

એના સ્વભાવને જાણ્યા પછી એની જીવનકથાના બીજા ભાગમાં દેખાઇ આવતો લોઇડ જ્યોર્જ તરફનો એનો દ્વેષ તદ્દન સ્વભાવિક લાગે છે. અપુત્ર વિધવા રજપુતાણી નવા ભાયાતમાંથી આવેલા રાજા તરફ જેવો ભાવ રાખે તે જાતનો ભાવ તેમાં કેંક દેખાય છે.

પણ છતાંએ અંગ્રેજીમાં જેને 'awfully clever' કહીએ તેવી એ ઘણીજ હોંશીઆર લાગે છે. સામાનાં અંતર વાંચી ઉંડું એ જોઇ શકે છે. પ્રસંગો અને માણસોનો ઉપયોગ કરતાં પણ એને સરસ આવડે છે.

એ મૃદુ દેખાવનો પ્રયત્ન કરે છે, પણ તેમાં એ સ્વાભાવિક નથી લાગતી. ઘણી વાર એના કટાક્ષો તરવાર કરતાંએ વધારે ધાર-

દાર હોય છે. આ જાતની સ્ત્રીઓ પત્ની કરતાં મિત્ર વધારે સારી રીતે થઇ શકે છે.

એને સત્તા અને શોભા બંનેનો શોખ છે. કલાવાન્ થવા કરતાં કલાવિશારદ કહેવરાવવામાં એ વધારે માને છે. આ જાતની માનવત્તા ઉંચે હોય ત્યારેજ શોભે છે.

આવી સ્ત્રીની ખરી મિત્રતા મળે તો તે મદદગાર અને સાથી થઇ રહે છે અને વિકટ પ્રસંગોમાંએ એની સાહસિકતા અને આગળ ખેંચવાની શક્તિજ બચાવે છે. દુશ્મન થાય તો તો એનો વિચાર કરતાંએ ધ્રાસકો પડે છે. એનાં સ્નેહ અને દ્વેષ બંને શક્તિશાળી હોય છે.

મારા એક મિત્રે ઇંગ્લંડની નવી સ્ત્રીત્વની ભાવનાને પરિણામે થએલી બે સ્ત્રીઓનાં–એક મીસીસ પેંકહર્સ્ટ અને બીજી મીસીસ એસ્ક્વીથ બંનેનો–નામનિર્દેશ કરી મને પુછ્યું: “ પ્રગતિની ભાવનાના આ બંને પ્રકાર છે; તમે કોને પસંદ કરશો ? ”

આ પ્રશ્નનો જવાબ ઘણી રીતે આપી શકાય. સમાજમાં સ્ત્રી અને પુરુષનાં કાર્યો અને વ્યક્તિત્વને માપવાનાં માપ કોણ જાણે કેમ જુદાં હોય છે અને રહે છે. આદર્શની પાછળ પુરુષ પોતાની જાતને ઘરમાં રહીને સમર્પણ કરે તેના કરતાં બહાર જઇને કરે ત્યારે એની કીંમત વધારે અંકાય. સ્ત્રી માટેનું ધોરણ એથી ઉંધું છે. બહાર જઇને કાર્ય કરનાર સ્ત્રીમાં તપશ્ચર્યા વધારે હોય, એના આદર્શ માટે તીવ્રતા પણ વધારે હોય તોએ એ બહુ થોડાજ મનુષ્યોને આકર્ષી શકે છે. ઘરમાં રહી પોતાની શક્તિનો ઉપયોગ કરનાર સ્ત્રી–એનામાં કૈં આદર્શ હોય કે નહીં હોય તોપણ–પ્રશંસાને પાત્ર થાય છે અને ધ્યાન ખેંચે છે. સ્ત્રીઓના ગૌરવ સાથે ઘરનો ખ્યાલ પણ સદા જોડાએલોજ હોય છે. ઘર વિનાની સ્ત્રીમાં એ ગૌરવનો અભાવ કલ્પવો–જાણી જોઇને નહીં કે અન્યાય કરવાને ખાતર પણ નહીં–એ સમાજના મોટા ભાગની મનોદશા છે.

ક્યાં તો સંરક્ષકભાવના અતિ તીવ્ર હોય તેથી કે જીવનસંગ્રામમાં હરીફાઇ કરનાર કરતાં પ્રેરણાત્મક દેવીઓની વધારે જરુર હોય તેથી જાણ્યે કે અજાણ્યે બહારના ક્ષેત્રમાં કાર્ય કરનાર સ્ત્રીઓની અવગણના નહીં તો ઓછી કીંમત તો થાય છેજ. પેલા પ્રશ્નમાં આ સર્વનું આછું સુચન તો હતુંજ.

મીસીસ એસ્કવીથજ હોંશીઆર અને આંજી નાંખે છે. મીસીસ પેંકહર્સ્ટ–એના કાર્ય પરથી અનુમાન કરીએ તો–ઝનુની છતાં એના આદર્શ પાછળ સર્વસ્વ અપનારી લાગે છે. એ બંને આપણા સમયમાં એટલાં પાસે છે કે જગતને કોની વધારે જરુર છે તેનો નિર્ણય અત્યારે ન થઇ શકે.

મીસીસ એસ્કવીથ માટે થોડાં વાક્યોમાં આમ કહી શકાય: પત્ની તરીકે એના પતિનાં કાર્યોમાં એણે એકતા સાધી હતી. માતા તરીકે પોતાનાં તેજ બાળકો એમ માનનારી મગરુર માતા હતી. વૈવિધ્યથી ભરપુર અને ઉત્સાહ આપે તેવી તે મિત્ર હતી. તે સંસ્કારી હતી પણ કોઇક સ્થળે કડવાશ અને અભિમાનથી એની સંસ્કારિકતામાં વિકૃતિ થઇ લાગે છે. મિત્રો કરવાની કળા એણે સરસ સાધી છે. પ્રસંગને શોભાવે તેવી આવડત અને વ્યવહારકુશળતા બંને એનામાં છે. એના સાહસ અને નીડરતા એનામાં સુંદર રંગ પુરે છે.

એને વાંચ્યા પછી મનમાં એમ થાય છે કે કેવી સ્ત્રીઓના અવતારથી જગત્ ઉદ્ધરશે?

( ૨૬ )

## કવિવર શેલી

વાંચનાર! કવિવર શેલી વીશે લખવાનું સાહસ કરું તો માફ કરશો? સૂર્યને ઓળખાવવા આરસી ધરવા જેવો આ પ્રયત્ન તો ન લાગે? જેણે શેલીના બધાં કાવ્યો પુરેપુરાં વાંચ્યાં નથી પણ માત્ર જે તેમાં ચંચુપાત કરી તેને ઓળખાવવાની ધૃષ્ટતા કરે છે તેનો અન-

ધિક્કાર સાબીત કરવા તો ઉદ્યુક્ત નહીં થાઓ? ઉત્તર આપવાની હીંમત કરું તો આમ પુછું કે, સરિતાનાં જળની મીઠાશ પારખવા માત્ર પાત્રભર પાણી બસ નથી થતું? અતૃપ્તિ રહે પણ સ્વાદ તો પરખાય.

એની જીવનકથાને હું કરુણકથા કહું તો ચાલે. તમારા માનીતા અને તમને દિવ્યભોમમાં લઇ જનાર કવિની કથા કરુણ ન હોઇ શકે? એના એકલા બાલહૃદયની એકાંત તમને સુંદર લાગે તોએ દર્દ ભરી નથી લાગતી? એના આખાએ જીવનમાં આપણે શું જોઇએ છીએ? એના ટુંકા જીવનનો બદલો શચિના રુપાળા પતિ સાથે પણ ન થઇ શકે. પણ તે તો આપણા માટે ને આપણા સ્વાર્થ માટે; તેથી તેની વેદના કૈં ઘટી?

જગતે તેને અન્યાય કર્યો. જ્ઞાનધાત્રી મહાપાઠશાળાને પણ તેનું વિચારસ્વાતંત્ર્ય હાનિકર અને ભયંકર લાગ્યું. ચીલામાં પડયા વિનાની ઉગતી બુદ્ધિને તો કઇ સંસ્થા કે સમાજે સભય નથી જોઇ? પણ જુની સંસ્કૃતિને નામે પ્રણાલિકાને સાચવી રાખનારાઓનો પણ કૈં દોષ કઢાશે? એ તો પરાપૂર્વનો અચલ નિયમ છે. એનાથી દબાઇ જાય તેની બુદ્ધિની પ્રતિભા વીશે તો બે વાર વિચાર કરવો પડે. સંસ્થા કે સમાજ જે વિચાર કે વ્યક્તિનો બલપૂર્વક પ્રતિકાર કરે તેમાંજ તેમની જીતનાં નીશાન રહેલાં છે. ઓક્સફર્ડે ક્યાં તેમ નથી કર્યું? જે નાસ્તિકતાના નિબંધ માટે એને ત્યાંથી કાઢી મુકાયો હતો તે આજ શેલીના સ્મરણાવશેષરુપે દ્વિગુણિત ભક્તિભાવથી અને મગરુરીથી. ધર્મગ્રંથ જેટલી સંભાળથી, એ ત્યાં લખાયો હતો એની યાદગીરીમાં, સાચવી રખાય છે. એવા અન્યાય ચિરકાલ ટકતા નથી. કદાચ એવા અન્યાયોજ વધારે બલપ્રેરક બને છે, પણ આવા અન્યાયો સાંભળવામાં કોઇને કૈં રસ આવે છે?

ત્યારે તમને એના પ્રથમ લગ્નની વાત કહું? અઢાર ઓગણીસ વર્ષે એક હોટેલવાળાની છોકરી હેરીએટ વેસ્ટબ્રુક તેના પર આફ્રીન

થઇ. બાપના જુલમથી કંટાળી તેણે શેલીની મદદ માંગી. કવિનો કોમળ આત્મા એના દુઃખથી ઘવાયો. એણે એને છોડવી અને સંરક્ષકવૃત્તિ કે ઉત્સાહના આવેશમાં એ તેને પરણ્યો. ગમે તેમ પણ તે પરણ્યો. પછી સંરક્ષકવૃત્તિનો નીશો ઉતરી જતાં ભાવનાઓ ને હૃદયના ફેર ભાગ્યાં નહીં; અને પત્ની અને પોતાની વચ્ચે પુરાઇ ન શકે એવી ઉંડી ખાઇ એણે જોઇ. શું કામ એ એવો કલ્પનાશીલ અને ભાવનામય થયો એવું તો તમે નહીંજ પુછો. એના જેવો આત્મા પોતાના અર્ધાંગ વગર કેમ ચલાવી શકે? અધુરો રહે કે સુકાઇ જાય. એવું ન થયું એ જગતનું સદ્‌ભાગ્ય.

આ વાત કરવી એ તે કૈં નિંદા કહેવાય? એણે કર્યું ને આપણે મ્હીએ છીએ. આપણી પાસે તો નીતિનું ધોરણ છે, પણ કૈં હૃદયનું ધોરણ કર્યું છે કોઇએ? અને આવી રસભરી ચર્ચા પર મન આપ્યા વિનાએ કેમ રહેવાય? આપણાથી વધારે મહાન્ લાગતો હોય તેની વાત જરા માફીના દેખાવ સાથે કે સ્વર ધીમો કરીને કરીએ; એટલું નમતું આપીએ તે કૈં થોડું છે?

પણ આપણે ચર્ચા કરતાં પહેલાં શેલીનીજ વાત પુરી કરીએ. એણે એ લગ્નમાંથી છુટવાને શું કર્યું? એણે પોતાના આત્માનું અર્ધાંગ શોધ્યું. વ્યવહારનિપુણ જ્યાં વિચાર કરે ત્યાં એ પોતાના અંતરના અવાજને માન આપી એની પ્રિયતમા–મેરી ગોડવીન–ને લઇને નાઠો. પોતાની શક્તિઓને આવરતી સર્વ વસ્તુઓ પાછળ મુકી, એ જીવનસખીને લઇ જીવન સફલ કરવા નીકળી પડયો. આખી દુનીઆની સામે ટક્કર ઝીલી પોતાની પ્રાણેશ્વરીની સ્થાપના એણે પોતાના જાદુઇ રાજ્યમાં કરી. એની પ્રેરકતાથી બળ પામીને એણે એવી સૃષ્ટિ રચી કે જ્યાં દશ્ય સૃષ્ટિ કરતાં મનુજો વધારે વિરામ પામે છે. એને કાયર કોણ કહેશે?

પછી બે વર્ષ હેરીએટ બીજાનાં સાથે રહી–તેનાથી વીખુટી પડી અને બેનના ત્રાસે કંટાળીને આત્મઘાત કર્યો. પ્રભુ પ્રેમમય છે છતાં એનીજ સૃષ્ટિમાં એના રથનાં ચક્ર કેટલાંને કચર્ડાને ચાલે છે ?

કેટલાંક પરિણામો અનિવાર્ય હોય છે. એ પરિણામો આવવાનાં છે એમ જાણતાં હોઇએ છતાંએ આત્મા તરફના કેટલાક ધર્મ તજાતા નથી; તજો તો એ અધર્મ્ય વધારે થઇ પડે છે, અને પરિણામ સુધરતાં નથી.

આ પછી એ થોડાંક વર્ષ જીવ્યો. મેરીની સાથે એ પરણ્યો. એ જીવ્યો ત્યાં સુધી એ એની સહચરી–સખી રહી. એના મૃત્યુ પછી ભક્તની એકાગ્રતાથી એનાં સ્મરણોને એ સાચવી રહી. એના કાવ્યભંડારને એણે જાળવ્યો ને તેનો પુનરુદ્ધાર કર્યો. એક વાર જગતથી તિરસ્કારાએલાં એ બંને અમર પ્રેમીઓ આજ બ્રીટીશ પોર-ટ્રેટ ગેલેરીમાં વીરાજે છે અને જગતભરનાં યાત્રાળુઓ એમને અર્ધ્ય અર્પી કૃતાર્થ થાય છે.

એના સમયમાં થોડાઓએ એને વખાણ્યો, ઘણાએ એને વખો-ડયો. ટીકાકારોની તીખી ટીકાઓએ એનાં ગાત્રો બાળવા પ્રયત્નો માંડયાં. જીવનસંગ્રામના આવા કલહો તો કોને નથી માંડવા પડતાં ?

મહાપુરુષો એમના સમયમાં નથી ઓળખાતાં. એમના ગુણો કરતાં એમનાં સ્ખલનો તપાસવાની સમાજને વધારે દરકાર હોય છે. એમનાં કાર્યોની વિપુલતા કરતાં એમના દોષોનો સરવાળો હંમેશાં વધી જતો લાગે છે. કોઇ પણ પ્રકારની મહત્તાને તપાસતાં સમકાલિન ટીકાકારોને પોતાનાં શસ્ત્રોને વધારે ધારદાર બનાવતાં મજાહ પડે છે. પોતાને માટે નવા માર્ગ પાડનારને તો આ બધામાંથી બચવું અશક્યજ બને.

ઘણા શેલીને અસ્થિર મનનો ગણે છે. કારણ એના પ્રેમનો ધોધ કોઇ સાંકડી નહેરમાં સમાઇ શકતો નહતો; અને તેથી એનાથી ઉભ-

રાઇને બીજા ફાંટાઓમાંથી વહી જવાતું. એ જ્યાં જ્યાં વહ્યો ત્યાં રસાળતા પાથરતો ગયો છે. એને જ્યાં માર્ગ નથી મળ્યો ત્યાં એ ઉભરાઇ જઇ પાસેની વસ્તુઓને એના વેગમાં ઘસડી ગયો છે. મોટે ભાગે જનસમૂહની ઊર્મિઓની સેર બહુ ઝીણી હોય છે–થોડેક જઇ એ ધરતીમાં સમાઇ જાય છે કે સૂર્યના તાપમાં સુકાઇ જાય છે: અત્યંત વેગવાળા મહા ધોધની શક્તિ એ કેમ માપી શકે?

વાંચનાર! જગતનો શેલી વીશેનો અભિપ્રાય તો તેં કયારનોએ સાંભળ્યો છે. જગતની વિરાટ્ સમગ્રતાને ન્યાય આપવાની મારી અશકિત પર પણ તું હસે છે. મારી એકલી અલ્પતામાં એ કેવો લાગ્યો એ સાંભળવાની તું ધીરજ રાખશે?

શેલી સૌંદર્યદ્રષ્ટા હતો એમ ઓછામાં ઓછું તો એને માટે કહીજ શકાય. ઘણા ધન્ય આત્માઓએ સૌંદર્યપૂજનમાં પોતાનું સમગ્ર આયુષ્ય ખર્ચી નાખ્યું છે પણ શેલીના સૌંદર્ય–સાક્ષાત્કારના જાદુ એ સર્વથી કૈં જુદાંજ લાગે છે. ઘણાઓની કવિતામાં નરી ચાંદનીની સુધા ભરી હોય છે, પણ એજ ચાંદની વૃક્ષાવલિમાંથી ચળાઇને અને ચુંદડી જેવાં ટપકાં પાડતી આવે, નવા નવા વાંકવળાટ આગળથી નવીનવી રમ્યતાઓ દેખાડે એ દૃશ્યમાં વશ કરવાની શક્તિ વધારે છે. કોઇ સ્થળે છાયાઓઢણીથી શરીર સંતાડતા, કોઇ સ્થળે ચાંદનીના મદમાં મત્ત થઇ સૌંદર્ય ઉઘાડું મુકતા ગિરિઓની વધૂઓ જેવી રમત જોવાય; કો સ્થળે તેજની પાર-દર્શક ચાદરમાં શોભતી કે અંધારપછેડા ઓઢેલી ખીણો અભિસારિકાની માફક, છેતરી છેતરીને આકર્ષે, સપાટ મેદાનમાં નિરભ્ર આકાશમાં મહાલતી ચંદ્રાના નિરંકુશ સામ્રાજ્યનાં દર્શનથી દૃષ્ટિ ઉન્મત્ત બને કે વાદળાંની વચ્ચેથી જરીક મુખ દેખાડી સંતાઇ જતી ચંદ્રિકાને જોઇ આતુરતા જાગે: એવા સૌંદર્યનાં વિવિધ પ્રકારનાં દર્શન શેલીની કાવ્ય-જ્યોત્સ્ના વિના બીજે કયાં થશે? સૌંદર્યનાં વિવિધ પ્રકારનાં દર્શન

એ શેલીના કાવ્યનું ખાસ લક્ષણ છે, અને તેથીજ એને સૌંદર્યદ્રષ્ટા કહી શકાય.

માત્ર વિદેશી સુમનો જેવું એકલું સૌંદર્ય એનામાં નથી; પણ માધુર્ય ને ગાન એના કાવ્યના અંગેઅંગમાંથી નીર્ઝરે છે. એના કલ્પનાવિમાનમાં બેસવાનો અધિકાર મળ્યો હોય તો સંકુચિત દૃષ્ટિ-મર્યાદાની સીમાઓનાં સાંકડાં બંધન તુટી જાય છે, અને એની એ વસ્તુઓમાંથી દિવ્ય ચક્ષુઓ મળ્યાં હોય તેમ સૌંદર્યનાં નવાં તત્ત્વો અચાનક જડે છે.

શેલીનાં ઉડ્ડયનોમાં સહભાગી થવું એ જીવનનો અનેરો લહાવો છે. દૃષ્ટિને અટકાવતી પાર્થિવતાઓમાંથી માનવ ઉંચે ઉડે છે અને મેઘધનુષ્યના સુંદર પ્રકાશવાળા પ્રદેશમાં ઉભો રહી દૂરસુદૂર સુધી જોઇ શકે છે; આકાશની મહાનદીમાં તારાઓના તરતા દીપકો જોઇ ગંગા-દ્વાર જેવી લોકમાન્યતાઓની શોધ ત્યાં વિનાસંકોચે કરી શકાય છે; મેઘખંડના વિવિધરંગી પડદા વચ્ચે સંતાકુકડી રમી શકાય છે; સૂર્યચંદ્રના અરીસાઓમાં વહાલાંઓનાં અને પોતાનાં ઇચ્છિત સ્વરૂપો જોઇ શકાય છે; સ્વર્ગગંગાનાં કમળો વીણવા અને વેરવાના અટકાવ કરનાર સૂચનાઓ અને માળીઓનો ત્યાં અભાવ હોય છે; ઉષાદેવીની કસુંબલ ઓઢણીનો છેડો પકડી એને પાછી વાળી એના સ્મિતભર મુખનો દૃષ્ટિપાત મેળવવાને ભાગ્યશાળી પણ થઇ શકાય છે. આવા ધન્યભાગ્યના સહભાગી કરનાર કવિવરનાં શાં શાં સન્માન કરાય ?

ચંડોળ પક્ષીના મધુર દિવ્ય સૂર સમી શેલીની કવિતાનો દૂરનો સૂર પણ હૃદયને આહ્લાદથી ભરનારો અને ઉન્નત પ્રદેશમાં દોરનારો બને છે. શોકમિશ્રિત ઉલ્લાસથી એ ધ્વનિની હૃદયહારિતામાં અપૂર્વતા આવે છે. આકાશના ઉંડાણમાં નાદબ્રહ્મ ગાજે તેમ હૃદયના ઉંડાણમાં શેલી રસબ્રહ્મ જગાડે છે. દૂર દૂર ઉડતાં પક્ષીના મધુર કીલકીલાટ સમો, વાતાવરણમાં મધુરતા પ્રસારતો એનો સ્વર મીઠાં ગુંજનોનાં

આંદોલનો પ્રસરાવે છે. વેદોચ્ચાર સમા એના રસમંત્રોથી સમાધિ ચઢે છે. પ્રભાતના સુખકર સમીર સમાં શાતા અને નવજીવન એના આત્મામાંથી વહે છે અને પરિતૃપ્ત કરે છે. પર્વતને ખોળે લાડતાં ઝરણાંની માફક એનામાંથી ઊર્મિઓના ઉછાળા વેગભર બહાર પડે છે, અને રસતરસ્યા પથિકને તૃપ્તિ અર્પે છે. એના કાવ્યમય આત્મામાંથી અમૃત નીઝરે છે અને તેનાં પાન કરનારના આત્માની જરા એક ક્ષણવારમાં ઉતરી જાય છે.

પ્રભાતમાં ધ્યાન ધરતા ઋષિઓની ભવ્ય પવિત્રતા, મધ્યાન્હે કર્મોમાં પ્રવૃત્ત થએલા મુનિઓ સમી માનવતા અને સાયંકાળે સમાધિમાં સચ્ચિદાનંદનાં દર્શન કરતા મહર્ષિઓની અલૌકિકતા એ સર્વના એકત્ર ભાવોનું પ્રદર્શન શેલીના આત્મામાંથી પ્રગટે છે. ત્રણે કાળની મૃદુતા, શાંતિ, પ્રખરતા અને શક્તિ એનામાં મૂર્તિમાન્ થાય છે. કહીંક કાંઠાઓના બંધનમાં સરળ વહેતી, કહીંક એ બંધનોને ન ગણકારતાં વેગભર કુદતી, કહીંક ખડકોમાં અથડાઇ પડતું મુકતી, કહીંક વમળોના રુપમાં કુદડી ફરતી. કયાંક તીરે ઉભેલી વૃક્ષવનિતાઓને અરીસા ધરતી, ક્યાંક મનસ્વી અને લટકાળી ચાલે ચાલતી, ભૂમિને રસાળ કરતી, આકાશના વિવિધ રંગોથી શોભતી, પ્રકૃતિના સર્વ ભાવોમાં એકતા સાધતી સરિતાસમી એની કાવ્ય–સરિતા નવેનવે રુપે હૃદયને ઘેરે છે. આશા નહીં રાખી હોય ત્યાં અચીંત્યા ભાવપલટાથી વિસ્મિત કરે છે. એના સ્રોતની પ્રબળતા ચિત્તને સબળતાથી ઘસડી જાય છે.

કવિ રસનો અધિષ્ઠાતા છે. પુષ્પમાંથી પરાગ પ્રસરે તેમ એ ઇચ્છે કે ન ઇચ્છે તોએ એના અંતરમાંથી કાવ્ય નીતરે છે. સ્વભાવથીજ કવિ હોય તોજ કાવ્યો સ્વયંભૂ અને સહજ સ્ફુરે છે. દરપલે પ્રકૃતિને એ નવે સ્વરુપે દેખે છે. એના સર્વ માનસિક દશ્યોને એ વ્યક્ત ન કરી શકે તો એમાં દોષ એનો નહીં પણ ભાષા અને દેહની મર્યાદિત સ્થિતિનો. જેટલા પ્રમાણમાં એ મર્યાદાઓને એ ઉલ્લંઘે તેટલા

પ્રમાણમાં એની મહત્તા વધે. શેલીને આ નિયમે જોતાં એની મહત્તા માટે પ્રતિતિ થયા વિના રહેતી નથી. એની કલ્પનાઓની અખુટતા, એના શબ્દોનું લાલિત્ય, એના ભાવની વિવિધતા, એનાં કાવ્યોની ગેયતા અને એ સર્વના સંમેલનથી આવતી અદ્દભુતતાથી એ કવિકુલમાં અદ્વિતીય સ્થાનનો અધિકારી બન્યો છે.

પ્રકૃતિની માફક માનવી પણ પોતાના સ્વભાવમાં રહેલાં તત્ત્વોને વીકસાવે કે સાચો નીવડે તો સ્રષ્ટાને પણ ઘડીભર પોતાના જગત્ તરફ આશ્ચર્યથી જોઇ રહેવું પડે. સામાન્ય જનને તો એનામાં રહેલા કોઇ વિશિષ્ઠ તત્ત્વનું જ્ઞાનજ નથી હોતું, અને તેથી એવા વિરલ પ્રયત્નો તરફ એ શંકાની નજરે જુએ છે. પણ એમન સમય પછીએ જેમનાં સ્મરણ નષ્ટ નથી થતાં તે તો કોઇ પણ તત્ત્વનુ પ્રતિનિધિત્વ દાખવનારા જનોનાંજ. એમની શક્તિના પ્રમાણમાં એમની સફલતા રચાય છે. શેલીએ પ્રેમતત્ત્વ, સૌંદર્યતત્ત્વ, કાવ્યતત્ત્વ, સ્વાતંત્ર્ય તત્ત્વ પોતાનાં કર્યાં. એ અમર થયો તે તેમનાથી. એના ટુંકા આયુન ચિરકાલનાં સંભારણાં એના સ્વભાવતત્ત્વ સાથે સારુપ્યથીજ એ મુકી ગયો

સ્વાતંત્ર્ય એ એના જીવનનો ઉદ્દેશ હતો. એની સ્વાતંત્ર્યની વ્યાખ્યા દેહ જેટલી સાંકડી નહતી. આત્માને આવરતાં બંધનો પણ એને ખુંચતાં. એ જાણતો કે આત્મા સ્વતંત્ર હોય તો દેહનાં બંધન ટકતાં નથી. 'પ્રોમીથીઅસ અનબાઉંડ' એ આત્માના સ્વાતંત્ર્યની કથા છે. કોઇ પણ પ્રકારના કાયદા નિયમોનું સ્વરુપ મુકી બંધનોનુ સ્વરુપ ધારણ કરવા લાગે છે ત્યારે વ્યવસ્થાપાલનનો એનો ઉદ્દેશ સાધવાને બદલે તે કચરી નાખનારા બને છે. કલ્પનાના બંધનરહિત પ્રદેશમાં ઉડનારને મનુષ્યકૃત કાયદાના જડ પિંજરના સળીઆ કેમ ગમે ?

એનેએ ઉદાસિન વૃત્તિઓ તો આવતી—આપણા કરતાં ઘણ વધારે એવી વૃત્તિઓ આવતી. આપણને આવે છે પણ તેને વાચા નથ

હોતી. એણે એમને શબ્દોથી આકાર અર્પી અમર કરી. માનવહૃદયના સનાતન ભાવો એણે જુજવે રુપે ગાયા. આપણા અંતરમાં એના પડઘા પડે છે તેથીજ એની મહત્તાનાં માપ આપણે કાઢી શકીએ છીએ. કલાકાર કે કવિની કલાની સાર્થકતા માનવહૃદયના અણકથ્યા ભાવોને મૂર્ત સ્વરુપ આપવામાંજ છે.

માણસોથી પોતાની જાતને કોઇ પાસે વ્યક્ત કર્યા વિના રહેવાતું નથી. જેટલે અંશે ભાવોની સૂક્ષ્મતા વધારે તેટલે અંશે તેને વ્યક્ત કરવાની જરુરીઆત પણ વધારે; અને તેથીએ વધારે તો વ્યક્ત કરવાનું સ્થાન ખોળવાની મુશ્કેલી. માણસ એકલો જીવીજ નથી શકતો. કવિ લખે છે તે એ આશાએ કે નિરવાધ કાલમાં કોઇક તો એને સમજનાર મળીજ આવશે. યથાશકિત સર્વ જન આવાં ભાવ-પ્રદર્શન કરે છે. જગત્ આ આત્માના આવિર્ભાવની જુલ્મી પ્રેરણાને લીધે કેટલું બધું પામ્યું છે ?

× × × ×

મૃત્યુનો દેવ છેક નમેરો ન થયો હોત તો? સાગરે એના લાડકા પુત્રને ઘેર આણ્યો હોત તો? એની વસંત ઉઘડી ન ઉઘડી એટલામાં એ કરમાઇ ન ગયો હોત તો ? શેલી જીવ્યો હોત તો ?

આ મહા કવિની કબરના દર્શન કરવા જતાં અને એના પર નમી રહેલા એક પુષ્પને એની વિભૂતિની પ્રસાદીરુપે ચુંટતાં હૃદય પર આલેખાએલા ભાવો, વાંચનાર ! તને કહું ?

દીલ્લીશ્વરે "દીવાને ખાસમાં" કોતરાવ્યું હતું કે " પૃથ્વી પર સ્વર્ગ જેવું હોય તો અહીંઆં છે, અહીંઆં છે." શેલીની કબર માટે અંતરીક્ષમાં પણ એમ લખાયું હશે કે--

દિવ્ય ગાયક, સૌંદર્યનો દ્રષ્ટા અને સ્રષ્ટા, પ્રણયફકીર, અખંડ શાંતિના સહચારમાં સુતેલો અહીંઆં છે, અહીંઆં છે.

વાણીના વરદાનવાળા, સ્વતંત્રતાના ધ્વજવાહક, પ્રકૃત તત્ત્વોથી પોષાએલા અને સાગરસુંદરીના અંકના અભિલાષી શેલીની દેહભસ્મ અહીંઆં છે, અહીંઆં છે.

સનાતન ભાવોને જગાડનારા, વાયુની પાંખે ઉડનારા, આકાશ સમી સુનેરી કલ્પનાઝલકથી સાશ્ચર્ય ડોલાવતા કવિના દેહની સુવાસ અહીંઆં છે, અહીંઆં છે.

શૂરવીર અને સ્વાનુભવનોજ ઉપાસક, ગાનનો રસીઓ અને રસલહાણુ કરનાર, સહૃદય મિત્ર અને સ્નેહની વાટમાંજ વિચરનાર શેલીની દેહગંધ અહીંઆં છે, અહીંઆં છે.

વાંચનાર! એના કાવ્યશરીરના સહવાસમાં તેં બે પલ સ્વર્ગનાં દર્શન કર્યાં હોય તો આ તર્પણમાં બે છાંટા તું એ જરૂર નાંખજે.



# વાર્તાઓ

## ( ૨૭ )

## ઝાંઝવાનાં જળ

### ૧

વાંચનાર ! અનેક કવિઓની કલ્પનામાંથી ટપકતો પ્રેમનો પ્રવાહ તેં વાંચીને અનુભવ્યો હશે. પ્રેમની સંપૂર્ણતાના ગુણગાન તેં ઘણાં ઘણાં સાંભળ્યા હશે. પણ તારા કલ્પનાના રાજ્યની સંપુર્ણતા તારા અનુભવના પ્રદેશમાં કદી નીહાળી છે ?

એક સમય એવો હતો કે જ્યારે હુંએ એ પ્રદેશની સંપૂર્ણતાનો બહુ બહુ વિચાર કરતી. પણ કલ્પનાઓ જો સત્ય થવાને સર્જાએલી હોય તો એએ કલ્પનાજ શાને કહેવાતે !

હું કોણ હતી એ જાણવાની કોઇનેએ શી જરૂર હોય. કોઇને જીજ્ઞાસા હોય તો તે તૃપ્ત કરવાની મારી ઇચ્છા નથી. ઇચ્છા નથી છતાંએ સુગમતાને ખાતર હું થોડી ઘણી તો સ્પષ્ટ થઇશ.

સુધારક પિતાની હું એકની એક લાડકી હતી. માતા તો હું એને ઓળખું તે પહેલાંજ ઉડી ગઇ હતી. ખરેજ મારે મનથી તો તે ઉડીજ ગઇ હતી. મારા પ્રિય જનો જ્યારે મારી જીંદગીમાંથી જતાં રહે છે કે હૈયામાંથી જવાના પ્રયત્ન માંડે છે ત્યારે મને એ બધાં દૂર દૂર ઉડી જતાં હોય એમજ લાગે છે. ઉડી ગયા પંખી પાછા કયારેએ આવતા હશે ?

પિતાને હું પ્રાણસમી વહાલી હતી. જગત જેને કેળવણી કહે છે તે તેમણે મને પુત્ર સમી ગણીનેજ આપી હતી. પરણવાનું તો મારે હાથેજ શોધવાનું હતું.

પણ એ સમયે પરણવાનો મને બહુ મોહ ન હતો. 'ટેનીસન' ની

'પ્રીન્સેસ' જેવીજ કંઈક મારી વૃત્તિઓ હતી. પુરુષોનો મને તિરસ્કાર ન હતો. પણ એમના કાર્યોની પછવાડે રહેલું એમનું અહં મને બહુ સાલતું. એમના પુરુષત્ત્વની નીચે સ્ત્રીત્ત્વને તેઓ દબાએલુંજ રાખવા માંગતાં તે હું સ્પષ્ટ જોતી. મારૂં સ્ત્રીત્વ કોઈના નીચે દબાઈ જાય એ ખ્યાલજ મને અસહ્ય હતો.

પણ હું શુષ્ક ન હતી. પુરુષત્વ મને ગમતું; પણ તેની નીચે છુપાએલું અભિમાન નહીં. મારા સ્ત્રીત્ત્વનો જેને આદર હોય એવા કોઈ નરકેસરીનેજ મારે તો વરવો હતો. એવો કોઈ મળશે એવી મને ખાત્રી ન હતી. મારી કલ્પનામાં મેં એક ભવ્ય પ્રતિમા ઘડી હતી. બધાંને હું એની સાથે સરખાવતી, અને બધા તુચ્છ જણાતા. આવાઓને હું પરણું ?

મારા આવા વિચારોની ધૂન મારા પિતાજીથી અજ્ઞાત હતી. એ એ વીશે મને કંઈ કંઈ સૂચન કરતા 'બહેન! તું કંઈ વિચાર કરે તો સારૂં. હું નહી હોઉં તો તારૂં શું થશે !'

"બાપાજી! તમે કહો છો તે હું સમજુ છું. પણ મારૂં મન ન માને ત્યાં હું શું કરૂં?" હું કહેતી, અને જરા ઉત્સાહી સ્વરે ઉમેરતી કે "તમે મને પુત્રસમી ગણીને ઉછેરી છે અને કેળવી છે. એટલે સંસાર એકલે હાથે તરવાનું મને ભારે નહીં પડે."

"પરણવું એ શું બધાંને આવશ્યક છે? બાપાજી. તમારા સ્નેહમાં હું બહુજ સુખી છું." કોઈકવાર હું કહેતી. પિતાજી પાસે એના ઉત્તરો તો ઘણાં હતાં. પણ તેઓ એ મને બહુ દબાણ કરતા નહીં. એમના એકલા જીવનમાં માત્ર હુંજ વ્યાપી રહી હતી. મને ખોવાનું એમને બહુ નહીં ગમતું હોય. ગમે તેમ. અમે પિતા પુત્રી આમને આમ કાળ નિર્ગમતા હતા.

જગતે અમને છેક વિસારે નહોતા નાંખ્યાં. મારા મનથી હું ખરાબ નહોતી દેખાતી. લોકોના મનથી હું જરા દેખાવડી હતી. બધી

છોકરીઓમાં હું વધારે ભણેલીમાં ખપતી. મારે માટે ઘણાં માગાં આવતાં. સરત પણ ચાલતી. પણ મારે કોઇનો ખપ જ ન હતો.

મારા સ્વામીનાથની પદવીને શોભાવે એવો એમાં એકે ન હતો. મારા સ્ત્રીત્વને નમે, મને એના હૃદયની રાણી કરે એવોએ આમાં કોઇ ન હતો. પરણ્યા પછી પરણનારને મન તો હું ભાર્યાજ થવાની હતી. મારે તો સહચાર સાધવો હતો, જો હું કદીએ પરણું તો. પત્નીઓ તો મેં ઘણી જોઇ છે. એવી પત્ની થવાને જ મારૂં હૃદય તલસતું નહોતું.

૨

મારા એકલવાયા જીવનના કેટલાએ દીવસો આમને આમ વહી ગયાં. મિત્રોમાં મ્હારા પુસ્તકો હતાં. સાથી ગણું તો પિતાજી હતાં. મારા કલ્પનાશીલ ચિત્તે જગત વધારે ભવ્ય કલ્પ્યું હતું. મારા અંતરની દુનીયા સાથે સરખાવતાં બહારની દુનીયા ક્ષુદ્ર લાગતી. મારી કલ્પનામાં સત્યના રંગ પુરે એવા ભવ્ય આત્માઓને હું ખોળતી પણ ન જડતા. જગત સાથે હું મીઠી હતી, પણ મૈત્રી તો કોઇ સાથેજ નહોતી.

ઘણીવાર મારા એકલવાયા જીવનની અપૂર્ણતાઓ મને સાલતી. કલ્પનાને મૂર્ત સ્વરૂપો આપવાને ઘણા પ્રયત્નો હું આદરતી. મને કંઇ ઉંડી ઉંડી વાંછનાઓ થતી. મને લાગતું કે જગતમાં તે સફળ થવાની નથી.

મારે હવે કોઇ મિત્ર જોઇતો હતો. પુસ્તકો કરતાં જેના એક શબ્દથીએ વધારે જ્ઞાન મળે એવો મિત્ર, એના ક્ષણવારના સંગાથમાંએ જન્મોજન્મની નિર્ભયતા પમાય એવો સાથી મારે જોઇતો હતો.

બાલ્યકાળથીજ હું કલ્પનાશીલ બહુ હતી. મારા તરંગોને અનુરૂપ માનવીઓ મને નહોતા મળ્યાં. પર્વતસમી અડગ સ્થીરતા ને સ્થિતિ મારા જીવનમાં જણાતી. અંતર જોવાની તો જગતને વૃત્તિજ ક્યારે હોય છે! મને દેખાડવાનીએ પરવા નહોતી.

અચીંત્યો એક દિવસ મારી શાંતિમાં ભંગ પડયો. યુવાવસ્થામાં પિતાજીને એક પરમ મિત્ર હતો. તેનો એક પુત્ર અમારા ગામમાં વસવા

આવ્યો હતો. પ્રિય મિત્રના પુત્રપર પેટના પુત્ર જેટલુંજ હેત પિતાજીને આવ્યું, અને પોતાની સાથે વસવા આગ્રહ કર્યો. એ આગ્રહ સફળ તો ન થયો, પણ એને બદલે એ અમારો નવો મિત્ર ઘણુંખરૂં દરરોજ અમને મળવા આવતો. પહેલી ઓળખાણે જ અમે મિત્રો થયાં.

કલ્પનાઓથી હું હવે થાકી ગઇ હતી, સ્વપ્નો જોયે હવે સંતોષ નહોતો વળતો. એ બધાંનો સાક્ષાત્કાર કરવા હું તલસતી.

તે આવ્યો ત્યારથીજ મને ગમ્યો. એનું ગાંભીર્ય અને આનંદ કરવાની વૃત્તિ બંને સંપૂર્ણ હતાં. જગત એણે વધારે જોયું હતું. મારા કરતાં એની કલ્પનાઓ વિશાળ હતી. એના ચિત્તમાં સદાએ બુદ્ધિની તરંગ પરંપરા ચાલતી. અસ્થિરતા એનામાં બહુ હતી, પણ એતો એને સ્થિર થવાનું સ્થાનજ નહીં મળ્યું હોય એમાં હશે.

અમે રોજ મળતાં. મારી થાકી ગએલી કલ્પનામાં હવે કંઇક નવો વેગ આવતો હતો. શુષ્ક જણાતા વિચારોમાં કંઇક નવુંજ બળ જણાતું હતું. અમે બંને સાથે વાંચતાં. એના બુદ્ધિપ્રધાન સ્વભાવનો મારા કલ્પનાશીલ મન સાથે ગંગા યમુના જેવો સંગમ થતો. નિર્જીવ જણાતા મારા ગતકાલનાં સ્વપ્નો સાંભળવામાંએ એને રસ પડતો. એનેએ એના જીવનમાં કોઇ રસ લેનાર નહોતું મળ્યું. એની મહત્વાકાંક્ષાઓમાં પ્રેરક બળ કોઇએ નહોતું પ્રેર્યું. આવી ભવ્ય આશાઓની સંચાલક વિધાતા હું બનું ?

કલ્પનામાં મેં એક સંપૂર્ણ ભવ્ય પુરુષ કલ્પ્યો હતો. પણ એવો સંપૂર્ણ પુરુષ હોય તો મારી અપૂર્ણતાઓને એ ક્યાં સમાવે ! આની અપૂર્ણતાઓ હું જાણતી, એની મહાનતાની પ્રતિતિએ મને હતી. એ અપૂર્ણતાઓને સંપૂર્ણ કરવાની કલા મારામાં હશે ? બાળક જેવો એ સરલ જણાતો. એનામાં પુરુષત્વનું પેલું 'અહં' છુપાઇ રહ્યું હશે !

૩

દિવસે દિવસે અમારી મિત્રતા વધતી જતી હતી. પિતાજીને મન એ એક સુંદર આશા હતી. પુત્ર જેવો વહાલો મિત્રનો પુત્ર અને આંખની કીકી સમી લાડકી પુત્રી વરે એ એમના મનથી સોનું ને સુગંધ મળ્યા જેવું હતું. એમની ઘડપણની લાકડી જેવી હું, તેને રજની પરણશે તોયે ખુંચવી નહીં લે અને સાથેજ રહેશે એવો એમને દૃઢ વિશ્વાસ હતો. ટોળ કરતી દુનીયાની આંખમાં ધુળ પડશે એવોએ એમને ઉંડો ઉંડો છાનો સંતોષ હતો.

એક દિવસ એક સરસ કાવ્ય હું વાંચતી હતી. હમણા હમણાથી રજની રોજ નહોતો આવતો. એ આવે ત્યારે આ કાવ્ય અમે બંને સાથે વાંચીશું એવો વિચાર હું કરતી હતી. ચોળેલા કેશ સુકવવાને છુટા નાંખી હું વીરામાસન પર પડી હતી. છાતી આગળ પુસ્તક રાખી હું એક પછી એક પાના ફેરવ્યે જતી હતી. વાંચતાં વાંચતાં મારી આંખ મીંચાઇ ગઇ. પુસ્તક ત્યાંનું ત્યાંજ પડી રહ્યું.

મારી મીઠી તંદ્રામાંથી અચીંતી હું જાગી ઉઠી. રજની કયારનોએ સામે આવીને બેઠો હતો. મને જાગતી જોઇ એણે જરા સ્મિત કર્યું.

“ તમે કયારના આવ્યા, રજની ભાઇ ? મ્હને કેમ નહીં ઉઠાડી!”

“ તમારાં મીઠાં સ્વપ્નોના વિકાર તમારા મ્હોં પર તરી આવતા હતા તે જોવાનું મને જરા ગમ્યું. શું સ્વપ્નું હતું એ ! ”

તમારી સાથે આ કાવ્ય વાંચવાનો વિચાર કરતાં કરતાંજ હું ઉંઘી ગઇ હતી. અને સ્વપ્નું પણ એવુંજ આવ્યું.

મેં એને પુસ્તક આપ્યું. એણે પાના ફેરવવા માંડયાં. એને વાંચવાની વૃત્તિ હોય એમ નહીં જણાયું.

એની આંખોમાં કંઇ જુદુંજ તેજ મેં પારખ્યું. મેધાના ચમકારા આજ એમાં નહોતાં. ભાવનાના ઓઘ આજે તો એમાં ઉછળતા

હતાં. મને કંઇક સમજાયું કંઇક નહીં પણ સમજાયું. મેં એને પુછવાની હીંમત નહી કરી. મારૂં મન તો આજ પેલા કાવ્યમાં હતું. આવું સુંદર કાવ્ય રજની ફરી આવે ત્યાંસુધી વાંચ્યા વિનાનું રહી જાય એ મને રુચતું નહોતું. મારી સૂચનાને બળે એ મારી સાથે વાંચવા આવીને બેઠો. મેં વાંચવા માંડયું, પણ એનું તો ચિત્તજ ક્યાં હતું?

"કલા! મને સાંભળશે?"

ચકિત થઇને મેં ઉંચે જોયું. રોજનો સ્વસ્થ રજની તે આજ હતો!

આજ એ બહુ ગંભીર જણાતો હતો. એના હૃદયમાં રહેલા શબ્દો મુખપર લખાઇ ગયાં હતાં. એ શરૂ કરે તે પહેલાંજ મેં એ વાંચ્યા હતાં. મેં નયન નીચાં ઢાળ્યાં.

એના હૃદયમાં રહેલા ભાવને એ માર્ગ આપતો હતો. સ્નેહીની ઉત્સુકતા કરતાં એમાં શાણુપણ વધારે ભાસતું. વિજયની ખાત્રી હોય એવી એના શબ્દોમાં સ્થિરતા હતી. એના ગંભીરતામાં મને ટાઢાશ વધારે લાગી. એ ભવ્ય લાગતો, પણ એ ભવ્યતામાં ઉમળકો ન હતો. એના છેવટના શબ્દો નિદ્રામાંથી ઝબકીને જાગતા માણસની માફક મેં સાંભળ્યા.

"કલા! તું મારી સહચરી થશે?"

મેં એની આંખોમાં ઉંચું જોયું. આ અડગ જણાતા માણસે મારા હૃદયના કોટને ઘણા દિવસથી ઘેરો ઘાલ્યો હતો. એના દર્શનની હું રાહ જોતી. એના શબ્દો મારા કર્ણમાં રણકતા. પણ એનું આ અભિમાન; મને ઉપકાર કરતો હોય તેવી આ રીત. એની દૃષ્ટિમાં વિજય ભભુકતો. એ મારો સ્વામી બને?

"મને માફ કરશો! મારાથી નહીં બને" ઉત્તર આપવાનો હું વિચાર કરૂં તે પહેલાં તો ઉત્તર અપાઇ ગયો.

એની આંખોનું તેજ જરા ઝાંખું પડયું. પણ દૃઢ સ્વરે એણે માત્ર આટલાજ શબ્દો કહ્યાં.

" હું એ માનતો નથી. ફરીવાર હું પાછો આવીશ." અને તે ગયો.

૪

મારૂં અંતર આ વખતે ઉછાળા મારતું હતું. અભિમાનના ઝુલા પર મારૂં હૃદય ઝુલતું હતું. પુરુષોની આખી જાત પરજ મને અણુગમો આવતો હતો.

મારામાંથી પ્રાણ છુટા પડતા હોય એમ મને લાગ્યું. મારી એકની એક આશાએ પરવારી ગઇ હતી. શું એ મારૂં અંતર ચીરવાનેજ આવ્યો હતો!

એને મારે માટે સ્નેહ નહોતો. સ્નેહ હોય તોએ એને સ્નેહનું નામ ઘટતુંજ નહોતું. એના શબ્દની મોરલી પર મારો આત્મા નાચતો એણે જોયો હશે. એને કોઇક દિવસે પરણવાનું તો હતુંજ. બીજી છોકરીઓ કરતાં મારામાં સંસ્કાર હતાં. એણે ધાર્યું કે હું નાજ નહીં પાડું. એના ગર્વને આથી કેટલો સંતોષ થતો હશે?

મને લાગ્યું કે હવે એ મારો પહેલાં જેવો મિત્ર નહીં રહે. મારા ખાલી રહેલા હૃદયમાં આખામાં તે વ્યાપી ગયો હતો. હવે એને ત્યાંથી દેશવટો દેવાય એવો હતો! આજનો દિવસજ ન ઉગ્યો હતે! સ્મૃતિમાંથી એ ભુંસાઇ જાય તો જીવનનાં દશ વર્ષો આપી દેવાને હું તૈઆર હતી.

પણ શું હું એને પરણી શકું? એના શબ્દોમાં નહીં પણ ભાવમાં સ્રીત્વની અવગણના સ્પષ્ટ હતી. બીજા પુરુષોની માફક અત્યાર સુધીનો મિત્ર ગણેલો રજની પતિ થવાને આતુર હતો. એમાં હૈયાનો ઉમળકો નહોતો. વિજયનો મદ એની આંખોમાં હતો. સત્તા હતી; સમાનતા નહીં.

ઓ રજની તું આવો કયમ થયો !

એના વિના મારાથી જીવાય તેમ ન હતું. મારૂં સ્ત્રીત્વ મ્હને એની સાથે વસવા દે એમ ન હતું.

હું હવે શું કરૂં ? ઝુરી મરવું ?

રજની જુવે ને જાણે કે એના વિના મારા આ હાલ થયા છે; તો એ શું વિચાર કરે ! એનું અભિમાન કેટલું સંતોષાય ?

એ ખ્યાલજ અસહ્ય છે. જીવીશ તોએ કચરાઇને તો નહીંજ.

પણ એ પાછો આવે ! એ પશ્ચાતાપ કરે ! કંઇક એવું એના ચિત્તમાં વસે !

એ ખ્યાલ મીઠો તો છે, પણ જુઠોએ છે.

હૃદય મારૂં રડતું હતું, પણ આંખોમાં આંસુ નહોતાં. આવાને માટે હું રડું !

આટલાં સ્વપ્નોમાં આનોએ એક ઉમેરો કરીશ. એનો પછી વીચાર સરખોએ નહીં કરૂં.

બની શકે એટલા આનંદમાં તે દિવસ ગાળવાનો મેં નિશ્ચય કર્યો

૫

બે ત્રણ દિવસ પછી પાછો તે આવ્યો. મુખ ઉપર જરા ફીકાશ હતી. તરલતા જતી રહી હતી. ગંભીરતા સ્પષ્ટ દેખાતી.

ઘણાંજ આનંદના ડોળથી હું તેને મળી. મારા વિનોદમાં આજે નવીનતા હતી. હર્ષમાં કંઇ અદ્‌ભુતતા હતી. ન સમજ પડે એવો ગુંચવારો એના મુખપર જણાતો.

મારા ઉલ્લાસનું પ્રમાણ હું પોતે પણ ન સમજતી. રજની સાથે વાંચવાને એક કાવ્ય–નિષ્ફળ પ્રેમની કરુણકથા મેં ધારી રાખી હતી. મારી મેડીમાં મેં એને એ વાંચવાને આમંત્ર્યો ત્યારે એના આશ્ચર્યની સીમા ન રહી.

આજે એની વાંચવાની રીત બહુ અજબ હતી–એના ગાંભીર્યના વરસાદ કદી એણે મારા પર નહોતા વરસાવ્યા. આજે એની ગંભીરતા બહુ અસરકારક હતી.

મારા સામે એ આજે ભાગ્યેજ જોતો. મારાં નયનોની એને જાણે ઇર્ષ્યા આવતી હતી. અચાનક કૈં યાદ આવ્યું હોય એમ કૈં કારણ બતાવીને એ ગયો.

એ ગયો ને મારું હાસ્ય કરમાઇ ગયું. મારા તરંગની વેદી પર હું રજનીને હોમતી હતી. એનું અભિમાન મેં ખરેખર જોયું હતું? કે ભ્રમણાની પાછળ હું ભુલી પડી હતી?

ખરેખર એનું આ દુઃખ મારે લીધેજ હશે? હોયજ નહીં. એતો આશાનો ઠગારો પડછાયો છે. એને હું નહીં માનું.

પણ વખતે–વખતે હું એને દુઃખી કરતી હોઇશ તો? મનેએ એના વિના સુખ તો નહોતું મળવાનું. હું એને પરણું ત્યારે?

ઓ અથિર મન! તારી ગમતી કલ્પનાને તું કેટલી ઉતાવળે સ્વીકારે છે? જીંદગીભર પોષેલા વિચારોને–ગર્વને–રજનીના ચરણમાં આ ક્ષણેજ સમર્પી દેવાનું મન થયું. એને ક્ષણવારના વિષાદમાંથી મુક્ત કરવાને મારા રક્તનું પ્રત્યેક બિંદુ હું એને સમર્પણ કરી દઉં. એને દુઃખી થતો તો મારાથી નહીં જોવાય.

પણ... હજુએ પણ હતું.

પૂર્વવત્ રજની વારંવાર આવતો. એનો શોક શમી ગયો લાગતો. પહેલાં જેટલું તોફાન એ મારી સાથે નહીં કરતો. પણ કોઇક વખતે મને વધારે ધ્યાનથી નીહાળતો મેં એને જોયો હતો.

મારી સુંદરના વીશે મેં ભાગ્યેજ વિચાર કર્યો હતો. હમણાં એના વિચાર મને અચાનક સ્ફુર્યાં હતા. ખ્વાબમાંથી ઝબકીને જાગી જતાં સૃષ્ટિની સુંદરતા જોઇ જેવો આનંદ થાય એવોજ આનંદ મને

થયો. મને લાગ્યું કે મારી પ્રત્યેક ગતિમાં એક પ્રકારની સંગીત સમી સંવાદિતા હતી. મારા કાલ્પનિક સ્વભાવે મારા મુખ પર સ્વપ્નાવસ્થામાં પલેપલ બદલાતા ભાવો આલેખ્યા હતા. મારા સ્મિતમાંનો રણકાર મેં હમણાંજ પારખ્યો હતો. મારી પાઠશાળાની સખીઓએ પહેલાં આ બધું મને કહ્યું હશે. પિતાજી મને ઘણી વાર કહેતા. પણ એ વીશે વિચાર કરવાની ફુરસદ તો મને હમણાંજ મળી હતી.

ફરી એક વાર રજનીએ મને સહચારિણી કરવાની વાત કરી હતી. વિજયનો મદ એની આંખમાં નહતો. નિરાશાની ધ્રુજારીએ નહતી. મારો અંતરાત્મા હા કહેતો હતો. પણ મારા સ્વભાવે મુખ પાસે તે પહેલાંજ ના કહાવી દીધી.

તે દિવસ કરતાં તે વધારે શાંત હતો. મારા મનની વાત જાણવાનો એણે નિશ્ચયજ કર્યો હોય એમ લાગતું હતું.

"કલા ! તું શું કદી પરણવાનીજ નથી ?"

"તમે કેમ જાણ્યું કે હું નથી પરણવાની ?" મેં ઉત્તર આપવાને બદલે સામો પ્રશ્ન પુછ્યો.

"મેં ધાર્યું," એ જરા અચકયો. "મેં ધાર્યું કે તું પરણવાની હશે તો તો" વાકય અધુરુંજ રહેવા દીધું.

"તો તો તમને નાજ નહીં પાડું. તમારા જેવો વર મને કીએ અવતારે મળવાનો હતો !" હું ખડખડાટ હસી પડી.

એના મર્મસ્થાન પર મેં પ્રહાર કર્યો હતો એ મેં જોયું. એક સ્થિર દષ્ટિએ એણે મારા સામે જોયું. સંયમ રાખવાના પ્રયત્ન કરતો હોય એમ લાગ્યું. હું જરા પસ્તાઇ.

"તું કેવા વરને પરણવાની છે એતો કહે," હસવાનો ડોળ કરતાં એણે પુછ્યું. જાણે એને એમાં કૈં લાગતુંજ નહોય.

હું જરા ચીઢવાઇ. કેવી સ્વસ્થતાથી એ વાત કરતો હતો !

"તમારા જેવો તો નહીંજ" હું જરા હસી. "પણ તમારે સાંભળવું હોય તો મને કહેવાને કૈં વાંધો નથી. જેની બુદ્ધિની

પ્રતિભા જગતને ઝાંખું પાડે છતાં બાળક જેવી જેનામાં સરળતા હોય; જે રસ પરખી શકે અને ભોગવીએ શકે; જેના શબ્દોમાં મહાન્ પ્રશ્નોનો ઉકેલ હોય છતાં વ્યવહારની ઝીણી વાતો ન વીસરતો હોય; દક્ષ, ચતુર, સાહસિક અને નિરાભિમાની હોય; પ્રસંગને ઓળખે અને સંજોગો પર સત્તા ચલાવી શકે એવો હોય એવા વરને હું પરણવાની છું."

"પણ કલા! આમાં એક મુખ્ય વાત તો રહી ગઇ."

"શી?"

"હૃદય, એના વિનાનો વર તું શું કરશે?"

૬

ત્યારે—ખરેખર ત્યારે એનામાં હૃદય હતું? મારેજ માટે હતું? મારે માટે તરફડતું હતું?

મારી ક્રૂરતા ઉપર મને તિરસ્કાર આવ્યો. મારો રજની મારી કલ્પનાઓ સાર્થ કરે એવો હતો. મારો રજની! હા. હવે તો મારો રજનીજ કહેવાની છું.

એની સાથે સરખાવવાને કે એના ચરણોમાં ભેટ ધરવાને મારામાં શા ગુણો હતા? મહાદેવજીને પામવા પાર્વતીએ તપ આદર્યાં હતાં. મારા રજનીને તો હું તપાવતી હતી. મારી યોગ્યતા શી! અને શાના ઉપર હું ગર્વ કરતી હતી?

મારાં ચક્ષુમાં અશ્રુ છલકાતાં હતાં! એ શોકનાં અશ્રુ નહોતાં; એના બિંદુ બિંદુમાં પશ્ચાતાપ હતો. મારાં આંતર્ચક્ષુ સમક્ષ રજનીનું શોકભર્યું મુખડું હતું.

પણ હવે શું કર્યે રજની પાછો આવે? એ ક્યાં સદાનો ગયો છે? એ તો કાલ પાછો આવશે. પણ એને સમજ્યા પછી મારી શરમનો હું કયા મુખે સ્વીકાર કરીશ?

આજની આખી રાત્રી એ મારી ક્રૂરતાને નીંદશે. હુએ કેવા

આરોપ રજની પર મુકું છું? એ મને નીંદે? પણ એ દુઃખી તો થશેજને!

પણ એ આટલો સ્વસ્થ શું કામ હતો? જાણે બજારમાંથી કૈં વસ્તુ લેવાનો ભાવ પુછતો હોય!

વળી પાછું પણ આવ્યું! એ અસ્વસ્થ શામાટે થાય? એ અસ્વસ્થ થાત તો હું એને સામાન્ય માનવમાં ન ગણી કહાડત? પરણવું હોય તો એવા અસ્વસ્થ થાય એવાઓની કયાં ખોટ છે! એની સ્વસ્થતાને તો હું નીરખી રહું છું. અને તોએ એ અસ્વસ્થ કેમ નથી એ પ્રશ્ન?

મન તું શું માંગે છે?

તારે પ્રસંગ આવ્યે મિત્રના શબ પરે પગ મુકીને જતાં ન ડગે એવો રાજવી જોઇએ છે કે ઠેસ વાગતાંએ આંસુની ધાર નીતરે એવો સુકુમાર જોઇએ? અને રાજવીમાં શું હોય? સ્વસ્થતા.

રજની કહેશે કે ભવ્ય સ્વપ્નો ઘડનારી તોએ આખર સ્ત્રી જાત બુદ્ધિનો કોટ એમના હૃદયમાં ચણાતોજ નથી. અને આડંબરપૂર્વક ઉભો કરે તોએ ડગમગતોજ. એને તો હૃદય ને ભાવનાઓ ને અસ્થિરતાજ જોઇએ.

આ બધું તુત મારી કલ્પનાશીલતાનુંજ છે. ન હોય તે હું કલ્પું છું. પણ હવે શું થાય?

સ્નેહ હોય તો ભુલનો સ્વીકાર તરત કરવો નથી ઘટતો? ત્યારે હું જાઉં અત્યારે રજની પાસે!

કેટલી મૂર્ખતા! રાત્રીના આઠ તો વાગી ગયા છે. હું રજનીને ઘેર એકલી કોઇ દિવસ ગઇ નથી. અત્યારે આ સમયે કોઇ જુવે કે જાણે તો મને શું કહે? રજનીજ શું કહે?

અત્યારે આ ડહાપણ કયાંથી આવ્યું? સ્નેહને ડહાપણ કયારેએ સુઝયું છે? દુષ્યંતને મળવામાં શકુન્તલાને ડહાપણ નડયું હતું?

રોમીઓને આવકાર આપતાં જુલીએટ ક્યારે ડાહી થઇ હતી? ગાંડા થવું એ તો પ્રેમનો સનાતન હક્ક છે. અને–અને રજની તો મારીજ છે. મારીજ વાટ જુએ છે. એ દીપકની જ્યોતમાં હું પતંગ થવા નથી જતી. મારા જીવનનું સ્વામીત્વ એને અર્પવા અને એના સુના હૃદયદ્વારમાંથી એના આત્મામાં વસવા જાઉં છું. અંતરમાં દોષ નથી. વિકારો નથી. દેવનું દુઃખ સહ્યું ન જાય તો એ નીવારવાનું મારા હાથમાં હોય તો મને હક્ક નહીં?

ત્યારે એ મારો સખા–મિત્ર–સ્વામી થશે. હું એ ચંદ્રની કલા થઇશ. સારસની બેલડી સમા અમે બંને એક પાંખે ઉડીશું અને જીવીશું. સંસાર કેવો ભવ્ય અને સુંદર બનશે! અવધ પુરી થશે તોએ એની ભવ્યતા ઉડી નહીં જાય. મૃત્યુએ સોનેરી પાંખેજ ઉડીને આવે ત્યાં તો.

ત્યારે હું જાઉં જ? બાપાજીને કહેવાની કેં જરૂર છે? ક્યાં વાર લાગવાની છે? આશાનો એકજ બોલ અને......

૭

રજનીનું ઘર બહુ દૂર નહતું. શેરી વટાવી બહાર નીકળતાં નાકા પરજ એનું ઘર હતું. પાંચ મીનીટમાં તો હું ત્યાં પહોંચી જઇશ.

આસ્માનમાં તારાઓએ બહુ તેજસ્વી લાગતાં હતાં. મારા પ્રેમની કથા સાનમાં એક બીજાને કહેતા હોય! આકાશના વિરાટ-સ્વરુપમાં વસતા એ તેજબાલકડાએ કદી પ્રેમ કર્યો હશે? ફીલસુફો જેને પોલાણ કહે છે એવું એ આકાશ ઘરોની બે પાસની હારો ઉપર ટપકીવાળા ચંદરવા જેવું લાગતું. સ્નેહનું સ્વરુપે એના જેવુંજ વિરાટ, ભવ્ય અને સુંદર નથી? એમાં આકાશ જેવું પોલાણ નથી. એમાં કૈંક એવું છે કે...પણ એ કૈંક તે શું?

બારણાની જાળી આગળ ઉભી ઉભી હું આકાશ જોતી અને તારાઓ ગણતી ઉભી હતી. પાડોશીના ઘરનાં દીવા રસ્તા ઉપર પડતા.

એક ઘરમાં ગ્રામોફોન ચાલતું. કોઇ રડયોખડયો માણસ આવતો કે જતો દેખાતો. નાના ગામમાં નવ વાગે રાત્રે બહાર નીકળનાર કોઇ-કજ. જરા જરા વારે કુતરાં મોટે સાદે સામસામા આખા દિવસમાં શેરીમાં આવી ગયેલાં માણસોનું વર્ણન કરતાં.

હું હજી વિચાર કરતીજ ઉભી હતી. જાઉં કે ન જાઉં ? હૃદય હા કહેતું. બુદ્ધિ ના પાડતી. પણ આવા પ્રસંગોમાં કદીએ બુદ્ધિ જીતી છે ?

પ્રયત્ન કરી હું ઓટલા પરથી નીચે ઉતરી. ભગવતી આશાનું સૂક્ષ્મ તેજ મારા હૃદયને અજવાળતું. મારા હૃદયમાં ધબકાર ન હતો. પુરૂષને મળવા પ્રકૃતિ જાય ત્યારે ભયની ધ્રુજારી કે નિર્બળતાના ધબકાર એનામાં ન હોય. ગતિમાં ચંચલતા એ નહોતી. મારી વાટ જોનારનો મને અણુવિશ્વાસ કયાં હતો ? "મારામાં એ આ સ્વસ્થતા નહીં તો બીજું શું ?"

રજનીની મેડીમાં દીપક બળતો હતો. "અત્યારે તો એ એકલો જ હશે, પેલી નિષ્ફળ પ્રેમની કરૂણકથા કે કોઇ દર્દભર્યા જીગરની કહાણી એ વાંચતો હશે. બીચારો !"

"અરે પણ હું અંદર શી રીતે જઇશ ? બારણા બંધ હશે તો ? બુમ તો ન મરાય. લોકોની એ કેટલી બીક ?"

સુભાગ્યે દ્વાર ખુલ્લાં જ હતાં. રજની છેક ઉપર સુએ છે તે હું જાણતી. કામ કરનારી બાઇ તો દિવસે જ કામ કરી ચાલી જતી, દાદર પાસે હું જરાકવાર ઉભી રહી.

"રજની એના ટેબલ આગળ વાંચતો હશે. પાછળ જઇ હું એના નયનો મારી કોમલ અંગુલીઓથી દાબી દઇશ. ખરેજ મારી કોમલ કરાંગુલીઓ છે તો બહુજ નરમ."

ધીરે ધીરે જરાએ અવાજ કર્યા વિના હું ઉપર ચઢી. સ્વપ્ન-માંની દેવી જેમ આકાશમાંથી ઉતરે તેમ એની પાસે મારે જવું હતું. પળવાર એ કેવો આભો બનશે ?

પણ મારી આશા મનમાં જ રહી ગઇ. રજનીના ખંડમાંથી એના કોઇ મિત્રનો અવાજ આવતો હતો. મેં જીભ કચરી. આ વખતે કોઇ હોય !

હવે શું કરવું? પાછા જવું? આટલું સાહસ કર્યાં પછી? ઉપવાસને પારણે પ્રથમ ગ્રાસે મક્ષિકા આવે ત્યારે અંતરની શી સ્થિતિ થતી હશે? પણ બીજો ઉપાય ન હતો.

હું પાછી ફરતી હતી ત્યાં મેં મારું નામ સાંભળ્યું. જતાં જતાંએ મને સાંભળી લેવાનું મન થયું. રજની હૃદયના આગળા ઉઘાડતો હશે. આવી તક કયાં મળશે?

"રજની! પછી શું થયું? તેં કળાનું માંગુ કર્યું કે?"

"ડોસાજીએ તો તરતજ હા પાડી. પણ હજી એ પુતળાને મનાવવાનું બાકી છે"

આ કોણ રજની બોલે છે? મને ભ્રાન્તિ થઇ.

"તેં એને પુછી જોયું?" ફરી અવાજ આવ્યો.

"હા"

"એણે શું કહ્યું?"

"ના"

"હું નહોતો કહેતો? ભલભલાના માંગાં પાછાં વાળ્યાં છે ત્યાં તારા શા આશરા. તું હાર્યો."

"હું હારૂં! મેં તને નથી કહ્યું કે હું એને જીતવાનો. એના મુખપર લખાયલી હા મેં વાંચી હતી, માત્ર એનું આભમાન એને નમવા નથી દેતું.'

"રજની! જવાદે હવે. બહુ થયું. એ કોમળ આત્માને માત્ર સરત ખાતર તું કચરે એ મને રાત્રિ દિવસ ખટકે છે. હું મારી સરત મુકી દઉં છું. પછી કંઇ?"

મારા પગ જાણે ચોંટીજ ગયા હોય એમ હું ઉભી રહી હતી.

અંધકારમાં કૈં તેજનું કીરણ એકદમ આંખને આંજે તેમ હું મૂઢ જેવી ઉભી હતી. ફરી રજનીનો અવાજ આવ્યો.

"જો પ્રફુલ્લ! હવે એમ નહીં બને. તારૂં માંગું પાછું વળ્યું અને નિરાશામાં કે અભિમાનથી તેં સરત કરી. એ વખતે મને કળાનું સ્વપ્નુંએ ન હતું. છતાં મેં તે સ્વીકારી. મારી મહાન યોજનાઓ અને કાર્યો મુકી હું અહીં આવ્યો. તે વખતે કલાને પરણવાનો વિચાર ન હતો. માત્ર હાજ પડાવવાની હતી. પણ હવે મને લાગે છે કે મારાથી એને નહીં છોડાય. તારી નિષ્ફળતા તને હવે સાલે છે. હું જીતી જઇશ એમ તને લાગે છે. પણ એમ અદેખાઇ કર્યે કૈં નહીં વળે હું એની સાથે લગ્ન કરવાનોજ."

"રજની! શું કામ તું જીદ કરે છે. માત્ર સરત ખાતર તું એના સમગ્ર જીવનનું સત્યાનાશ વાળીશ."

"હું સલાહ નથી માગતો."

"ધાર કે હું વાત કહી દઉં તો!"

"એ ન બને એવું છે. આગળ હું છું તે યાદ રાખજે."

ત્યારે આ બુદ્ધિપ્રધાન માણુસ અહીં સરત જીતવા આવ્યો હતો. સરત જીતતાં એ પોતે જીતાયો હોય એનો એને હીસાબ ન હતો. એની સર્વ શક્તિઓના તીર હમણાં એ મારા પર તાકતો હતો. ઓ નિર્દયતા!

જનો જેને સ્નેહ કહે છે એના સુંદર સ્વપ્નમાં હુંએ ભરમાઇ હતી. બ્રહ્મજ્ઞાનીઓ તો જાગીને જુએ છે ત્યારે જગત નથી જડતું પણ માયા લાગે છે. સ્નેહના પડળની માયા તો જાગતાંનેએ તંદ્રાવશ કરે છે.

મારી કલ્પનાનો રજની તે આ? એના બુદ્ધિના ખોખામાં રાચતાં એનો આત્મા ન જોયો. મારી આશાના છોડ ઉગતાં ન ઉગતાંમાંતો કરમાઈ ગયા. અરેરે!

ખંડમાં ચાલતો વાર્તાલાપ મારા કર્ણમાં હવે નહોતો પેસતો. શું સાંભળું ? કોને સાંભળું ?

હવે હું શું કરું ? પાછી ઘેર જાઉં ?

એક ગાંડો વિચાર મારા મનમાં સ્ફુર્યો. રજનીને છતા થયા વિના તો નજ જવું. શા માટે ચોરની માફક પાછા જવું ? વિચાર આવ્યો અને અમલમાંએ મુક્યો. દ્વાર પાસે જતાંજ રજનીની દૃષ્ટિ મારા પર પડી.

" કોણ કલા ! અહીં ? અત્યારે ? "

મારા અંતરમાં અત્યારે તુમુલ તોફાન ચાલતું હતું. મુખ પર પ્રેત સમી ફીક્કાશ આવી હતી તે સામેના આયનામાં દેખાતું હતું. પણ મારા શબ્દોની શાંતિથી હું પોતે અજબ બની.

" માફ કરજો ભાઇ " હું ભાઇ શબ્દ પર ભાર મુકી બોલી. તમારી વાત સાંભળવાની ઇચ્છા નહતી છતાં સંભળાઇ ગઇ. હું તમને કાલે બાપાજીની વર્ષગાંઠ છે તેથી આમંત્રણ આપવા આવી હતી. "

બંને જણુ એક બીજા સામે જોઇ રહ્યાં. અને અર્થસૂચક દૃષ્ટિપાત કર્યો. એકના મુખ પર દાબી રાખેલાં ક્રોધ અને નિરાશા હતાં. બીજાનામાં ખિન્નતાના દેખાવ નીચે પ્રફુલ્લતા હતી. ભાવ પરખાઇ ન જાય એની એ સંભાળ રાખતો.

રજનીના મુખમાંથી ઉત્તરમાં એકે અક્ષર ન નીકળ્યો. મારી સ્વસ્થતાનોએ મને વિશ્વાસ નહતો.

" ચાલો ત્યારે જાઉં ? જરુર આવજો હોં. પુતળું જીતવાનું છે ને હજી. "

જતાં જતાં રજનીનો ભાવ મેં જોયો. શો ભયંકર માણુસ! જીંદગી સુધી એ તો યાદ રહેશે.

૮

નીશાના ઘેન કે કૃત્રિમ સ્વસ્થતા કદી લાંબા કાળ લગી ટક્યાં

છે! પાણીના પરપોટા જેવું માત્ર કલ્પનાના આધાર પરજ રચાએલું મારું સ્વપ્ન ફુટી ગયું. એનું આટલું દુઃખ?

અને તેથીએ વધારે અપમાનથી હું સળગતી હતી. મને એક પુતળાંથી વધારે એણે નથી ગણી. બાળક ન મળે ત્યાંસુધી વસ્તુના ખુબ ઇચ્છા રાખે છે. એનો તરંગ સંતોષાય એટલે એ રમકડું ક્યાંએ નાંખી દે છે. રજની પણ એવોજ હતો. એની ઇચ્છા પૂર્ણ થઇ હોત તો હું એને મન એક નિર્જીવ પદાર્થ કે ઇચ્છા થાય ત્યારે ઉપભોગની વસ્તુ શીવાય વધારે નહોતી રહેવાની. ઓ રજની! તું આવો? પણ હવે એને રજનીના નામે સંબોધવાનો કેવો?

પુરુષોની આખી જાતજ નિષ્ઠુર. સ્રીઓનું સ્રીત્વ એમને મન ક્યારે વસ્યું છે! અને તોએ સ્રીઓનો સ્નેહ જાણે એમનો હક્ક હોય એમ માંગે છે. ફરીઆદ કરવાનો હક્ક તો એમને એકલાનેજ છે. એમની ભાવનાઓમાં ભાગ ન લેવાની ફરીઆદ તો હંમેશની. કેટલાઓએ એવી ભાવના ઉંડી ઉંડી ઉછેરી છે! અને એમને માટે કોઇએ પ્રયત્ન કર્યો? ભાવનાઓની ભાગીઅણ થાય એવી પત્ની કરતાં એમના મનસ્વીપણા પર હોમાય એવા નિર્જીવ પુતળાં એમને તો જોઇએ છે.

ગાંડી બની હોઉં એમ મારા વિચારને અંતે હું સ્મિત કરતી હતી. અને છતાંએ કોઇ તીવ્ર યાતના હું અનુભવતી. મગજ ઠેકાણે છે કે નહી? મેં મસ્તક પર હાથ મુકયો.

જગત આવું કેમ બન્યું છે? સ્નેહ કરે તેને છેતરાવાનું દુઃખ, ન કરે તેને શુષ્ક થવાનો ભય. આવું જગત રચવાજ પરમેશ્વરે આટલી તસ્દી લીધી છે?

પરમેશ્વરને પણ પુરુષ કલ્પ્યો. અને તેથીજ એ આટલો પુરુષો તરફ પક્ષપાતી હશે? એવા પુરુષ–ઇશ્વરની પ્રાર્થના કર્યે શું વળે? એ એ પ્રકૃતિને છેતરીને છુટા થવાની માથાકુટમાં પડયો છે. જો કે પ્રકૃતિથી જ એને ઓળખાય છે અને પમાય છે. એવા ઇશ્વરના વારસો આ પુરુષો. એ પણ બીજા કોની નકલ કરે?

અરેરે, હું આવી બ્હાવરી કેમ બની ગઇ? જુઠા જાદુએ એટલી અસર કરી કે આ સત્ય હવે ગમતું નથી?

પુરુષોએ સ્ત્રીઓને હંમેશા નીચેનું સત્ય ગણ્યું છે. પતિ કરતાં રાજાનો આદર્શ વધે એ રામચંદ્રજીએ શીખવ્યું. પત્નીની આબરુ કરતાં જુગારીનું વચન વધે એ ધર્મરાજાએ દેખાડયું. મનુ મહારાજે એમને ખુશ રાખવાના પુતળાં ગણ્યાં. કાયદા કર્યાં તેમણે સ્ત્રીઓને પુરુષોની મીલ્કત ગણાવી. નીતિકારોએ સ્ત્રીઓ છેતરનારી જાળ છે એમ કહી છાપ મારી આપી. હવે શું બાકી રહે? સ્ત્રીઓ એટલે આજ્ઞાંકિત દાસીઓ અને પુરુષોની ચરણની રજ થઇ. સ્ત્રીઓની બુદ્ધિ પાનીએ એ નીતિ વાક્ય મનાયું. અને તોએ આવા પુરુષો પર જ સ્ત્રીઓનું અંતર સ્નેહ રાખે છે.

મેં એના પર સ્નેહ રાખ્યો. શાને માટે? ધાર્યું કે સૃષ્ટિમાં સઘળા વામનજીઓ નહીં વસતા હોય. કવિઓએ કહ્યું કે બે આત્મા ના ઐક્ય વિના જીવન અધુરું રહે છે. એક પાંખે ઉડનારથી બહુ ઉંચે નથી જવાતું એમ સંસાર કહે છે. ફીલસુફો કહે કે ઉત્ક્રાંતિ કે પ્રગતિ લગ્ન વિના નથી સધાતી. જનો જેને પ્રેમ કહે છે એને આ સર્વએ સુનેરી પીંછીએ રંગ્યો. હું અજાણી, ભોળી, ભરમાઇ ગઇ. પણ એ સૌએ જુઠા, સૌએ ઠગારા છે. એ બધું તો પુરુષોના લાભને ખ઼ાતર. હવે એવાઓનો રજ વિશ્વાસે નહીં કરૂં.

નિશ્ચયથી કંઇક શાંતિ મળી હોય તેમ ઉંડો નિઃશ્વાસ મુકયો. પિતાજીનો કોમળ અવાજ કાનમાં આવી અથડાયો.

બહેન! બેટા! કેમ છે હવે તને?

મને શું થયું હતું? હા. હવેજ યાદ આવે છે. નિદ્રામાં ચાલતા માણસની માફક રજનીને ઘેરથી હું કયારે પાછી આવી તે મને યાદ નથી. માત્ર મગજમાં સીસું રેડાયું હોય એવા ભાન સાથે હું પથારીમાં પડી હતી. હવે સવાર થઈ ગયું હશે. બાપાજી અહીં કયાંથી?

"બાપાજી તમે ક્યાંથી અત્યારમાં ?" ઉઠતાં ખુબ મોડું થયું ખરૂં ? ગુંચવારો છુપાવવા જરા સ્મિતનો ડોળ કરી હું બોલી.

"બહેન! ચાર દિવસથી તારી તબીયતના ઠેકાણાજ ક્યાં હતાં. પ્રભુનો પાડ કે એણે મને તને પાછી આપી. મુજ ગરીબનું ધન લે એવો એ ક્રૂર નથી."

ઘડી વાર પહેલાં પુરુષોની આખી જાતિને મેં તિરસ્કારી હતી. પણ મારા પિતાજી જેવું કોમળ હૃદય પણ એ જાતિમાં છે. એમના હેત વિના જગતમાં મારે કંઇજ નહતું. જીવવાની હોંસ રહે તો એમનેજ લીધે. મારા ગરીબ પિતા !

## ( ૨૮ )

## અવસાન—દીલના ને દેહના.

૧

તમને ખબર છે ? હું તો વિધવા છું. વિધવાઓનું તો નામ સાંભળતાંજ આપણો સંસાર અકળાઇ જાય છે. તમે શું કરશો ?

વિધવા થયા પછી પતિવ્રત પાળવાના ઉપદેશ તો હું આજ સુધી સાંભળતી આવી છું. જાણે વિધાતાને તો મન કે વાસના કંઇએ ન હોય !

પવિત્રતાના ચોકીદારોની આલબેલ કોઇનીએ મહેનત વિના આપણામાં અખંડ ચાલી આવે છે. એમના વિના આપણે મરી ગયાં નહીં હોત !

હું પંદર વર્ષે શ્રીમંત બીજવરને પરણી. સત્તર વર્ષે વિધવા થઇ. મારા પતિ બીચારા ભલા હતા. શ્રીમંતો હોય તેનાથી વધારે ખોટા તો નહોતાજ. વધારે સારાએ નહોતા.

મારાપર એમનો સ્નેહ તો બહુ હતો, પણ એના દર્શન જરી ગ્રામ્ય રીતે થતાં. સ્નાન કર્યા પછી મારા વિના કોઇનીએ પાસે વસ્ત્ર

લેતાં એમને ખેદ થતો. પાનની પટ્ટી મારાજ હાથની ખાતા. બીજાના હાથે પીરસાએલું અન્ન એમને ભાવતું ન હતું. મને શણગાર સજાવવા એ સતત આતુર રહેતા. કાચની પુતળીની માફક મારી તબીયતની એ ફીકર રાખતા. અને આ સર્વના બદલામાં મારામાંથી લુંટાય તેટલો રસ—મારા યૌવનનો રસ—એમને માણવો હતો. હું એમની પત્ની છું એ ખ્યાલ એમને સતત રહેતો.

અત્યારે એમને યાદ કરીને એ નિઃશ્વાસ હું નાંખું છું; પણ ત્યારે તો મને ત્રાસજ થતો. પિતૃગૃહમાં મને સંસ્કાર મળ્યાં હતાં, ઉત્કટ ભાવનાઓનાં સ્વપ્ન દેખ્યાં હતાં. માતા પિતા મરી ગયાં અને પીત્રાઇ કાકાને આશરે હું પડી. તરતજ એમણે મારો માર્ગ કહાડયો. આવા વરને પરણાવવા માટે ન્યાત જાતમાં માન પામ્યાં તે જુદું.

મારા વિવાહની વાત ચાલતી ત્યારે પરણવાનું કોણ જાણે કેમ મને ગમતું નહીં. મારી એક સખીને દૂર બોલાવી મેં છાનામાના વાત કહી હતી. 'તારા ! મને આ વર ગમતો નથી.' ત્યારે એણે મારા પર ચઢાવેલાં ચક્ષુઓ હજુ મને યાદ છે. પણ શું કરૂં, પરણું નહીં તો ? ક્યાં જાઉં ? બા અને પિતાજીએ મારા માટે શું શું આશાઓ ધડેલી ?

મારે તો એક કોડીલો કંથ જોઇતો હતો. મારા હૃદયનો સ્વામી, પ્રાણનો નાથ, એના નયનોમાં સમાવે એવો રસેશ્વર ! આ બધું તો વાર્તાઓમાંજ શોભે એ મને હવે ખબર છે. પણ ત્યારે આ મારી માનસમૂર્તિના સિંહાસને મારા શરીરનાથને સ્થાપતાં જરા વસમું લાગ્યું હતું.

આતો બધી જુની વાર્તા છે. શો સાર એને સંભાર્યામાં ? આ જગતમાં આવાં આશા—કુસુમોને ખીલવવાનું સ્થાન નથી.

બે માસનો બાળક પુત્ર મુકી મારા પતિએ એમની આલોકની યાત્રા પુરી કીધી. શોક દેખાડવો જોઇએ એટલો વ્યવહાર તો મને

આવડતો. મને શોક થયોએ હતો પણ પ્રિયતમ મરતાં થાય એવો તો નહીંજ.

જગતે કહ્યું કે હું હવે નિરાધાર થઇ. સ્નેહીઓને મન એ ઇશ્વરી પ્રકોપ હતો.

સગાંઓનાં દુઃખમાં સ્વાર્થનો છાનો સંતોષે ભળતો. મારા સૌભાગ્યઅલંકારો ઉતરાવી નાંખ્યાં હતાં. મારો બાળક પુત્ર એજ મારી આશાનો એક માત્ર આધાર મનાતો.

મારા દુઃખમાં દીલાસો દેવા ઘણાં જણ આવતાં. કોઇ મારા આયુષ્યના અવશેષને ભક્તિમાંજ નિર્ગમવાનું કહેતા. કોઇ ભગવદ્-ગીતાનો કર્મયોગ સુચવતા. કોઇ મને જ્ઞાન પ્રાપ્ત કરવાનું કહેતા. કોઇને મન મારા બાળક પુત્રને ઉછેરવામાંજ મારા કર્તવ્યની સમાપ્તિ ભાસતી.

મારા વિધવાજીવનનું પ્રથમ વર્ષ વૃદ્ધાઓથી વિંટાઇને અને મારા પુત્રની સેવામાં મેં વ્યતીત કર્યું. પતિના મૃત્યુની દીલગીરી તો થતી પણ એમનો વિયોગ બહુ સાલતો ન હતો. એ જીવ્યા હોત તો હું માત્ર એમની વૃત્તિઓની દાસી રેહેવાને સરજાએલી હતી. એમના મૃત્યુથી મને આનંદ તો ન હતો પણ સ્વતંત્રતાની શાંતિ તો હતીજ. પ્રભુ એમના આત્માને શાંતિ અર્પે એ શીવાય એમને માટે હું વધારે શું કહી શકું?

છ સાત વર્ષ આમને આમ વહી ગયાં. મારો બાળક પુત્ર ઈન્દુ કલાસમો વધતો હતો. એનામાં રુપ હતું. હોંશીઆરીએ હતી. એનો દેહ નિરોગી અને આકર્ષક હતો. મારો એના પરનો સ્નેહ પ્રતિદિન વધતો હતો. માત્ર કોઇ કોઇ વખત એનામાં પિતૃપક્ષના કેટલાક ગુણોનું બીજ દેખાતું ત્યારે મને સહેજ કચવાટ થતો, પણ હું એને વધવા નહીં દેતી. એ બાળક એ મારૂં સર્વસ્વ હતો. એને માટે–એના ભાવિ જીવનમાટે જેટલું કરાય તેટલું કરવાનો મારો નિશ્ચય હતો.

અને આ છેલ્લા ચાર વર્ષોમાં મેં મારો અભ્યાસ ઠીક વધાર્યો હતો.

જીવનના ઘણા પ્રશ્નો મને મુઝવતા અને એ સર્વના ઉકેલ મારી અલ્પ મતિ અનુસાર કરવા હું મથતી.

બાળક શાન્તનુનો ઉતાવળો વિકાસ મારી ચિંતાગાં વૃદ્ધિ કરતો હતો. માતાનાં લાડ એને મળતાં પણ પિતાના પ્રેરકબળની એને ખોટ પડતી. માતા પિતાની ગરજ સારે પણ પિતાના અનુભવની ખોટ એનાથી નથી પુરાતી. મૃત્તિકાના ઘડેલા પાત્રોમાં તાપ વિના પકવતા નથી આવતી તેમ બાળકમાંએ પિતા વિના કઠણુ તત્ત્વોની ખામીજ રહી જાય છે. હું આ સમજતી અને એનો માર્ગ કહાડવા કૈં કૈં વિચારો કરતી. શાન્તનુ માતાના સ્નેહમાં પિતાના જ્ઞાનથી વંચિત ન રહે, માતાની કોમળતામાં પિતાના અનુભવથી રંગાયા વિનાનો ન રહી જાય એ એક મારી માટી ફીકર હતી. ઘણીવાર મને એની ચિંતા થતી.

મારા પિતાનો એક દૂરનો ભાઇ અમારી ઘણીવાર ખબર રાખતો. સમાજમાં એની પ્રતિષ્ઠા હતી. એનો અભ્યાસ હમણાંજ પુરો કરી કોલેજમાં પ્રોફેસરની પદવી એણે સ્વીકારી હતી. મારામાં એને ઘણી આશાઓ હતી. મને સમાજ માટે–જગત માટે કૈં કૈં કરી જવાના ઉપદેશ એ સદા સંભળાવતો. મનેએ એના પ્રતિ માન અને શ્રદ્ધા હતાં. શાન્તનુ માટે હું ઘણીવાર એની સલાહ લેતી. લગ્નની ધુંસરી હજુ એને ગળે નહોતી ભેરવાઇ, એટલે એ શાન્તનુને માટે ઘણો સમય કહાડી શકતો.

દિવસે દિવસે કિશોરીલાલ સાથે અમારો સંબંધ એકજ કુટુંબના હોય તેવો થતો જતો હતો. બાળક શાન્તનુનું વહાલ એના પર કૈં અજબ હતું. શાન્તનુ પર પણ એના સ્નેહની ધારાઓ વર્ષતી.

કેટલેક અંશે મારી ચિંતામાંએ મને નીરાંત હતી. કિશોરી પ્રતિ મારી ઉપકારવૃત્તિ સહજ હતી.

પતિ વિનાના મારા જીવનના દિવસો સરિતાના શાંત પ્રવાહ સમા

આમને આમ શાંતિમાં સરી જતા હતાં. હજુ એ સરિતામાં કદી પુર નહોતાં આવ્યાં. કદી આવશે એવું સ્વપ્ન પણ નહતું. શાન્તનુ-માંજ વિશ્વ આખુંએ સમાઇ ગયું હતું.

મારા હૃદયમાં કદી વેગ આવતા, પણ ચિરંજીવ નહોતા બનતાં શાન્તનુનો મીઠો અવાજ એવાં સર્વ સ્વપ્નોનાં અવસાન તરત આણતો.

૩

શાન્તનુની તબીયત કેટલાક સમયથી સ્વસ્થ ન હતી. એની અ-સ્વસ્થતા કંઇ ન કળાય એમ વધતી જતી હતી. મારા એ મીઠા પોપટનો સ્વર હમણાં હમણાં બહુ મંદ થતો જતો હતો. એના મુખપરના ગુલાબ કરમાઇ જતાં હતાં. એનું લાલિત્ય અને સ્ફુર્તિ દિન પ્રતિદિન અદશ્ય થતાં જતાં હતાં.

સંબંધીઓ લોકાચાર પાળી ખબર પુછતાં. ભૃત્યો કહ્યું કામ કરી જતાં. મારા બાલુડાને કશાથીએ આરામ નહોતો. કિશોરી એની પુત્રથી અધિક ગણી સેવા કરતો. એનાજ ઉત્સાહપ્રેરક બળથી હુંએ ટકી શકતી હતી. એની સેવાના દશ્યથી હું ઉપકારવશ બનતી.

એક રાત્રીએ શાન્તનુની પ્રકૃતિ વધારે બગડી. આશંકાથી મારું હૃદય ધબકતું હતું. કિશોરી નિદ્રાવિહીન નેત્રે શાન્તનુ પાસે બેસી રહ્યો હતો. માતા કરતાંએ એની શુશ્રૂષા વધારે અસરકારક હતી. હું હતાશ જેવી કંઇ સુઝતું ન હોય તેમ શાન્તનુનો કોમળ હસ્ત લઇ બેસી રહી હતી.

વેદનાથી બાળકના મુખની વિકૃતિ ભયંકર થતી હતી. એનો ગુંગળાટ એની સાથે મનેએ અસહ્ય થતો જતો હતો. ડાકટર આવ્યો પણ એનાથી કંઇ વધારે થઇ શકે એમ ન હતું. 'આ દવા અસર કરે તો મને બોલાવજો નહીં તો પ્રયત્ન મિથ્યા છે.' કહી એ ગયો. કિશોરીના પ્રયત્નો ચાલુજ હતાં. એના કહ્યાં પ્રમાણે યંત્રવત્ હું એ કરતી પણ

મારું મગજ કામ નહીં કરતું. શાન્તનુનો કરુણસ્વર મારા હૃદયમાં સોંસરો જતો. શું આ દીપક હોલવાઇ જવાનો ?

આખી રાત્રિ શાન્તનુની વેદનાના આર્તસ્વર વચ્ચે સંશયના હીંદોલે ઝુલતાં કહાડી. છેક પરોઢમાં એને જરા આરામ થતો હોય એમ લાગ્યું. આખી રાત્રિની વેદના પછી વેદના ઓછી થતાં ગાઢ નિદ્રામાં એ પડયો.

રાત્રિના જાગરણ પછી આખી રાતની આ માનસિક સંશય-ગ્રસ્ત સ્થિતિએ મારાપર વધારે અસર કરી હશે એમ લાગે છે. શાન્તનુની નિદ્રાના મંદ નિઃશ્વાસ હું સાંભળતી હતી, એવામાં નયનોમાં અંધકાર છવાઇ જતો હોય એમ લાગ્યું. હું મૂર્છાવશ થઇ હતી તે તો મેં પછીથી જાણ્યું. ભાન છેક જતું રહે તે પહેલાં ક્ષણવાર કોઇની હિમ સમી થંડી અંગુલીઓનો સ્પર્શ મેં અનુભવ્યો.

આ સ્થિતિમાં હું બહુવાર નહીં હોઉં. પણ દૃષ્ટિ ખુલે તે પહેલાં જાગૃતિ તો આવી હતી. કોઇના ઉષ્ણ શ્વાસોચ્છ્વાસ મારા કપોલને સ્પર્શતા હતાં. મેં કંઇ ધીરો ગણગણાટ સાંભળ્યો. માણેક ! માણેક !

નયનો ખોલતાં કિશોરીનું દયામણું મુખ મારા પર લટકતું મેં જોયું. એના નયનોમાં એટલી આર્દ્રતા હતી કે એમાં લખાએલા ભાવ એમાંથી વગર કહ્યે ટપકી પડતાં. અચીંત્યો ગાઢ અરણ્યમાં વિદ્યુતનો ચમકાર થાય એમ મારા હૃદયવનમાંએ પ્રકાશ પડયો. તે એક ક્ષણનોજ હતો પણ એમાં તો યુગોની કથા લખાએલી હતી.

મને જાગતી જોઇ એણે એકદમ સ્વસ્થ થવાનો યત્ન કર્યો. “બહેન! કેમ છે હવે તમને?”

“મને શું થયું હતું? શાન્તનુ કયાં ?”

"આરામથી ગાઢ નિદ્રામાં પડ્યો છે. અતિશ્રમે તમને અસર કરી હતી. તમારે હમણાં ઉઠવાની જરૂર નથી. હું શાન્તનુને જોઉં છું."

"તમે પણ મારા કરતાં ઓછાં શ્રમિત નથી. આરામની તો તમનેએ એટલીજ જરુર છે, તમે જાઓ, હું જોઇશ!"

"તમારે હમણાં ઉઠવાનું નથી. શાન્તનુની વ્યવસ્થા હું કરૂં છું. એ ઉંઘે છે એટલે બીજા કોઇના બેસવાથી ચાલશે. તમે સુઇજ જાઓ" અવાજમાં એક પ્રકારની સત્તા કે દબાણ જે કહો તે હતાં.

શાસ્ત્રોમાં કહ્યું છે કે અનેક યુગો અને જન્મોમાં અણમોલી કોઇક પળેજ જીવાત્માના અજ્ઞાનનાં પડળ ઉતરી જાય છે અને તે પરમાત્માને દેખે છે. મારી આંખની અંધારીએ એક ક્ષણવારમાંજ ખસી ગઇ હતી. પણ એ શું પામવાને હતી? કિશોરીના અંતરમાં એકલો શાન્તનુ નહોતો પણ એની માતાનેએ ત્યાં સ્થાન હતું. શાન્તનુને લીધે હું હતી કે મારે લીધે શાન્તનુ હતો તેએ કોણ કહે? ઓ પ્રભુ, આ કેવી શોધ, અને તેએ કેવી પળે?

કોણ જાણે કેમ–મને આ શોધથી ઉંડું અંતર દુઃખ નહોતું થતું. મારી જાતને મેં એ માટે નિરસ્કારી હતી. પાસેનાજ ખંડમાં શાન્તનુ નિદ્રામાં મૃત્યુના મુખમાંથી તરતનોજ પાછો આવેલો સુતો હતો. હું એની જનેતા એને બદલે આવા વિચાર કરૂં?

એક છાનો સંતોષ થતો હતો. જગતમાં હું છેક એકલી નથી વડી પણ એક હૃદયે મારા માટે તલસે છે. મારે એ સંતોષને આચારમાં નહોતો આણવો, પણ એથી મારા સ્ત્રીત્વનું અભિમાન સંતોષાતું. સ્ત્રીના ને પુરૂષના સ્વભાવમાં એવાં તે શાં તત્ત્વો હશે કે એને પરસ્પરના આશ્રય વિના નથી ચાલતું?

પણ કિશોરીની સાથે બેસતાં હવે સંકોચ તો વધશેજ. કંઇ કારણ આપ્યા વિના એને આવતો અટકાવાય પણ કેમ? શાન્તનુને

તો એનું ઘેલું લાગ્યું હતું. શાન્તનુની આ સ્થિતિમાં એના વિના ચાલી પણ કેમ શકે?

નિદ્રા હવે આવે એ અશક્ય હતું. જાગૃત દશામાંએ વિચારના ભુતાવળ મને ચારે દિશાએથી ઘેરતા, અને હું વિધવા છું એ ભાન મને અતિ તીવ્રતાથી કરાવતા.

૪

મૃત્યુ અને જીવન વચ્ચે શાન્તનુના જીવનનો તાર અદ્ધર ઝુલતો હતો. આવી એક નહીં પણ અનેક રાત્રિઓ પર્યંત હું અને કિશોરી એના પાસે બેસી રહેતાં. શાન્તનુની વેદનાને લીધે કિશોરીની શાન્તનુની માતા પ્રત્યેની અનુકંપા પણ વધતી જતી હતી. અને નિઃશબ્દ યામિનીની નિરવતામાં એ અનુકંપાનો પડઘો મારા અંતરમાં પડતો. કિશોરીને શાન્તનુને જીવાડવો હતો અને એ દ્વારા એની માતાને જીવાડવી હતી. એનું અંતર મેં પરખ્યું છે એ એ સમજતો. એ એ સંતાડવાની બહુ દરકાર પણ નહીં કરતો. હું પરણી હતી પણ મારા પતિ એ મારા હૃદયના સ્વામી નહોતા બન્યાં. એમની તૃપ્તિને અર્થે એ મને સજાવતા અને શણગારતા, પણ મારેએ હૃદય જેવી કોઇ વસ્તુ છે એવો એમને વિચાર સરખોએ નહોતો આવ્યો. મારી શોભાને એ અતૃપ્ત નયને નીરખતા. મારા આત્માને ઓળખવાના એમણે કદીએ દરકાર નહોતી કરી.

મારા યૌવનકાળની વસંત હજુ ઉતારી ન હતી. પુત્રપ્રેમનું આધિપત્ય મેં મારાપર સ્થાપ્યું હતું પણ અંતરનો એક ઉંડો ખુણો તોએ ખાલી રહેતો. પણ જ્યારે વિધાતાનો હસ્ત મારા એ અમૂલ્ય ધન પર હું લંબાયલો જોતી ત્યારે અબળાની નિર્બળતા મારામાં પુરેપુરી પ્રકાશતી.

કિશોરી મારી વેદના સમજતો. મારાપરની દયાથી એ દાઝતો. બીજા કોઇપણ પ્રસંગે એના હૃદયનાં દ્વાર મારે માટે એણે નહીં

ઉઘાડ્યાં હોત. વિધિની ક્રૂરતાએ એના હૃદયનાં પડળ ઉતારી નાંખ્યાં હતાં. મારેએ આશ્વાસનની કેટલી જરૂર હતી? આ કારમા કાળમાં હું એના વિના ટકીજ કેમ શકત?

પણ મારા હૃદયની મુંઝવણનો પાર નહોતો. કિશોરી મારા મિત્ર કરતાં કંઈક વધારે હતો એ તો મેં ક્યારનુંએ જોયું હતું. પણ એ વસ્તુસ્થિતિ સ્વીકારવા હું તત્પર ન હતી. પરપુરુષનો વિચાર કરવોએ મારે મન પાપ હતું. હું વિધવા છું એ કથા મારા કપાળમાં લખાઇ ગઇ હોય તેમ મારાથી એ ક્ષણવાર વીસરાતી નહોતી. શાન્તનુના મંદવાડમાં એણે મારા સ્વામીની પદવી પુરી હતી. બાળકના મંદવાડમાં અભિન્ન–હૃદય દંપતી સમાં અમે કંઈક લાગતાં. એ મંદવાડેજ અમને નીકટ આણ્યાં હતાં. આનો અંત શો હશે એ વિચારે મારું અંતર કંપતું.

તોએ આ વિચારને દેશવટો દેવા હું તત્પર ન હતી. ભય હતો છતાં,–મનને માર્યાં છતાં, હૃદયને એથી એક પ્રકારનું સુખ મળતું. આત્મ નિર્ભત્સનાથીએ એ આનંદ જતો નહોતો રહેતો. ઘણી વસ્તુઓ મગજને નહીં ગમતી છતાં અંતર સ્વીકારતું. નાના પ્રસંગોના અને વાક્યોના અર્થ બુદ્ધિ વિધવાધર્મ પ્રમાણે કરતી છતાં હૃદય નહોતું છેતરાતું.

કિશોરી મારામાં થએલો ફેર જોતો. અમે બંને કોઇ નાના પ્રસંગ કે વાક્યથી ખુલ્લાં ન પડાય માટે સાવચેત રહેતાં. પણ એ સાવચેતીથી અંતરની વાત વધારે સ્પષ્ટતાથી ઉઘાડી પડતી.

ક્યાં સુધી આમ ચાલી શકે? આ મુંઝવણનો માર્ગ કહાડવાનો કિશોરીએજ નિશ્ચય કર્યો હોય એમ લાગ્યું. એ આખા પ્રસંગનું ચિત્ર મારા માનસપટ પર રેખાએ રેખાથી અંકિત થએલું છે. પણ એ તો મારા અંતરના ગુપ્ત ભંડારનું એક રત્ન છે. એને હું જગત સમક્ષ મુકી એનું મૂલ્ય ઉતારવા નથી માગતી. પણ મારા અત્યાર સુધીના

જીવનપંથના માર્ગ બદલાનું સ્થાન પણ એ જ પ્રસંગ છે. એને સંતાડી એ કેમ રખાય?

કહું ત્યારે? એણે મને પુનર્લગ્નનું સૂચન કર્યું. પુનર્લગ્ન એ નામ એને ઘટતું તો નથી. મારાં પ્રથમનાં લગ્ન એ લગ્ન કહી શકાય?

મારા એકલવાયા જીવનનો સખા બનવા એ પરવાનગી માગતો હતો. મારા પિતા વિનાના પુત્રનો એ પિતા થવા આતુર હતો. સમાજ-નાં સર્વ સંકટો એ સહી લેવા તત્પર હતો; જો હું પરવાનગી આપું તો.

એના શબ્દેશબ્દમાં મારા પ્રત્યેની દયા અને સ્નેહ ઝરતાં. એના વાક્યોમાં અમૃતરસ ઝરતો. હું પરવાનગી આપું તો આખા જગતની સાથે એ એકલે હાથે ઝુઝવા તૈઆર હતો. નહીંતો ફરીઆદનો એક શબ્દ ઉચ્ચાર્યા વિના જીવનભર ફકીરી લેવાની એની ધારણા હતી. એના જ્વલંત ભાવનાભર્યા દેખાવથીજ અવિશ્વાસ કયાંએ નાસી જતો. એનું, શાન્તનુનું અને મારું ભાવિ મારા એક વચનને દોરે લટકી રહ્યું હતું.

તે આખી રાત્રિ મેં વિચાર કર્યો. શાન્તનુને જરા આરામ હતો એટલે મનેએ આરામ મળી શકે તેમ હતું.

કિશોરીના પ્રશ્ને મને ગુંચવી હતી. મારું હૃદય એને ચરણે ઝુકી પડયું હતું તે તો સ્પષ્ટ હતું. પણ મારા સંસ્કાર એને સ્વીકારવાને તત્પર ન હતાં.

બુદ્ધિ કહેતીઃ શાને માટે તું એનો સ્વીકાર ન કરે? તારા પિતા વીહોણા બાળકને કિશોરી સમો પિતા કયાં મળશે? જગતમાં કોઇ એવું નથી કે જે તારા બાળકના પિતાની ગરજ સારે. કિશોરીના હાથમાં શાન્તનુનું ભાવિ ઉજ્જવળ બને એમ હતું. નહીંતો પિતા-વિનાનો શ્રીમંતનો બાળક પિતા કરતાં સારો થવાની આશા ન હતી. મારામાં એટલી શક્તિ કે જ્ઞાન ન હતાં કે હું એને કંઇક એવો

બનાવું કે જગત જોઇ રહે. અને શક્તિ નહતી છતાં જીવનની કોઇ દિશામાં એને મહારથી જોવાના કોડ હતા. કિશોરીની સહાયતાથી એ કાર્ય કેટલું સહેલું બનશે?

છતાંએ હૃદય ના કેમ પાડે છે! મારા વિધવાવ્રતને એથી કલંક લાગે ખરું? હું પરણી ત્યારે મને કોણે પુછ્યું હતું? સગાંએ મને સ્વામી આપ્યો. મારા ઉરમાં એણે કદીએ વિચિ જગાડી હતી? શા માટે હું કિશોરીને નહીં સ્વીકારું?

સમાજ શું કહેશે? જે સમાજમાં કન્યાઓનો અધિકાર મુંગાં પશુઓથી વધારે નથી, તે સમાજની આજ્ઞા માનવી એ ધર્મ્મ છે? સમાજ પવિત્રતાનો પોકાર પાડે છે? એ પવિત્રતા સાચવવાની ફરજ માત્ર સ્ત્રીનીજ. દેહલગ્નોના ગૃહસ્થાશ્રમને ગૃહસ્થાશ્રમ કહી શકાય? એથી પવિત્રતાની વ્યાખ્યામાં સમાજને અધુરાપણું નથી લાગતું. પણ સંસાર શું તે પુરું જાણે ત્યાર પહેલાં વિધવા થાય તેને લગ્નની છુટ નહીં. સમાજની પ્રતિષ્ઠા ને પવિત્રતા એમાં નષ્ટ થઇ જાય.

પણ હું તો પુત્રવતી વિધવા છું એમ કોઇ નહીં કહે? આ રીતે હું પુત્રનું હિત બગાડું છું ખરી? કિશોરી સમો સહૃદય પિતા તો ભાગ્યશાળી બાળકનેજ મળે. અને હું પુત્રવતી છું એથી શો ફેર પડે? બાર વર્ષે બાળક જન્મે એવા સમાજમાં પુત્રવતી બાળવિધવાઓ ન જડે તો કયાં જડશે? પંદર વર્ષે પરણીને સત્તર વર્ષે વિધવા થઇ. મેં લગ્નનો લ્હાવ શું લીધો? કયો પુરુષ બે વર્ષની પરિણીત જીંદગી પાછળ આખી જીંદગી કુરબાન કરવા તૈઆર છે? બાળક વયમાં મારા પતિની વાસનાઓની હું દાસી બની હતી. મારા આત્માની ભુખ કદીએ ભાંગી હતી? મારી પોતાની ઇચ્છા કે બળ ન હતાં. પવિત્રતા એટલે સમાજરૂપી મદારીની ડુગડુગીપર વ્યક્તિ વાંદરનો નાચ એવો શાસ્ત્રાર્થ હશે!

કિશોરીનો સ્વીકાર તો મારા આત્મામાં એ વસે તેથીજ કરું.

મને એનામાં શ્રદ્ધા હતી. અને એ શ્રદ્ધાને પરિણામે સ્નેહ પણ જન્મ્યો હતો. ભાવનાના ખોટા પડછાયા માટે એ જતો કરાય? શરીરના ધર્મને વશ થઇને આ સંબંધ કરવા મન નથી પ્રેરાતું? શરીરના સંબંધમાં સંતોષ ન મળે તે તો હું જાણું છું.

જગત્ એવું નથી કે કિશોરીની સાથેનો વધતો પરિચય એને ન ખુંચે. દેહ વિનાના આત્માના સંબંધમાં કોણ માનશે? અને કિશોરી એવો ત્યાગ કરવા તત્પર હોય તોએ એટલો ત્યાગ માગવાનો મને હક્ક છે? સંસાર શું છે એ મેં તો જાણ્યો છે. એ અનુભવ ટુંકો નીવડયો પણ અજાણ્યો નથી રહ્યો. દર્શનસુખથીએ સ્ત્રી સંતોષ માની શકે; પુરુષ એમ કરી શકે?

હું સ્વાર્થી બની કિશોરીના સહવાસનું સુખ—એને મળવાનો સંતોષ કાયમ રાખું. પણ એનાથી એને સંતોષ મળશે? મારે તો ધર્મપાલનનો દીલાસો છે. શાન્તનુ ઉપર મારા પ્રેમ અને ભાવનાઓને ઢાળવાનું સ્થાન છે. શાન્તનુના વિકાસમાં મારા આત્માનેએ હું તો વિકસાવી શકું. પણ કિશોરી એના આખા જીવનનું દાન મને અને શાન્તનુને અસ્વીકૃત રહેવા કરે એમાં ન્યાય છે?"

મારા વિધવાજીવનની કાળાશ જેવો રજનીનો અંધકાર ચોપાસથી ઘેરાતો હતો. એમાં ધર્મ અને અધર્મ, સ્નેહ અને કર્તવ્યના યુદ્ધમાં મારું મન ચગડોળે ચઢયું હતું. મારા પતંગના દોર અત્યારે તો છુટ્ટા હતા. નિર્ણય કરું તે પહેલાં તો નિદ્રાદેવીએ એની માતાસમી હુંફાળી ગોદમાં મને લીધી અને ક્ષણવારમાં તો ચિત્રવિચિત્ર સ્વપ્નોના સાગરમાં મારી નાવ મુકી દીધી.

૬

ઘણા વિચારોને અંતે કિશોરીને સ્વીકારવાનો નિર્ણય મેં કીધો. કે પણ નિર્ણય વિના આશાનિરાશાના પાશમાં પ્રિયજનને અકળાવવો એમાં મને ક્રૂરતા લાગતી. મારો એ નિર્ણય મેં એને જણાવ્યો પણ ખરો.

આ નિર્ણયથી અમારા હૃદયના જલધિમાં ભરતીઓ આવી છલકાઇ નહોતાં ગયાં. સરોવરનાં શાંત જલસમી અમારા હૃદયમાંએ સ્નેહની શાંતિ વિસ્તરી હતી. એ અક્ષુબ્ધતામાં અમારા સ્નેહની નિર્મલતા સચવાતી. વધારે વિશ્વાસપૂર્વક એકતા પામેલા હૃદયની એ મિત્રતા હતી. યુવાવસ્થાનો ઉન્માદ એમાં ન હતો. તરલતાએ ન હતી. એકજ શશિનાં બે પ્રતિબિંબ સમા અમે બંને એકજ અવ્યક્તના બે વ્યક્ત સ્વરુપો હતાં. મારા જીવનના સુખીમાં સુખી દિવસ ગણું તો આજ હતા.

શાન્તનુની પ્રકૃતિ પ્રતિદિન સુધરતી જતી હતી. પણ અશક્તિ હજુ ઘણીજ હતી. એને હજુ બ્હીલો મુકાય એમ ન હતું.

શાન્તનુનું શય્યાસ્થાન એ અમારું દેવગૃહ હતું. બીજાને નકામી લાગે એવી કથાઓ અમે એ સ્થળેજ કરી હતી. એના સંભારણાના પવિત્ર અવશેષ હજુએ મેં સાચવી રાખ્યા છે.

પણ કોણ જાણે કેમ, શાન્તનુની પ્રકૃતિ કરતાંએ એના સ્વભાવમાં પડતો ફેર કૈં નવીન લાગતો. કિશોરીની તરફ એ પ્રથમ જેટલું હેત નહીં દાખવતો. કિશોરી માટે ઘેલો બનતો શાન્તનું એના તરફ હમણાં-થી કંઇક અભાવ બતાવતો હતો. મંદવાડના ચીઢીઆપણાનું એ પરિણામ હશે એમ અમે માન્યું.

અને મારાપરનો એનો માલીકીનો ભાવ પણ વધ્યો હતો. દવા એ મારાજ હાથે લેતો. પાસુ બદલતાંએ મારા વિના બીજો હાથ એને ન ગમતો. કોઇનીએ સાથે અને તેમાંએ કિશોરીની સાથે હું વાત કરું તો તે ચીઢાતો. કિશોરી એને મનાવવા કૈં કૈં યત્ન કરતો પણ તેથી એ વધારે ચીઢવાતો. એની પ્રકૃતિ પર પણ એની અસર થતી.

ક્યાં સુધી આ સર્વનું કારણ ન કળાયું. એક સમયે એને નિદ્રા-વશ જાણી કિશોરી સાથે હું ધીરે સ્વરે વાત કરતી હતી. સાદી શાન્તનુની પ્રકૃતિના વાર્તાલાપમાંથી એનો પ્રવાહ કૈં જુદીજ દિશાએ

વળ્યો. ભાવિજીવનનો એક સુંદર પ્રસંગ કલ્પી અમે એમાં કલ્પનાના રંગ પુરવાનો લ્હાવ લેતાં હતાં. કિશોરીના મુખપર એક પ્રકારની સુરખી પથરાઇ હતી. અચીંતી એક તીણી ચીસે અમને ચમકાવ્યાં.

શાન્તનું જોરથી ઉધરસ ખાતો હતો. અને ફાટેલી આંખે એ અમારા પ્રતિ જોતો હતો. એમાં દુઃખ હતું અને અદેખાઇએ હતી. એ સમયે હું માનવા તૈઆર ન હતી, પણ ઘણા પ્રસંગોએ એ મનાવ્યું છે અને એનાપર રુધિરના અશ્રુએ હું રડી છું......આજ એ વૃથા છે. હાય હાય.

બ્હેબાકળાં જોવાં હું અને કિશોરી ત્યાં દોડી ગયાં. કિશોરીના સ્પર્શથીએ બાળક ચમકતો હોય તેમ ઉછળતો. હઠીલાઇથી એની એક પણ વિનવણી એ સાંભળવા ના પાડતો. એનાપર દૃષ્ટિ પડતાંએ પાપ લાગતું હોય તેમ એ પાસાં બદલતો. હું અને કિશોરી આનું કારણ ત્યારે સમજી ન શકયાં. માંદા બાળકના સ્વભાવનો એ એક ફાંટો હતો એમ માની લીધું. પણ તે આખી રાત્રિ મારી અસ્વસ્થતાનો પાર ન હતો.

ઘણીવાર કિશોરી નહીં હોય ત્યારે બાળક વધારે સુખી દેખાતો. દિનપ્રતિદિન એના આ તરંગે સ્પષ્ટ સ્વરૂપ પકડવા માંડયું હતું.

બાળક ઘણીવાર પ્રેરણાથી પરખે છે. કિશોરી પ્રતિનો મારો પક્ષપાત એણે પરખ્યો ત્યારથી કિશોરી ઉપર એને અભાવ વધતો હતો. બાળકની માલીકીનો ભાવ કોઇ વાર પતિ કરતાંએ વધી જાય છે. અને તેમાંએ અવિભક્ત સ્નેહને પાત્ર થએલા પિતાવીહોણા બાળકમાં એ ભાવ વધારે હોય છે. આ સર્વ મેં પરખ્યું પણ મોડું, ઘણું મોડું. ભુલ સુધારવાનો અવકાશ રહે તે પછી.

એકવાર સંયોગવશાત્ કિશોરી એકલીજ શાન્તનુ પાસે હતો. બાળકની પકડાઇ કદી મોટાંને પણ ભુલાવો ખવરાવે છે. ઘણે દિવસે શાન્તનુએ પણ કિશોરી તરફ સ્મિત ફેંકયું. કિશોરીના મુંઝાતા આત્મા-

માં એથી પ્રકાશ થયો. શાન્તનુને પૂર્વવત્ કૈં કૈં વિનોદ કરી રીઝવવાનો યત્ન એણે આદર્યો.

"કાકા! મને એક વચન આપશો?" શાન્તનુએ સ્મિતપૂર્વક વચમાંજ પ્રશ્ન કર્યો.

"હા ભાઇ! તું કહે તે."

"જોજો હાં, ફરી જશો"

"ના, નહીં ફરી જાઉં, કહે તો ખરો." "વચન?" "હા વચન" "ત્યારે મારી બાને તમે ચોરી નહીં જાઓ એવું વચન આપો. બા તમારી સાથે વાત કરે છે ત્યારે તમે મને જરા ગમતા નથી. મને એમ થાય છે કે તમે એને ચોરી જશો. કહો કે નહીં ચોરી જાઓ."

બાળકના આ પ્રશ્ને આભ ફાટે તોએ ન ચમકે એટલો કિશોરી ચમકયો બાળક હૃદયની ગુહાઓએ ઘણીવાર ગહન હોય છે. આ બાલુડાના ચિત્તમાં આ વિચારે કયાંથી વાસો કર્યો હશે એ એક ન ઉકેલાય એવો પ્રશ્ન હતો. વદનને શાંત રાખી કિશોરીએ ઉત્તર આપ્યો.

"ગાંડો છે. હું તારી બાને શા માટે ચોરી જાઉં?"

"પણ તમે મને વચન આપોને કાકા."

"ચાલ, નહીં ચોરી જાઉં. હવે ડાહ્યો થશેને? તું જલ્દી સાજો થઇ જા. પછી મારી સાથે ઘોડો ઘોડો રમવું છેને." કિશોરીએ આ વાત મને કહી ત્યારે માંદા બાળકના મનની આ ધૂન હશે એમ મને વધારે લાગ્યું. પણ એ હોય ત્યારે અમે બહુ સંભાળ પૂર્વક વાત કરતાં.

શાન્તનુની પ્રકૃતિ પણ આ પછી સુધરતી જતી હતી. કિશોરી પર પણ એની રીસ ઉતરી ગઇ લાગતી. કૈં દિવસો આમ વીતી ગયાં.

આ શાન્તિને લીધે અમારી સાવચેતીએ ઓછી થતી હતી. શાન્તનુનો મરોડ કોઇવાર દેખાતો પણ મને દુઃખી કરવા માટે તેએ પસ્તાતો હોય તેમ એ તરત શમી જતો.

શાન્તનુ એકવાર ખુબ આનંદમાં હતો. એના મુખપર તંદુરસ્તીની સુરખી પથરાતી જતી હતી. એના એ સુખી દેખાવે પ્રભુનો પાડ માનતાં હોઇએ તેમ હું ને કિશોરી પરસ્પર સ્નેહભર્યાં નયને જોઇ રહ્યાં. શાન્તનુ એની નવી રમત સાથે રમતો અમારી પાસેજ બેઠો હતો.

એ તે અભાગી પળ! ક્રોધ અને ઇર્ષ્યાથી નીકળી પડતાં નયને શાન્તનુ વારા ફરતી કિશોરી અને મારા સામું જોતો. અમે તરત સાવધ થયાં. શાન્તનુને મનાવવાના સર્વ પ્રયત્નો સામે એ હઠીલાઇથી થતો.

ઔષધ કે અન્ન એણે તે દિવસે નહીં લીધું. એના નિર્બલ દેહ પર એની અસર ખુબ થઇ. એ રાત્રે એને સખત તાવ આવ્યો. મારા અભાગી જીવનના પાનાં વાંચતી હું એની પાસે બેસી રહી.

કિશોરીના સ્વીકારમાં શાન્તનુનું હિત એ મારો પ્રથમ વિચાર હતો. શાન્તનુના વિરોધની મને કલ્પના નહોતી આવી. માનવીની યોજના એ પ્રકૃતિના અને સ્વભાવના એક કાંટા આગળ લેખાં વિનાની છે. શાન્તનુનો આવો વિરોધ કદીએ કલ્પાય એવો હતો?

કિશોરી એ મારા આત્માનું અર્ધાંગ અને પૂરક બન્યો હતો. શાન્તનુ એ મારા દીલનો આરામ અને આત્માની રોશનીરુપ હતો. મારું સ્ત્રીત્વ કિશોરીમાં ઐકય સાધવા આતુર હતું. મારું માતૃત્વ મારા બાળક વિના કોઇ પણ વસ્તુનો વિચાર કરવા ના પાડતું. દંપતીનાં દીલ અનન્ય સ્નેહની ગાંઠથી ન તુટે એવાં જોડાય છે. શાન્તનુ શા માટે એવો નહીં બને? કિશોરી એનો જનક નથી. પણ જનક કરતાંએ એના પિતૃત્વનો ભાવ જરાએ ઉતરતો છે?

કિશોરીનો ત્યાગ એ હવે આવશ્યક બન્યો છે. એના વિના મારી વેલ હવે સુકાવાની જ. આત્મભોગ આવશ્યક હોય છે. સુંદર બની શકે ?

જીંદગીમાં સુખ એ કેટલાંકને કપાળે લખાએલુંજ નથી હોતું. મારા છઠ્ઠીના લેખમાં સુખને આંકડો પડયો જ નહતો. મારા જીવનના ખારા પાટમાં મીઠી વીરડી જેવા દિનો એ માત્ર મારો બાલ્યકાળ હતો. પિતાજીના પુનિત છત્ર નીચે માતાની માયાના એ દિન, ભૂમિના સુંદર દૃશ્ય સમા ચિત્રવત્, અંતરના એક ભાગ પર છપાઇ ગયાં હતાં. પણ ભૂતકાળના એ સુંદર સ્મરણમાંથી ભાવિનું એક આશાકિરણ પણ નીકળી શકે તેમ ન હતું.

પત્ની થઇ મેં સહચાર નથી સાધ્યો. માતા થઇ પ્રેરણા નથી પામી. પ્રેયસી થઇ બબ્બે આત્માઓમાં વિષ રેડયું. મારા ડોહલા જીવનને મેં હવે દયામણુંએ બનાવ્યું.

શાન્તનુનું શરીર અંગાર માફક બળતું હતું. એને સન્નીપાતનાં ચિન્હો સ્પષ્ટ જણાતાં. એના લવરીમાંએ એ લવતો “ બા ! તમને કાકા ચોરી જાય છે. શાન્તનુને મુકીને તમે જશો નહીં હો. બા કાકાને ન બોલાવશે. હું તમને વહાલો છું ને ? ”

એના બોલે બોલે મારું અંતર ચીરાઇ જતું. મારા અશ્રુની ધાર મેં એના મસ્તક પર વહાવી હતી. મારું હોય તેટલું બળ એકઠું કરી હું કહેતી:

“ બાઇ ! તું સાજો થઇ જા. હું કેંજ જવાની નથી. ”

આશા અને નિરાશા, વાસના કે વાંછના મૃત્યુના પડછાયા પાસે પીગળી જતાં હતાં. બુદ્ધિ તર્ક નહોતી ઉઠાવતી. હૃદય દાણુ નહોતું માંગતું. માત્ર એકજ ઇચ્છા અત્યારે તો સર્વોપરી હતી. કેં કરતાંએ શાન્તનુ જીવે !

મારા આ હૃદય પરિતાપ માટે કોને દોષ દઉં ? કિશોરીને? આ સર્વ છતાંએ એની સાથે આત્માના સહચારમાં ગાળેલી સુખી પળો માટે હું પશ્ચાતાપ ન કરું. શાન્તનુને? એ તો આથીએ વધારે મને તપાવે તોએ મારો તો એ પ્રિય બાળક જ હતો. એને દોષ દેવા પહેલાં તો મૃત્યુના કાળમુખમાં જવાને હું તૈઆર હતી. વિધિને તો શો દોષ દઉં ? એવા કલ્પનાના વિધિને દોષ દેવામાં કદીએ સાંત્વન મળે?

ભગવાન! નિર્દોષના અંતરનો અવાજ તું નહીં સાંભળે? વગર વાંકે મને વિધવા બનાવી ત્યારે મેં ફરીઆદનો ઉની વરાળ કદીએ કાઢી છે? કિશોરી મારા જીવનમાં ન આવી શકે તેની ફરીઆદ પણ હું નહીં કરું. મારા આ એકના એક રત્નને–મારા નયનના નૂરને તું નહીં જીવાડે!

શાન્તનુનું દર્દ વધતું જતું હતું.

પતિતપાવન કે દીનબંધુ પરમેશ્વર વસતો હોય તો તે મારે માટે ન હતો. મારી પ્રાર્થના કે વિલાપ એને કાને પડતાં ન હતાં. મારા ચીરાગમાંથી તેલ ખુટતું જતું હતું. મારું એ પુષ્પ ધીરે ધીરે કરમાતું જતું હતું.

મારી છાતી ફાટી જતી હતી. બહાવરી જેવી હું મારા હૈયાના બંધ ત્રુટતા જોતી બેસી રહી હતી.

પ્રભાત થતાં પહેલાં તો મારો દીપક બુઝાઇ ગયો. મારા દીલનું અવસાન પણ તે ઘડીથીજ થયું.



( ૨૯ )

# માલતી

## પાત્રો

માલતી... ... પ્રોફેસર નંદપ્રસાદની પત્ની.
પ્રો. નંદનપ્રસાદ ... રાજનગરની કોલેજના ઇતિહાસના પ્રોફેસર.
પ્રો. રમેશ ... ... „ „ સાયન્સના પ્રોફેસર

## અંક પહેલો

સ્થલ:
રાજનગર. નદી કીનારે પ્રોફેસર નંદનપ્રસાદનો બંગલો
સમય: સવાર

[ એક પચીસેક વર્ષની યુવતી દીવાનખાનામાં ફુલદાનીમાં ફુલો ગોઠવે છે. તેના મુખ પર રમતીઆળપણું ને તંદુરસ્તી છે. પીસ્તાલીસેક વર્ષનો એક પુરુષ એક ખુણામાં આરામચેર પર બેસી છાપું વાંચે છે. એનું મુખ ઘટાદાર ને ઘઉંવર્ણું છે. શરીર સહેજ સ્થૂલ કહેવાય તેવું છે. માથાના વાળમાં રુપેરી રેખાઓ ભાત પાડે છે. ]

માલતી

પ્રોફેસર ! જુઓને આજે હું ઘણુંજ સરસ ફુલો વહેલી ઉઠીને લઇ આવી છું. વાડની પાછળ તો હમણું ઉગવા માંડયાં છે.

[ પ્રો. નંદનપ્રસાદ છાપામાંથી ઉંચી ડોકી કરી ફુલદાનીમાંના ફુલો તરફ જરીક જોઇ રહે છે અને પછી એમની નજર પવનમાં હાલતી ફુલ ગોઠવનારીના વાળની લટ પર જરાક ઠરે છે. ]

**માલતી**

કેમ બોલતા નથી ? આજે તો રવિવાર. શું કરીશું આજે ?

**નંદનપ્રસાદ**

પ્રોફેસર રમેશ અને ધીરુભાઇ આજ જમવા આવવાના છે.

**માલતી**

રવિવાર પણ નીરાંતે ન ગળાય. પ્રોફેસર ! આજે તો આપણે સરોવર પર ફરવા જતે.

**નંદનપ્રસાદ**

હશે. આવતા રવિવારે.

**માલતી**

તમને ફુરસદજ ક્યાં હોય છે ?

[ થોડી વાર બંને મુંગાંમુંગાં પોતપોતાનું કાર્ય કરે છે. થોડી વારે પ્રો. નંદનપ્રસાદ છાપાની ઘડી વાળી ટેબલ પર મુકે છે અને ઉઠતાં ઉઠતાં— ]

**નંદનપ્રસાદ**

માલતી ! તને નહીં ગમ્યું ખરું ?

**માલતી**

ના. એમ નહીં. પણ મને કોઇ વાર ગુસ્સે થવાનું મન થાય છે. કાં તો તમારો ઇતિહાસ ને કાં તો તમારા મિત્રો. [ વાત ફેરવે છે ] પણ ધીરુભાઈ તો કાલે મુંબાઇ જવાના હતાને ?

**નંદનપ્રસાદ**

નથી ગયા. પણ માલતી ! એક વાત પુછું ? તને રમેશ કેવો લાગે છે ?

**માલતી**

કો! પ્રશ્ન! માણસ જેવો વળી.

**નંદનપ્રસાદ**

મને તો એ જરાક વિચિત્ર લાગે છે.

**માલતી**

ખરેખર!

**નંદનપ્રસાદ**

હા. એ બધામાં ભળે છે છતાં બધાથી જુદો હોય એમ દેખાઇ આવે છે. એનામાં આકર્ષણ ઘણું છે પણ કોણ જાણે કેમ એનાથી સાવધ રહેવાનું મન થાય છે. પણ તારી જોડે તો એને ઠીક બને છે નહીં?

**માલતી**

નારે ના. કોઇ કોઇ વખત કેટલાક નવા રાગના સૂર બતાવી જાય છે. તમે વાંચતા હો છો ને ગમતું નથી ત્યારે ઠીક વખત જાય છે.

**નંદનપ્રસાદ**

અરે હા! ઠીક યાદ કરાવ્યું. હજુ તો મારે કેટલું વાંચવું છે. ઇતિહાસ લખવા માંડયો છે તેની અડધી સામગ્રી તો હજુ જોવાની છે. અને આજે તો બધાં જમવા આવવાનાં છે એટલે વહેલાં ઉઠવું પડશે. વખત થઇ જાય તો ઉઠાડજે હં. [ જવા માંડે છે. પણ ઉમરા સુધી જઇને ઉભા રહે છે. ]

વહાલી!

**માલતી**

હં કેમ?

**નંદનપ્રસાદ**

ના કૈં નહીં.

[ કહી જવા માંડે છે, પણ થોડે જઇ ઉભા રહે છે. ]

આજે વાંચવાનું માંડી વાળું ?

માલતી [ હસીને ]

મારી દયા આવી ખરી. પણ અત્યારે નહીં વાંચો તો રાત્રે જાગશો. જાઓ, જાઓ, હું તો અમસ્થીજ ફરીઆદ કરતી હતી.

[ પ્રોફેસર જરા કટાણું મુખ કરે છે. માલતી હસતાં હસતાં તેમના તરફ મુઠીઓ ઉગામે છે. પ્રોફેસર જાય છે. માલતીથી એક ધીમો નિઃશ્વાસ દબાવાતો નથી. ]



## અંક બીજો



સ્થલ: તેજ

સમય: બે મહીના પછી સવારના નવેક વાગે.

માલતી સોફા પર બેઠી બેઠી દીલરુબા પર એક ગીત બેસાડે છે. પ્રો. રમેશ સામી ખુરસી પર બેસી જોયા કરે છે. એ ઉંચો ને ગોરો પણ ફીક્કો છે. એની આંખો ને વાળ કાળાભમર છે.

માલતી [ ગજ ફેંકી દેતાં ]

રમેશ ! બહુ અઘરું છે આ તો. મારો હાથ એટલો ઝડપથી ચાલતો નથી.

રમેશ

એટલામાં કંટાળી ગયાં ? સ્ત્રીઓને પતંગીઆની સાથે સરખાવે છે તે ખોટું નહીં. મહેનત કરવાની તો વાતજ નહીં. ફરી વગાડો જોઉં.

**માલતી** [ ગજ હાથમાં લઇને ]

પણ આ તાન બહુ મોટી છે, ને મારાથી તાલ રહેતો નથી.

[ વગાડવા માંડે છે ]

' કાઆ... ... ... ...ન દુલા... ... ... ...રે, '

[ થોડી વાર ખંડમાં સંગીત સાથે માલતીનો મીઠો અવાજ ગુંજી રહે છે, રમેશ ભાન વિના એના સામે જોઇ રહે છે. સંગીત બંધ પડે છે. ]

**રમેશ**

માલતી !

**માલતી** [ ઉંચું જોયા વિના ]

કેમ ?

**રમેશ**

માલતી ! તમે સુખી છો ?

[ માલતી ચમકીને ઉંચું જુએ છે. થોડી વાર રમેશ સામે એમ ને એમ જોઇ રહે છે. ]

**માલતી**

રમેશ ! [ રમેશ થોડી વાર નીચે જોઇ રહે છે. માલતી જરાક નરમ પડીને ] રમેશ ! શાથી ધાર્યું કે હું સુખી નથી ?

**રમેશ**

માફ કરજો. મારે એમ પુછવું નહોતું જોઇતુ પણ પુછાઇ ગયું.

**માલતી**

આનો શો અર્થ કહેવાય ? [ દીલરુબાને કેસમાં ઠીક ગોઠવતી ] આ ચાર મહીનાના પરિચયમાં અમે તમને સ્વજન કરતાંએ વધારે ગણ્યા છે. તમે ઉખાણા મુકીને સ્પષ્ટ બોલી શકો.

**રમેશ** [ થોડી વારે ]

તમે મને સ્પષ્ટ બોલવાની ફરજ પાડો છો. માલતી ! માલતી ! ઘણા વખતથી મારા મનમાં હતું. આજ બોલાઇ ગયું. તમારા જેવી

સ્ત્રી આ રીતે સુખી કેમ થઇ શકે? તમારા કોડ અને રસિકતા જોવા પુસ્તક-રસીઆ પ્રોફેસરને આંખ નથી. તમારા શોખ પરિતૃપ્ત કરવાની એને હોંસ નથી. તમારા ઉમળકામાં નહાવાનો એને સમય નથી. તમે સુખી કેમ થઇ શકો?

## માલતી

રમેશ! તમને ખબર નથી મારા પર એમનો કેટલો પ્રેમ છે તે!

## રમેશ

પ્રેમ! પ્રેમ રાખવાની રીત તો ઘણી સરસ લાગે છે. પાળેલાં કુતરાં પર પણ માણસ એટલો પ્રેમ તો રાખે. એમને દૃષ્ટિ ઉંચી કરવાની ફુરસદજ ક્યાં છે? તમારા કરતાં પેલાં નિર્જીવ થોથાં પર એમનો પ્રેમ વધારે લાગે છે. શું નશીબ છે? અરણ્યમાં પુષ્પો કરમાઇ જાય છે પણ એમને કોઇ જોનાર નથી. પુષ્પની શોધમાં કોઇ ઘેલો ભટકી મરે પણ એને પુષ્પ જડતું નથી.

## માલતી

રમેશ! રમેશ! આજ તમારું માથું ઠેકાણે નથી લાગતું. ઘેર જાઓ.

## રમેશ

માલતી! મને બોલતો અટકાવશો નહીં. આજે કેટલાએ દિવસથી મારું અંતર ગુંગળાઇ જાય છે. સાંભળ્યાં પછી તમે મને કાઢી મુકશો એ મને ખબર છે, પણ મારાથી બોલ્યા વિના રહેવાતું નથી......................

કેટલાંએ વર્ષો પહેલાં એક બાલક હતો. તે માબાપનો લાડકો ને બહુ તરંગી હતો. એના ગામમાં એક બાલા વસતી. એની કીકીઓ હસતી ને આંખોમાં તોફાન ઉભરાતું. બાલાને મન એ બાલકનો હીસાબ ન હતો, પણ બાલકને મન તો એ બાલા કોઇ

દેવી સમી લાગતી. બાલક એને દૂરથી જોતો અને પૂજતો. એણે સંકલ્પ કર્યો કે કોઇક દહાડો એ દેવીના ચરણ પાસે બેસવાને એ જરુર લાયક થશે.

**માલતી**

રમેશ !

**રમેશ** [ સાંભળ્યા વિના ]

એ સંકલ્પસિદ્ધિને અર્થે અને લાયકાત મેળવવા એની દેવીને છાની છાની નીહાળી એ બાલક પરદેશ ગયો ને દરીઆપાર સીધાવ્યો. વર્ષો વીત્યાં ને એ બાલક મટી પુરુષ થયો તોએ એની દેવીને એ ભુલ્યો નહીં. લાયકાત મેળવી એ આશા ભર્યો પાછો આવ્યો. પણ તેટલામાં તો એની દેવી પરાઇ થઇ ગઇ હતી. એના અંતરની એક ઊર્મિ જાણ્યા વિના, એની વર્ષોની મહેનતની એક ઝાંખી રેખાએ જોયા વિના એ પરની થઇ હતી.

[ માલતી સ્તબ્ધ જેવી બેસી રહે છે. રમેશ જરા શ્વાસ ખાઇ. ]

થોડા દિવસ તો એનું ભાન એ ભુલી ગયો. માતાપિતાનો એ એકનો એક આધાર હતો. મિત્રોનો તે માનીતો હતો. ચારે તરફથી એને વ્યવસાય સ્વીકારવાનો આગ્રહ થતો. છેવટે એ બાલપણની આશામૂર્તિને દૂરથી સુખી જોવાની એક ઝાંખી આશાએ એ વ્યવસાય સ્વીકારવાને પ્રેરાયો ને એ પ્રોફેસર થયો.

[ માલતી વિસ્મય અને ભયપૂર્વક જોઇ રહે છે. શું બોલવું ને શું કરવું તે તેને કૈં સુઝતું નથી. ]

એને જીંદગી પર ક્રોધ આવ્યો. એને સમાજ પર તિરસ્કાર આવ્યો. પણ તેથી કૈં એની બાલા મળે તેમ ન હતું.

**માલતી**

પ્રોફેસર રમેશ !

રમેશ

ઘણું મોડું થયું એમ કહેવાને. પણ મારી વાત પુરી કરી લેવા દો. ફરી વખત નહીં મળે.

તે બાલા વસતી તે નગરમાં તે વસવા આવ્યો. તેણે તેને જોઇ અને તેની ખ્યાતિ સાંભળી. ગંભીર પ્રોફેસરની તે પત્ની હતી. બહારથી તે સુખી અને સંતોષી દેખાતી, પણ એના કોડ કદી પુરાતા નહીં. ઘણા જણની તે વિશ્રામસ્થાન હતી. સમાજની તે શોભા હતી. એના રૂપગુણ પર નગર ઘેલું થયું હતું. સર્વની સાથે એ હસતી પણ એનું અંતર કોઇ જવલંત વન્હિથી બળ્યાં કરતું. તે કુલવતી અને આર્યા છે. તેના અંતરમાં તે કબુલ નથી કરતી કે તે અસંતોષી છે. તે તો સહૃગુણી પત્ની છે.

સ્વાભાવિક રીતેજ તે બંને મળ્યાં. ખરેખર તો એ એક મોટો અકસ્માતજ કહેવાય. કોઇ શ્રીમંતના ઘરની પુત્રવધૂ હોત કે કોઇ વ્યાપારીની કુલપત્ની હોત તો તેટલું સદ્ભાગ્ય પણ નહીં મળત. માલતી! કલ્પી શકો છો પેલા બાળકને શું થયું તે?

માલતી

રમેશ! ભાઇ! ઘેર જાઓ. તમારું મગજ આજ ઠેકાણે નથી.

રમેશ

જવાનોજ છું. ફરી કદી ન આવવાને. હવે થોડુંજ બાકી રહ્યું છે.

તેણે તેને જોઇ ને તેનો આત્મા તલસી રહ્યો. તેણે ત્યાંથી તરત નાસી જવું જોઇતું હતું. પણ તેનાથી ત્યાંથી ખસાયું નહીં. તે રોજરોજ તેને જોતો ને તેની બેઠીમાં એક નવો અંકોડો ઉમેરાતો. તેણે જોયું કે જે પુષ્પને એ જતન કરી હૃદય ઉપર સાચવી રાખતા તેનો બીજા સામાન્ય ફુલની માફક અનાદર થઇ રહ્યો છે. [શુષ્કતાથી] ચાલો. મારી વાત પુરી થઇ. હું જાઉં છું.

[ લાકડી અને ટોપી લઇ માલતી તરફ જોયા વિના જવા માંડે છે. માલતી દિગ્મૂઢ જેવી જરા વાર બેસી રહે છે. રમેશ બારણા સુધી પહોંચે છે તેટલામાં. ]

**માલતી**

રમેશ ! પાછા આવો.

[ રમેશ બોલ્યા વિના પાછો ફરી ઉમરા આગળજ ઉભો રહે છે અને ભાવહીન રીતે જોઇ રહે છે. ]

**રમેશ**

કેમ ?

**માલતી**

પાછા આવો. [રમેશ ટેબલ પાસે ધીરેધીરે આવી ઉભો રહે છે.] ક્યાં જશો અત્યારે ? [ રમેશ ઉત્તર દીધા વિના એમને એમજ ઉભો રહે છે. ] જવાબ દો. કયાં જાઓ છો ? [ થોડી વાર ઉત્તરની રાહ જુએ છે. નથી મળતો એટલે ] રમેશ ! તમે એક વાત કહી. બીજી એક વાત સાંભળશો ? [ રમેશ સહેજ ઉંચું જોઇ નયનો નીચાં ઢાળે છે. એની આંખમાંથી બેદરકારી જતી રહે છે. ] તમે એક બાલકની વાત કહી. હું એક બાલાની વાત કહું ?

એક ઉછળતા હૈયાની નાની સરખી બાલા હતી. લોકો એને ગુલછડી સમી સુંદર કહેતાં પણ એને હૈયે એ નાના દેહમાં ન સમાય એટલી અભિલાષાઓ હતી. એનું અંતર સમોવડીઆને શોધતું. સંરક્ષણ અને સુકુમારતાથી તે રીઝાતી નહીં. એને તો જીવનના કાંટા દૂર કરે તેના કરતાં એ કાંટા દૂર કરવામાં મદદ માંગે એવો સંગાથી જોઇતો હતો.

દૂરથી એક બાલકને તે જોતી ને તેને મન તે વસ્યો હતો. એમની આંખો કદી મળી ન હતી કે એમણે પરસ્પરનાં સ્મિત કદી ઝીલ્યાં ન હતાં. પણ અજાણ્યા પાછળ તલસવામાંજ જીવનની કરુણતા છે.

[ થોડી વાર આગળ બોલવું કે નહીં તેનો વિચાર કરતી હોય તેમ બોલતી બંધ પડે છે. થોડી વાર પછી ]

થોડા સમય પછી એ બાલક ક્યાંક અદૃશ્ય થઇ ગયો. એના બાલક મનને એ અજાણ્યાને જોયા વિના કૈં ગમ્યું નહીં, પણ પૃથક્કરણ કરવા જેટલી એની શક્તિ ન હતી.

[ રમેશની આંખમાં આર્દ્રતા આવે છે. તે ઉન્માદમાં હોય તેમ માલતી તરફ જરા વાર જોઇ રહે છે. ]

તે પછી એ બાલા મટી કન્યા થઈ, અને કન્યા થતાં પત્ની કરાઇ. એની અભિલાષાઓ નવી દુનીઆમાં સુકાવા માંડી. વિધિનું આપ્યું એણે સ્વીકારી લીધું. એની અભિલાષાઓએ એ જીવનમાં સમાવાની ના પાડી, પણ એના સ્ત્રી-જીવને એમાં આશ્વાસન શોધ્યું.

તેનો પતિ માણસ ન હતો પણ દેવ હતો. બાલાની સગવડોની એ સદા કાળજી રાખતો. એને સદા બાલક સમી ગણી એની ફીકર રાખતો.

એનું વય પ્રૌઢ હતું તેમ એનો સ્નેહ પણ પ્રૌઢ હતો. બાલાનું હૃદય કૃતજ્ઞતાથી સદાએ એના તરફ નમતું ને વડીલ ગણી એને પૂજતું. એની મહત્તાઓ જોઇ પોતાની અપૂર્ણતાઓથી શરમાઇ જતું, ને ભક્તિભાવે એના તરફ આકર્ષાતું.

પણ એનું હૃદય બાલક અને નવા ભાવે ઉછળતું હતું. પ્રૌઢ વાત્સલ્યમાં એના હૃદયનો વેગ ભળતો નહીં. બાલક હૃદયને તો સમવયના સાથીની ગોઠડીમાંજ ચેન પડી શકે.

[ રમેશનું મુખ કોઇ અનુકમ્પા ભાવે પ્રફુલ્લ થતું દેખાય છે. ]

રમેશ

માલતી !

માલતી [ જોઇને જરાક શુષ્કતાથી ]

ઉતાવળા નહીં થશો ને અન્યાય નહીં કરશો. ને રમેશ ! ભુલીએ ન જશો કે ગમેતેવી તોએ તે આર્યસંસ્કારમાં ઉછરેલી બાલા હતી. દહાડે દહાડે તેણે પ્રયત્ન કર્યો ને તે જીતી. તેણે અંતરમાં શાંતિ આણી ને બહાર શાંતિ પાથરી. કોઇ વાર [ ચમકે છે ] કોઇ વાર એનું હૃદય બંડ ઉઠાવે છે પણ સ્વસ્થતા સાચવવાનો એ સદા પ્રયત્ન કરે છે.

રમેશ [ આતુરતાથી ]

કોઇ દહાડોએ પેલા બાલકને એ બાલાના ચરણ પાસે આવવા-નો અધિકાર મળશે ખરો ?

માલતી

તેની નબળી પલમાં તમે એને લલચાવશો નહીં ને એના શાંત સંસારમાં............

[ પ્રોફેસર નંદનપ્રસાદ બારણા બહાર દેખાય છે. એમના એક હાથમાં પુસ્તક અને બીજા હાથમાં કાગળો છે. બંને સ્વસ્થ દેખા-વાનો પ્રયત્ન કરે છે. ]

નંદનપ્રસાદ

પ્રોફેસર રમેશ ! તમે હજુ અહીંઆં છો કે ? [ માલતીને ] આજે ખુબ વગાડયું કે ? છેક મારા અભ્યાસખંડ સુધી અવાજ આવતો હતો. મને પણ આજ તો નીચે આવવાનું મન થયું. પણ ઉઠાય એમ નહોતું.

રમેશ

[ બીજું કૈં ન સુઝવાથી ] તમારો ઇતિહાસ ક્યાં સુધી આવ્યો, પ્રોફેસર ?

નંદનપ્રસાદ

હજુ તો ગુપ્તોનો સમય પણ પુરો નથી થયો. મને હમણાંથી એમાં એવો રસ પડયો છે કે બીજું કૈં સુઝતુંજ નથી.

રમેશ

[ જવાબ આપવાને બદલે એકદમ ] ઘણું મોડું થયું. સાહેબજી પ્રોફેસર !

નંદનપ્રસાદ

જમીને જજોને.

રમેશ

નારે ના, અત્યારે નહીં. [ ઉત્તરની વાટ જોયા વિના ચાલ્યો જાય છે. નંદનપ્રસાદ એના તરફ આશ્ચર્યથી જોઇ રહે છે. ]

માલતી

પ્રોફેસર !

નંદનપ્રસાદ

કેમ ?

માલતી

[ શું કહેવું તે કૈં સુઝતું નથી. મુખમાં આવેલા શબ્દો ગળી જાય છે. થોડી વારે ] જમવાનો વખત થયો.



## અંક ત્રીજો

---

**સ્થલ:**

પ્રોફેસર નંદનપ્રસાદનો અભ્યાસખંડ. પ્રોફેસર ટેબલ આગળ બેસી કૈં લખે છે. રમેશ બારી પાસે બેસી છાપું વાંચે છે, માલતી આજ બહારગામથી આવવાની છે તેવી બંને રાહ જુએ છે.

રમેશ અધીરાઇથી બારી બહાર વારંવાર જોયાં કરે છે. નંદન-પ્રસાદ લખવાનું મુકી દઇ ઘડીઆળ તરફ જુએ છે.

**નંદનપ્રસાદ**

સાડા આઠ થયા. હજુ અર્ધા કલાકની વાર છે, ને 'લેટ' હોય તો કૈં કહેવાય નહીં. [ પાછી લખવાની શરૂઆત કરે છે. ]

[ ઘડીઆળનો ટીકટીક અવાજ માત્ર શાંતિમાં ભંગ પાડે છે. પાંચ મીનીટ આમને આમ વહી જાય છે.

રમેશની અસ્વસ્થતા એના શરીરની હીલચાલમાં દેખાય છે. વિચારો બદલવાને તે વાત કરવાની શરૂઆત કરે છે. ]

**રમેશ**

પ્રોફેસર! માલતીબહેન આ વખતે ઘણું રહ્યાં.

**નંદનપ્રસાદ**

[ પેન મુકી જરા વાર રમેશ સામે જોઇ રહે છે ] હા. આ વખતે એ ઘણે દિવસે ગઇ. એના ભાઇઓ આવવાજ ક્યાં દેતાં હતાં ?

[ રમેશને વાત કેમ ચાલુ રાખવી તે સુઝતું નથી. નંદનપ્રસાદ ખુરશી પરથી ઉઠી ખંડમાં આંટા મારવા શરુ કરે છે. થોડી વારે રમેશ પાસે આવીને એકદમ ઉભા રહે છે. મુખ પર ગુંચવણ સ્પષ્ટ દેખાય છે. ]

નંદનપ્રસાદ

[ઉંડા ને ધાડા અવાજે] રમેશ ! [રમેશ સવિસ્મય પ્રોફેસરસામે જુએ છે.] એક વાત પુછું? ખરું કહેશે? [ગુંગળાતે અવાજે] મને લાગે છે કે તું માલતીને ચાહે છે. [રમેશ નીચું જુએ છે] ને ને......માલતી [અવાજ ગળામાંથી નીકળતો નથી. થોડી વારે સ્વસ્થતા આણી.]

ઘણા વખતથી શંકા મારું અંતર કોરી ખાય છે. ઘણી વાર મેં આ વીશે પુછવા વિચાર કર્યો પણ મિત્રધર્મ ને પત્નીપ્રેમ મને આવો વિચાર સરખોએ આણવા માટે ઠપકો દેતાં. પણ હવે મારાથી વધારે વાર થોભાતું નથી. રમેશ! ખરું કહે. [રમેશ નિરુત્તર રહે છે. પ્રોફેસર કડવાશથી] ઘણી વાર શંકાશીલ સ્થિતિમાં એક જાતનું આશ્વાસન રહેલું હોય છે, પણ એમાં જંપ નથી વળતો. [થોડી વારે રમેશના ઉત્તરની રાહ જોઇને] ત્યારે મારે એમ સમજવું કે મારું અનુમાન ખરું છે?

રમેશ

[આટલી વારમાં થોડીક સ્વસ્થતા એકઠી કરે છે] હું હા કે ના કંઈજ પાડતો નથી.

નંદનપ્રસાદ

[તપી જઇને] એટલે એમજને કે મારું અનુમાન અનુમાન નથી પણ સત્ય છે? મેં તને મિત્ર તરીકે ઘરમાં આણ્યો અને વિશ્વાસ રાખ્યો તેનું આ ફળ?

રમેશ

પ્રોફેસર! શાંત થાઓ. તમે મને નકામા અન્યાય કરોછો. મેં એવું કંઈ કર્યું નથી કે મિત્રદ્રોહનું પાતક મને લાગે.

નંદનપ્રસાદ

[ રોગી માણસ ડાકટરને પુછે તેટલી આતુરતાથી ] ખરેખર ! ત્યારે તમારા બંને વચ્ચે કૈં નથી ?

રમેશ

પ્રોફેસર ! તમે માલતીબહેનના પતિ નહીં હોત તો મારે તમને ભાષા કેમ વાપરવી તે શીખવવું પડત. પણ એટલા ઉતાવળા નહીં થાઓ. આ વાત નીકળી છે ત્યારે તો હું પણ તમારી સાથે ખુલ્લી રીતે એક વાર વાત કરવાનું પસંદ કરું છું. પ્રોફેસર ! હું માલતીબહેનને–તમારી પત્નીને–ચાહું છું.

નંદનપ્રસાદ

તું ! તેને ચાહે છે ? ને મારા મુખે એમ કહેવાની હીંમત કરે છે !

રમેશ

હા. પ્રોફેસર ! તમને ખબર નહીં હોય કે બાલપણમાં અમે બંને એકજ ગામમાં ઉછરીને મોટાં થયાં હતાં. [ પ્રોફેસરની આંખમાં ઉંડો ભય દેખાય છે ] તમે તો પરણીને એના માલીક થયા પણ મારા અંતરની માલીક તો એ કેટલાંએ વર્ષો થયાં સ્થપાઇ છે. અમે એક બીજાને પુરાં ઓળખતાં નહીં [ પ્રોફેસરની આંખમાં એક પ્રકારની નીરાંત અને મૃદુતાનો ભાસ આ શબ્દો સાંભળતાં થાય છે. ] પણ મેં એને જોઇ ત્યારથીજ એને જીવનજ્યોતિ ગણી છે, અને એ જ્યોતિને આધારે હું દોરાયો છું. એને લાયક થવા મેં વિદેશમાં વર્ષો ગાળ્યાં. એને જોઇ શકાય તેટલા માટે હું મારી શક્તિઓનાં બીજી દિશાઓનાં આમંત્રણો પાછાં વાળી પંતુજી થયો. તમે એમ કહેશો કે મેં એને ચહાવામાં પાપ કર્યું ?

નંદનપ્રસાદ

[ દબાતા અવાજે ] ને તે ?

રમેશ

તે તો દેવી છે. બાલપણમાં હું એને મન વસ્યો હઇશ પણ હવે તો એ મારો વિચાર સરખોએ કરવાની ના પાડે છે. [ તિરસ્કારથી ] તમે એને મન પતિ છો. એનું ઉછળતું હૈયું ચીરાઇ જાય તોએ એ તમારી ભક્તિમાંથી ચળવાની નથી.

નંદનપ્રસાદ

[ હર્ષથી ] ઓ પ્રભુ !

રમેશ

[ કડવાશથી ] તમે હરખાઓ છો. તમારા સ્વાર્થી હૃદયમાં તમને એ આત્માઓને કચરી નાંખતાં સંકોચ નથી થતો. શાનો થાય ? તમારે મન તો એ પરણીને આણેલી પત્ની છે. ગર્વભેર દેખાડાય એવું એ સુંદર પ્રાણી છે. તમારી પ્રતિષ્ઠા અને સગવડનું એ એક સરસ સાધન છે. તમારે એને માટે જરીક ભોગ પણ આપવો પડયો નથી કે તમને એની કીંમતની ખબર હોય. એના એક વાળને ઇજા થતાં મારો પ્રાણ પાથરવા હું તૈઆર છું છતાં મને ' એને હું ચાહું છું ' એમ કહેવા સુદ્ધાંનોએ હક નહીં.

નંદનપ્રસાદ

[ એકદમ સ્વસ્થ થઇને ] પ્રોફેસર રમેશ ! તમે હમણાં માંદગીમાંથી ઉઠયાં છો એટલે તમારું ચિત્ત હમણાં ઠેકાણે નથી. પણ તમારે ધ્યાનમાં રાખવું જોઇએ કે બીજાની પત્ની માટે આ રીતે વાત કરવી તમને શોભતી નથી. પ્રોફેસર નંદનપ્રસાદની પત્નીની સંગતિ માટે લાયકાત પુરવાર કરવાની આ રીત નથી.

[ રમેશની આંખમાંથી અગ્નિ ઝરે છે. એ કૈં કહેવા જાય છે

તેટલામાં નીચે ગાડીનો ખડખડાટ સંભળાય છે. રમેશ એકદમ શાંત થવાનો પ્રયત્ન કરે છે. બંને પરસ્પર અર્થસૂચક દૃષ્ટિપાત કરે છે.

થોડીવારે માલતી પ્રવેશ કરે છે. એના હાથમાં નાની હેંડ-બેગ ને ગળામાં ગરમ સ્કાર્ફ છે. મુસાફરીનાં ચિન્હો એના શરીર પર સ્પષ્ટ દેખાય છે પણ એનું મુખ વધારે સુરખીદાર ને ભરેલું લાગે છે. એક સુંદર ચિત્ર સમી એ દ્વાર આગળ જરા વાર ઉભી રહે છે, અને હસતીહસતી અંદર આવે છે. ]

### માલતી

પ્રોફેસર! આજે પણ ફુરસદ નહીં મળીને ? મેં ધાર્યુંજ કે તમારા ઇતિહાસે તમને રજા નહીં આપી. [ રમેશને જુએ છે ] કોણ રમેશ ! તમે અહીંઆં છો કે ? મારી દીલરુબા તો તમારી વાટજ જોયાં કરતી હતી. [ તેની પાસે જાય છે ] પણ તમે આવા ફીક્કા કેમ ? માંદા હતા ? આ શું ? આંખમાં તો કુવા પડયા છે, અને મોંનાં હાડકાં બહાર નીકળી આવ્યાં છે.

### રમેશ

[ ધીમેથી ] હા બહેન ! મારી તબીઅત જરા ઠીક ન હતી.

### માલતી

ઓ પ્રોફેસર ! જુઓ તો ખરા આ તદ્દન ડોસાની માફક બોલે છે તે. [ પ્રોફેસર પાસે જાય છે. ] પણ તમે આવા મુંગા કેમ થઇ ગયા ? હું આવી ત્યારના નથી કંઈ ખબર પુછતા કે નથી કંઈ વાત કરતા.

### નંદનપ્રસાદ

તું મને બોલવાનો વખત આપે ત્યારેને. [ જરાક કૃત્રિમ રીતે ] કેમ, બધાં ત્યાં આનન્દમાં છેને ? માર્ગમાં કંઈ હરકત તો નહોતી પડીને !

માલતી

હા. ને મોટાભાઇને તો તમે આ વખતે એક વાર પણ આવી ન ગયા તે માટે રીસ ચઢી છે. [ જરા લાડથી ] ને પ્રોફેસર! આ વખતે તો તમે મને કાગળો પણ બહુ થોડાં લખ્યાં છે.

[ રમેશ અદેખાઇથી પ્રોફેસર સામે જુએ છે. ]

નંદનપ્રસાદ

મારાથી અવાયુંજ નહીં, પણ આ વખત તને ભાઇનું ઘર ઘણું સયું લાગે છે.

રમેશ

[ વધારે વાર બેસાતું નથી એટલે ] માલતી બહેન! હું રજા લઉં ? પ્રોફેસર! સાહેબજી.

[ બારણા સુધી જાય છે પણ ચક્કર આવે છે એટલે બારણું પકડી ત્યાંને ત્યાંજ ઉભો રહે છે. માલતી તે જુએ છે, અને રમેશને મદદ આપવા દોડે છે. તેનો હાથ પકડી તેને સોફા પાસે લઇ આવે છે ને આંખો દાબે છે.]

માલતી

પ્રોફેસર! જરા કોલનવોટર મંગાવો તો.

[ પ્રોફેસર માલતીને કોલનવોટર લાવી આપે છે. માલતી રુમાલ પર થોડુંક છાંટી રમેશના નાક આગળ ધરે છે, ને બીજે હાથ રમેશના માથા પર મુકે છે. રમેશ અજાણ્યે માલતીનો હાથ હાથમાં લઇ દાબે છે. માલતી સ્વસ્થ દેખાય છે. પ્રોફેસરના ગંભીર મુખ પરના ભાવો સમજાતા નથી. રમેશ થોડી વારે આંખ ઉઘાડે છે. ]

માલતી

[ કાળજીવાળા સ્વરે ] રમેશ! કેમ છે હવે ?

રમેશ

[ નબળાઇથી શરમાતો હોય તેમ ] એ તો સહેજ નબળાઇ હતી. હવે કંઇ જ નથી. ચાલો, હવે ઘેર જાઉં !

માલતી

ના. તમારાથી હમણાં નહીં જવાય. હું તમારે ઘેર કહાવી મોકલું છું કે તમારાથી આજે નહીં અવાય.

રમેશ

અરે ! પણ—

માલતી

એ પણ બણ કંઇ નહીં. હું કહાવી દઉં છું ને કપડાં બદલીને આવું છું.

[ માલતી જાય છે. પ્રોફેસર ને રમેશ એકલા પડે છે. બંને એક બીજાની સામે થોડી વાર જોઇ રહે છે. પ્રોફેસર બંને હાથ પર માથું મુકી ટેબલ આગળ બેસે છે. રમેશ સહેજ ધ્રુજતો ઉઠીને ઉભો થાય છે. ]

રમેશ

પ્રોફેસર ! તમે જાણો છો કે મારાથી તમારા ઘરમાં વધારે વાર રહેવાય તેમ નથી. તમે માલતી—[ જરા અચકે છે ] બહેનને કહી દેજો કે મારે અગત્યનું કામ હોવાથી હું રોકાઇ શકયો નથી.

[ પ્રોફેસર કં બોલ્યા વિના તેની તેજ સ્થિતિમાં બેસી રહે છે. રમેશ બારણા સુધી જાય છે. ]

નંદનપ્રસાદ

રમેશ ! [ તેનો અવાજ લાગણીથી ધ્રુજે છે. રમેશ એક પલ વિસ્મયથી ઉભો રહે છે. ] રમેશ ! એક પલ પાછો આવ, ને મને સાંભળી લે. તેં કહ્યું તે ખરું હતું. તમે બંને એક બીજાને માટે સરજાયાં છો. બે આત્માઓને કચરી નાંખવાનો મને શો હક છે ?



મી. અરદેશર ફરામજી ખબરદાર.

[પૃષ્ઠ ૨૧

તું કહે છે તેમ મેં એને માટે કૈં કર્યું નથી. મારા ગંભીર સ્વભાવમાં એના કોડે કોઈ દિવસ સફલતા જોઇ નથી. અમારા વચનો ફેર એના જેવી કોમલ બાળાને કેમ ભડકાવતો હશે તેનો હવે મને ખ્યાલ આવે છે. તું કહે છે તે ખરું છે. તે મારા માટે નથી સરજાઇ. [ રમેશ આભો બની પ્રોફેસર સામે જોઇ રહે છે. પ્રોફેસરના ગંભીર મુખ પર તીવ્ર દુઃખની છાયા દેખાય છે. ] પણ મારું અંતરજ જાણે છે કે મેં તેને કેમ ચાહી છે તે. [ તેનું ગળું રુંધાય છે ને આંખમાં અશ્રુબિંદુ ચમકે છે ] મારા રક્તના બિંદુએ બિંદુમાં તેની છબી જડાઇ ગઇ છે. તે મારી છે તેની મને એટલી ખાત્રી હતી કે આવા શબ્દો મુખે ઉચ્ચારવા જેટલી હીંમત મેં કોઇ દિવસ કરી નથી. પણ હું એને ચાહું છું. તેથી એને દુઃખી કરવાનો મને શો હક્ક છે? [ નિરાશાના ઉન્માદમાં હોય તેમ ] ના, તેના સુખમાં હું વિઘ્નરૂપ નહીં થાઉં. રમેશ! એ તારી સાથે સુખી થતી હોય તો-[ તેનો અવાજ તુટે છે. રમેશ આંખો ફાડીને જોયાં કરે છે. ]

[ માલતી બારણા આગળ દેખાય છે. ]

માલતી

કેમ રમેશ! પાછા તમે ઉભા થયા કે?

[ બંનેની સ્થિતિ જુએ છે ને તેનું રમતીઆળાપણું જતું રહે છે. તેના મુખ પર જિજ્ઞાસા ને ભય છવાઇ રહે છે. ]

શું છે? [ કોઇ કૈં બોલતું નથી ] આનો શો અર્થ કહેવાય? [ વારાફરતી બંનેની સામે જોયાં કરે છે. ] પ્રોફેસર! શું થયું? [ પ્રોફેસર મુખ વધારે નીચું નમાવે છે. થોડી વારે રમેશ તરફ ફરીને ] રમેશ! [ તીવ્ર દૃષ્ટિપાતથી તેનું અંતર ભેદતી હોય તેમ ] રમેશ! શું કર્યું.

નંદનપ્રસાદ

[ પ્રોફેસરથી આ સ્થિતિ વધારે વાર ખમાતી નથી. હોલવાતા દિપકમાં વધારે તેજ આવે તેમ એનામાંએ વધારે સ્વાસ્થ્ય દેખાય છે. બોખરે ને શુષ્ક અવાજે તે બોલે છે. ]

માલતી! તમે બંને પરસ્પરને ચાહો છો એ વાત ઘણી મોડી તોપણ આજે મેં જાણી છે. તમારા સુખમાં હું અંતરાયરૂપ થવા નથી માંગતો. આ પલથી તમે બંને તમને જેમ ગમે તેમ કરવાને છુટાં છો.

માલતી

[ આ અચીંત્યા પ્રહારથી થોડી વાર જડ થઇ હોય એવી દેખાય છે. જરા વારે ભાન આવ્યું હોય તેમ પ્રોફેસર તરફ જોઇને. ]

એટલે એમ કે તમને હવે મારી જરૂર નથી, [ રમેશને ] ને તમે મને તમારી ઉપપત્ની તરીકે મેળવવાને ભાગ્યશાળી થયા છો.

રમેશ [ કરગરતા અવાજે ]

ઓ માલતી!

માલતી

[ વીંધી નાંખે એવા દૃષ્ટિપાત ફેંકતી ] મને વસ્તુસ્થિતિ બરાબર સમજવા દો. મારા પ્રણયી ને પતિ બંને એક સ્થળે એકઠા થાય છે. એક ભક્ષ્યને માટે બે પશુઓ લઢે તેમ બંને જણા લઢી પરવારે છે. પતિની ઉદારતા ને નબળાઇ એટલી વધી પડે છે કે પત્નીને પ્રતિસ્પર્ધીના હાથમાં સોંપતાં એને સંકોચ થતો નથી. પ્રણયીની અંતરવેદના ને નિઃસ્વાર્થતા એટલી બધી છે કે જે નામને એ પૂજવાનો દાવો કરે છે તેને ધુળમાં રગદોળતાં એને શરમ નથી આવતી.

[ પ્રોફેસરના ગળામાંથી દુઃખનો આર્તસ્વર નીકળે છે. રમેશ દયામણે મુખે માલતી તરફ જોઇ રહે છે. માલતી તિરસ્કારથી ડારતી હોય તેમ ]

એકનું સ્વાર્થી અંતર એટલું ઘવાયું કે એની માલીકીની વસ્તુને બીજો ચાહી કેમ શકે? ને તે ગર્વને સંતોષવા ખાતર ઉદારતા દાખવી બજારની કોઇ ચીજનું દાન કરે તેમ પત્નીનું દાન કરવા બેઠો. બીજાનું સ્વમાન એટલું નાસી ગયું કે જે મિત્રે એને આશ્રય આપ્યો તેની પાસે એની પત્નીના પ્રેમની ભીખ માંગતી વખતે પણ તે પાછું આવ્યું નહીં.

નંદનપ્રસાદ-રમેશ

ઓ માલતી ?

[ પ્રોફેસરનું સ્વાસ્થ્ય જતું રહે છે. રમેશના મુખ પર વેદના ને આત્મતિરસ્કારનાં ચિન્હો સ્પષ્ટ દેખાય છે. પ્રોફેસર માલતી પાસે આવવા માંડે છે. ]

માલતી

ત્યાંજ ઉભા રહો. મારી પાસે આવવાનો હકક તો તમે કયાર-નોએ મુકી દીધો છે. [ ખેદથી ] શા વાંકે હું તમારી આવી સજાને પાત્ર થઇ? કારણકે હું માણસ મટીને પથ્થર નહોતી થઇ ને બાળ-પણના એક સ્નેહીનો ભાવ ને આદરપૂર્વક મેં સત્કાર કર્યો. [ રમેશ તરફ ] શા હકકે તમે મારો સંસાર ભાંગ્યો? કારણ કે પ્રણયીને તો એ હક્ક પુછવોજ નથી પડતો. જે પાત્ર તમારું ન રહે તેને તોડી નાંખતાં તમને પાપ નહીં લાગ્યું. તમે બંનેએ મારે કયી સ્થિતિમાં જીવવું એનો નિર્ણય કર્યો. વાંધો માત્ર એટલોજ છે કે તમારી યોજેલી યોજના કોઇ નિર્જીવ પદાર્થ પાસે નહોતી સ્વીકારાવવાની.

[એની આંખમાંથી ક્રોધનાં આંસુ ટપકે છે. એની પાસે આવ-વાની કે એને શાંત કરવાની કોઇની હીંમત થતી નથી. થોડી વારે

આંસુ લુછીને પ્રોફેસરને] તમને તો મારી જરુર છેજ નહીં [ રમેશને ] તમે મને સાથે લઇ જશો? શું કરશો લઇ જઇને? કેમ રાખશો?

રમેશ.

મારા જીવમાં જીવ હશે ત્યાં સુધી તારા એક રોમને પણ ઇજા નહીં આવવા દઉં. તું ક્રૂર ન થાય, માલતી! તો દુનીઆ એટલી વિશાલ છે કે તને ને મને બંનેને એ સમાવશે. હું તારું રક્ષણ કરીશ; ને તને જગતના વાવાઝોડાથી બચાવી શકું એટલું બલ મારા બાહુમાં છે.

[ માલતી ઉભી થાય છે અને રમેશ તરફ ફરે છે. પ્રોફેસર એક હૃદયભેદક ચીસ પાડે છે. માલતી તેની પાસે દોડી જાય છે ને પ્રોફે-સરના ઝુલતા માથાને શરીર પર ટેકવે છે. એનો તિરસ્કાર ને ક્રોધ બંને જતાં રહે છે. ધીમા શોકભર્યા અવાજે. ]

માલતી

રમેશ! ઉપકાર થયો, તમારા સ્નેહ ને સંરક્ષણને માટે. પણ સંરક્ષણ લેવા કરતાં મને સંરક્ષણ આપવું વધારે ગમે છે. તમે મારા વિના આટલાં વર્ષ જીવ્યા એટલે તેમ જીવતાં હવે અઘરું નહીં લાગે. પ્રોફેસર મારા વિના રહ્યા નથી ને હું જાઉં તો આ પલે એ મરી જાય. [ પ્રોફેસરના માથાને મૃદુતાથી પંપાળે છે, ને બાળકની માફક હૃદય સરસું લઇ દાબે છે. ] પ્રોફેસર! રહું કે?

[ પ્રોફેસરની આંખમાં તે ઉંડું જુએ છે. પ્રોફેસર એનું માથું પકડી કચડી નાંખે એટલા જોરથી ખેંચે છે. ]

[ રમેશના મુખ પર ગાંડપણ દેખાય છે. માલતી ઉંચું જુએ તે પહેલાં તો તે અદૃશ્ય થઇ જાય છે. થોડી વારે દૂરથી ખોખરો ને ભયાનક હસવાનો અવાજ આવે છે. અંધારી રાત્રિનો અંધકાર એને ગળી ગયો હોય તેમ ફરી કદી તે દેખાતો નથી.



( ૩૦ )

## પાંચ પત્રો-એક વાર્તા.

૧

તરલિકા ! તું મને લખે છે કે હું તને કાગળ કેમ નથી લખતી ? તને હું કાગળ શું લખું ? દરરોજ હું ખાઉં છું, પીઉં છું અને ઉંઘું છું તેનો હેવાલ લખું કે સવારથી માંડી સાંજ સુધીમાં હું કેટલી વાર હાથ ધોઉં છું તે લખું ? મારી જીંદગી હમણાં એવી એકસરખી જાય છે કે એમાંથી તને શું લખું ?

આપણે સાથે રહેતાં ત્યાં સુધીની તો તું મારી વાત જાણે છે. તું મોટી છે અને હું નાની છું તો પણ મારું દરેક સ્વપ્ન તેં ધીરજ પૂર્વક સાંભળ્યું છે. નીશાળના બગીચામાં ફરતાં ફરતાં આપણે કેટલી વાત કરતાં ? સુંદર અને હોંસીલા પતિમાં તારાં બધાં સ્વપ્નો પુરાં થતાં. તને સાથે લઇ બગીચામાં ફરવા જાય, ચાંદની રાતે અગાશીમાં તને લઇ હીંદોળે ઝુલે, જમતાં જમતાં સામા મુખવાસ આપે અને ચાર માણસમાં માગ મુકાવે એવો પતિ મળે તો તારા બધા કોડ પુરા થાય એમ તને લાગતું. એવાં સ્વપ્નાં જોતી ત્યારે તું કેવી મીઠી લાગતી ?

તું જાણે છે કે મારું મન એવાં સ્વપ્નામાં રાચતું નહીં. મુખેથી મને એના હૃદયની રાણી કહે, છતાં એનાં નાનાં કાર્યોમાંએ મારા અભિપ્રાયની ઓછી કીંમત ગણતો હોય એવો વર મારે શા કામનો ? એના આદર્શોમાં મારો ભાગ ન ગણતો હોય કે મારા આદર્શોમાં જેને શ્રદ્ધા ન હોય એવો વર પણ મારે શા કામનો ? દેવી કહીને દાસી ગણનારાજ વર તો મળે છે. જેને મારે ચહાવોજ પડે કે જે મને વડું ગણીને નીભાવી લે તેની સાથે રહેવું કેમ સહન થાય ?

આવું આવું હું તને કહેતી ત્યારે તું મને ગાંડી કહીને હસતી

અને તોએ તું મારા પર વહાલ રાખતી. વયમાં આવતાં આ બધા વિચારો વીસરાઇ જશે એવું તને નહોતું લાગતું ?

પણ હજુએ બધા વિચારો ગયા નથી. એને કાઢનારો પણ કોઇ મળ્યો નથી. મારી દેખીતી શાંતિમાં અત્યારે હું શા વિચારો કરું છું તે કહું ?

તરલિકા ! સાધારણ સ્ત્રીઓની માફક મને પરણીને નીરાંત થાય તેમ નથી. અભિમાન લાગે તો માફ કરજે, પણ હું તો રાણી થવાનેજ સરજાએલી છું. કોઇને સુખ આપવું અને નમ્રતા દાખવવી એ મારો સ્વભાવ નથી. હું વીરની વિજયમાળા નથી થઇ શકતી. સ્વયંભૂ વીરતા એજ મારો સ્વભાવ છે. મારી શક્તિઓનું સામર્થ્ય ઉભરાઇ જાય તો એ જ્યાં ઢળે ત્યાં લોકોને ભલે સુખી કરે. સાસરીઆમાં સમાવું અને ઘુંઘટમાં ઘેરાઇ રહેવું જો વિધિએ મારા ભાવિમાં લખ્યું હશે તો એ લેખ મિથ્યા થવાની ખાત્રી એને ક્યારનીએ થઇ ગઇ હશે. હું તો લોકોને દોરનારી અને જગતને જીતનારી થઇશ. મારો પ્રાણસખા આવશે તો સાંબેલા અને ખાંડણીની વિધિ દ્વારા નહીં આવે. મારા સિંહાસન પર ચઢે એવો વીર મારી દૃષ્ટિના દ્વારમાં થઇ આવશે અને બીરાજશે.

મારા મનોરાજ્યની વિશાલતા હમણાં વધતી જાય છે. મારા સ્વપ્નો પણ તેટલાંજ વિવિધતાભર્યાં થતાં જાય છે. કલાની દેવીઓએ ત્યાં વાસ માંડયા છે અને સરસ્વતીનાં સ્તોત્રો ત્યાં સદા ગવાય છે. કિન્નરકંઠી આશાનાં બીન ત્યાં અહોરાત્ર વાગે છે અને ગરુડની પાંખોના ફફડાટ ત્યાં સદા સંભળાય છે. મારા સુંદર સિંહાસન પરથી જગત પર ગૌરવભરી નજર હું નાંખી શકું છું. સર્વ વસ્તુઓ ત્યાં વિશાલ છે. ત્યાં નાનાં સુખો કે નાની ભાવનાઓને સ્થાન નથી.

તરલિકા ! બહેન ! તું મને પરણવાની સલાહ આપે છે. હું પરણીને શું કરું તે તું મને કહેશે ? અત્યારે તો મેં કલાને-જીવનને

ને જગતને ભરી નાંખે એવી કલાને મારી જાત સમર્પિત કરી છે. મારાં હમણાંનાં ચિત્રો તેં જોયાં નથી. મારો આત્મા એમાં નવનવે રુપે પ્રકટ થતો હું જોઉં છું. મોઝીઝને જોતાં માઇકલ એંજેલો ભાન ભુલ્યો હતો. મારાં ચિત્રો જોઇ હુંએ તેમાં તદ્રૂપ થઇ રહું છું. મારી એ તદ્રૂપતામાં વિઘ્ન નાંખનાર કોઇને આણવાની શી જરુર? મારી કલા જેને વરશે અને મારો આત્મા જેને ઓળખશે તે ભલે મારા પરનો એનો હક્ક સિદ્ધ કરતો આવે. પણ અત્યારે હું પરણીને શું કરું?

પણ છતાંએ તારી સલાહમાં રહેલું સત્ય હું વિસરી જતી નથી. કોઇ વખતે કૈંક અસ્પષ્ટ ઇચ્છાઓથી મારું હૃદય ગુંગળાઇ જાય છે. મારા હૃદયના સર્વ ભાવોને કલામાં અવતારવા હું સદા પ્રયત્ન કરું છું, પણ આ ઇચ્છાઓના આકારો એટલા અસ્પષ્ટ હોય છે કે તે પકડાતા નથી. તેમના રુપને હું એમ ને એમ નીરખું તો નીરખાય છે. કલાના સહચારમાં જોવા જાઉં તો દૃષ્ટિ માંડયા પહેલાં તો એ પીગળી જાય છે. પણ સદ્‌ભાગ્યે એમનાં દર્શન વારંવાર થતાં નથી અને એમની ગુંચવતી હાજરીમાંથી કલા મને હાથ ઝાલી બીજા પ્રદેશમાં દોરી જાય છે.

મને ખબર છે કે આ બધામાં તને કૈં રસ પડવાનો નથી, પણ મને તો એ કહેવાથી નીરાંત થાય છે. મારી કલા મને સમજે છે, પણ સફલતાથી પ્રતિબિંબ ઝીલી શકતી નથી. મારી ઇચ્છાઓ અને મહત્ત્વાકાંક્ષાઓએ હવે મારા મૌનની સામે બંડ ઉઠાવ્યું છે. એમને બહાર આવવું છે. એમને મૂર્ત સ્વરૂપ લેવું છે. એમને પોતાનાજ પડઘા ઝીલવા છે. તારા પર એ બધાનો સામટો હલ્લો આવે તો ગભરાતી નહીં.

તારાં માતુશ્રીને મારા પ્રણામ. તારા પ્રાણનાથને (એજ શબ્દ તું વાપરે છે ને?) મારા વંદન. આવતા ચિત્રપ્રદર્શનને માટે તૈઆરી કરું છું.

ફરી અર્ચીત્યો હલ્લો લઇ

આવું ત્યાં સુધી તારી

માલવિકા

૨

પ્રિય તરલિકા!

ઘણે દહાડે તારી સાથે ફરી વાતો કરવાનું મન થયું છે. મારે તને કંઈ ઘણું કહેવાનું નથી. માત્ર ત્રણ શબ્દોમાં મારું બધું કહેવાનું સમાઈ રહે તેમ છે. "હું પ્રેમમાં પડી છું." ગઈ વખતે મેં તને પત્ર લખેલો ત્યારે તારી પરણવાની સલાહ મારે ગળે બહુ ઉતરી ન હતી. પૃથ્વીના પડ પર મારો હૃદયનાથ થવાને કોઈ સરજાયો છે કે નહીં તેની પણ મને તો તે દિવસે શંકા હતી. મારી કલાને મારા હૃદયનાથની જગ્યાએ મેં સ્થાપી હતી, પણ હવે તો તે આવ્યો અને માલીકીના હક્કથી મારી રજાની વાટ જોયા વિના તે એના સ્થાને જઈને બેઠો છે.

ઓ તરલિકા! પ્રેમમાં પડવું એ એટલું મીઠું લાગે છે કે એ સુખની સાથે બીજા કોઈને સરખાવી શકાય એમ મને લાગતું નથી. વર્ષોના વર્ષો મેં મારી લાગણીઓનો સંચય કર્યો. મારી ભાવનાઓને કલા દ્વારા મૂર્ત કરવા પ્રયત્ન કર્યો. કલા-દેવીને અવતારવાનો મેં મનોરથ સેવ્યો. "મારે વળી પ્રેમ કેવો ને પરણવું શું?" મેં ધાર્યું. પ્રેમને નામે ચાલતો સામાન્ય જનોના ઘરસંસાર જેવો સંસાર માંડવા ઉત્સુકતા મને થાય નહીં ને મને શોભે પણ નહીં.

બધી છોકરીઓની માફક હું પંદર વર્ષે પરણી ગઈ હોત તો ઘરડાં કહે છે તેમ અત્યારે હું ચાર છોકરાંની માતા થઈ હોત ને મારા સ્વામીનાથનું ઘર પડદા અને રૂમાલો ગુંથીને શોભાવ્યું હોત; તોર-ણોની હારમાલાઓથી ચમકાવ્યું હોત ને છોકરાંની કીકીઆરીઓથી ગજાવી મુક્યું હોત. સૃષ્ટિને શું શું નુકસાન થયું તે કોઈ કહેશે?

પણ મને તેનો શોક થતો નથી. અત્યાર પહેલાં ઘર માંડવાના કોડ મને કદી થયા નથી. ચાર દીવાલોની અંદરજ બધું સુખ પુરાઈ

રહ્યું હોય એવું માનનારાઓને હું હસતી. એક નાના ખુણામાં સૃષ્ટિનો આનંદ કેમ સમાતો હશે?

પણ આજ મને કોઇ પુછે તો એક નાના ઘરના બદલામાં સૃષ્ટિનું સામ્રાજ્ય આપી દેવા હું તત્પર છું. દ્રવ્યમાં હું પોષાયલી છું, કીર્તિ મારે બારણે સદા ફેરા મારે છે. મૈત્રી જેવી મોંઘી વસ્તુ મને સદાએ સહેલાઇથી જડી છે. કલા મારે આંગણે અને મારા અંતરમાં વસે છે. મારે કશાની ખોટ નથી અને છતાંએ એ સૌએ હવે તો ઉણું ઉણું લાગે છે. મારો હૃદયનાથ ન હોય તો આ બધું મારે શા કામનું?

તરલિકા! તેં મને એક વાર પરણવાની સલાહ આપી હતી તે યાદ છે? મારે મન ત્યારે તેની અગત્ય વસી ન હતી, પણ "મારો આત્મા જેને ઓળખે તે તેનો હક્ક ભલે મારા પર સિદ્ધ કરે." એ મારો જવાબ હતો. મારા આત્માએ હવે એકને ઓળખ્યો છે ને તેને ચરણે નમ્યો છે.

પણ તરલિકા! તું માનશે આ બધું હું કોને માટે લખું છું તે? એક અજાણ્યાને માટે—જેને હું હજુ પુરેપુરો ઓળખતી નથી અથવા જે હજુ મને ઓળખતો નથી એમ કહેવું વધારે યોગ્ય થઇ પડે, કારણ કે મારા આત્માને તો યુગોની ઓળખાણ હોય તેટલો તે પરિચિત લાગે છે.

પણ આત્મા ઓળખે ત્યાં પરવાનગી જોઇએ ખરી? ઘણાને નીહાળ્યા ને ઘણાને ઓળખ્યા પણ મારું અંતર ક્યાંએ નમ્યું નહીં ને મારા આત્માએ કોઇને પીછાન્યો નહીં. પણ આ અજાણ્યા આગળ તો સર્વ દ્વાર એની મેળે ખુલી ગયાં ને ન સગો ન......નં ઓળખીતો એવો એ મારા હૃદયરાજ્યનો માલીક થઇ પડયો છે.

એની આંખમાં જરી કવિતા છે ને એની ગતિમાં જરી ડોલન છે. એના લલાટમાં ચિંતન છે ને એના મુખ પર સત્તા ને શાંતિ છે. એના બીડાયલા ઓષ્ઠમાં દ્રઢતા છે ને દીવાની જ્યોત જેવી એની

સીધી નાસિકા એકાગ્રતાનો ભાસ કરાવે છે. એની કાળી ભમરોમાં ઉગ્રતા સંતાઇ ગઇ છે ને એના કાળા વાળનાં ગુંછળામાં મૃદુતા રમે છે.

પણ તરલિકા! હું એના રૂપ પર મોહી પડી નથી. આ બધું છતાં એને રુપાળો તો નજ કહી શકાય. એ મને ગમે છે, કારણ કે એ મને ગમે છે. એ જેવો છે તેમાંથી એક જરા પણ બદલાય એવો વિચાર સુદ્ધાંએ સહન કરવાને હું તૈઆર નથી. એને જોવા મારી આંખ ફરે છે. એને જોતાં મારૂં અંતર છલકાય છે. લોકો એના તરફ શાંતિ ને બેદરકારીથી કેમ જોઇ શકતા હશે તે મારાથી સમજાતું નથી. સ્વર્ગમાં સ્વયંવર મંડાય તો દેવીઓ આના વિના બીજા કોને વરે?

પણ મેં એને કયાં જોયો તે તો મેં તને કહ્યુંજ નહીં. આ વખતે ઘણા મોટા પાયા પર ચિત્રોનું પ્રદર્શન અહીંઆં થવાનું છે તે તો તને ખબરજ હશે. મારાં પણ કેટલાંક ચિત્રો ત્યાં મુકાવાનાં છે ને તેના કાર્યવાહી મંડલમાંએ મારો ભાગ છે. ગયા રવિવારે ચિત્રોની ગોઠવણુ વખતે હું ત્યાં હાજર હતી ને કેટલાક સભ્યો સાથે એ વિષયમાં કૈંક વાત કરતી હતી ત્યાં અચાનક મેં એને જોયો.

પ્રભાત થતાં પહેલાં ઉષાનાં આગમન થાય ને પક્ષીઓ કીલકીલાટ માંડે તેમ તે દિવસે મારું ચિત્ત કૈં અણકથ્યા ભાવથી પ્રસન્ન થયું હતું ને વૃત્તિઓએ કીલકીલાટ માંડયા હતા. મને લાગ્યું કે કલાદેવીના રથના એ તો પડઘા વાગતા હતા. દર્શન દઇ ઉડી જતી દેવી આજ મને મહેમાનીનો લાભ આપવાની હતી. શો આનંદ! કલાદેવી મારા અંતરમાં પ્રકટે ને આ વ્યવહારુ દુનીઆને હું તેનો સાક્ષાત્કાર કરાવું; મારા સ્વપ્નના વીરોમાં સજીવતા આણું અને સુંદરીઓના લાલિત્યમાં અભિનવતા પુરું: આથી રુડું બીજું શું હોઇ શકે?

પણ ના. એ આગમન મારી દેવીનાં ન હતાં, પણ કલાનાથનાં હતાં. દેવીના દર્શનથી મને આનંદ થાત, આના દર્શનથી મને આનંદસમાધિ લાધી.

એકલાના અંતરમાં કલા કદી ઉતરતી નથી. આત્માના સિંહાસન પર કલા એકલી ચઢવાને સદાએ ના પાડે છે. પુરાતન કલાસ્વામીઓનાં અંતરોમાં એમની પ્રિયતમાઓના આકારોની આસપાસ સૂક્ષ્મ દેહસ્વરુપે કલા વીંટાઇ રહેતી, એજ સ્વરૂપે એ જન્મ લેતી અને એ સ્વરૂપના ધ્યાનમાંજ એમાં સંપૂર્ણતા આવતી. કલા મારામાં સંપૂર્ણ રૂપે પ્રગટતી ન હતી, કારણ કે મારા હૃદયનું સિંહાસન અત્યાર સુધી ખાલી હતું. કલા દર્શન દેવા સદાએ ત્યાં આવતી, પણ નિર્જન હૃદયની એકલતા જોઇ નીસાસો મુકતી ને હું એને રોકું કે વીનવું તે પહેલાં તો એ ઉડી જતી. મારા નાથના આગમને એ ભીતિ ટળી ગઇ છે. એને જોયો ત્યારથી અગણિત રૂપે ને અનેકવાર કલા મારા દ્વારમાં ડોકીઆં કરવા આવે છે, પણ આંખો મીંચી હું તો પેલા એકજ સ્વરૂપનું ધ્યાન ધરું છું.

તરલિકા! બહેન! તું મારું આવું ગાંડપણ જોઇને અકળાતી નહીં. શેષનાગ જેવી સહસ્ર જીવ્હાઓ હોય તોએ એની વાત કરતાં મને થાક ચઢવાનો નથી. હજુ તો હું એને માત્ર ત્રણજ વાર મળી છું, પણ એના મુખ પરનો એકેએક ભાવ ને એની એકેએક ગતિ મારી સ્મરણપોથીમાં છપાઇ ગઇ છે. મારે મન એના જેવો કોઈ સંપૂર્ણ પુરુષ જન્મ્યો નથી; અને જેમાં એ ન હોય તે જગત્ થંડા પડી ગએલા ગ્રહ જેવું ને અંધારુંજ છે. એ ન હોય ત્યાં મારાથી હવે જીવાય જ નહીં.

મોડો કે વહેલો એ હવે મારા ભાગ્યમાં આવવાનો. સૃષ્ટિક્રમ રચાયો ત્યારથીજ અમે એક બીજાનાં અડધીઆં નિર્મિત થયાં છીએ. રાહ જોવી એ હવે અઘરું નથી લાગતું.

તારી હૃદય-તીજોરીમાં મારાં આ રત્નો સાચવી રાખવા મહેરબાની કરજે. તારા પ્રાણનાથની નજરે ન પડે એવો કોઇ પણ ખુણો તારા અંતરમાં બાકી હશે કે કેમ એની મને શંકા છે. પણ કોઇ દિવસ એને આશ્ચર્યચકિત કરવા માટે રાખી મુકેલા વિચિત્ર વસ્તુઓના સંગ્રહસ્થાનમાં તું આને રાખી મુકશે તો ચાલશે. એજ

લી.

તારી માલવિકા.

૩

તરલિકા! વહાલી સખી! મારો છેલ્લો પત્ર વાંચતાં તું કેટલી અકળાઇ ગઇ હશે? તારી માલવિકા સદાનીજ ગાંડી રહી એવું તને નહોતું લાગ્યું? તને શા શા વિતર્કો થયા હશે? "રખેને કોઇ ધૂર્ત માલવિકાના ભોળપણનો લાભ લેતો હશે તો? એનાં દ્રવ્ય અને કીર્તિનો ઉમેદવાર તો કોઇ નહીં આવ્યો હોય? માલવિકાએ કેવી? સમુદ્ર તરી રહીને છેવટે ખાડીમાંજ ડુબવા માંડયું?" તારો પ્રત્યુત્તર આ બધી શંકાઓની ખાત્રી આપતો હતો.

પ્રિયસખી! આ બધી શંકાઓને તારા અંતરમાંથી કાઢી નાંખજે. તારી માલવિકા એના હૃદયરાજને ઓળખવામાં કદી ભુલ નહીં કરે.

તરલિકા! તને છેલ્લો પત્ર લખ્યા પછી તો મારા જીવનમાં ઘણો ફેરફાર થયો છે. એક અજાણ્યાને મળવા કાળ અને અવકાશના આવરણમાં મારો આત્મા તરફડીઆં મારતો હતો. એક જાતના અકથ્ય ગુંગળામણથી મારાથી ગુંગળાઇ જવાતું હતું. આ દુનીઆના વ્યવહાર પ્રમાણે તે પારકો ગણાતો હતો પણ મારી નસેનસમાં તો તેનાજ નામનો પોકાર પડતો હતો. હું એને ઓળખવામાં ભુલ કેમ કરું?

પણ તરુબા! તું બીતી નહીં. મારા અંતરના નાથને હવે તો જગત્ સ્વીકારે એટલા વિધિએ થઇ ગયા છે. એવા વિધિઓની

નહોતી જરુર એને કે નહોતી જરુર મને. પણ અમે બંને એટલાં સુખી છીએ કે જગતને દીલગીર કરવાનું કે એની સાથે રીસાવાનું અમને ગમ્યું નહીં. ગયા સોમવારેજ અમારા વિવાહ મળ્યા.

તરુબા! અત્યારસુધી સુખ એ ઘણી નજીવી વસ્તુ મને લાગતી. સુખી થવું કે સુખ માનવું એ મારે મન નબળાઇનું ચિન્હ હતું. સુખ હતુંજ કયાં? કોણે એને જોયું છે? ઘણું થાય તો માણસ સંતોષ અનુભવે. શી ધૃષ્ટતા! અને હવે મારા રોમેરોમમાં સુખનો ઝણકાર વાગે છે.

પ્રેમ શું તે તો તું જાણે છે. તારી હસતી દગમાંથી ફુટતી પ્રેમની ધારાઓથી તારા નાથને ભીંજવતી મેં તને જોઇ છે. પણ મારો પ્રેમ મને કૈં જુદીજ જાતનો લાગે છે. મારાં નયનો માત્ર જોઇનેજ રાચતાં નથી, પણ મારા દેહાત્માનાં સર્વ પરમાણુઓ એનામાં સમાવા—એનામય થવા તલસે છે. પ્રિયતમનું એક અંગ થઇ રહેવું એ ઘણાં પ્રેમપાત્રોના અંતરની ઉંડી અભિલાષા હોય છે. મારું વ્યક્તિત્વ તો એનામાં અવશેષ મુકયા વિના લુપ્ત થવામાંજ પ્રેમ-મુક્તિ અનુભવે છે. એનાથી જુદો પ્રકાશ હું થઇ શકતી નથી. બે વાટમાંથી બળતી એક અખંડ જ્યોત એજ મારા પ્રેમનું અંતિમ ધ્યેય. અંતિમ શાને કહું? હવે આદિ કે અંત જેવું કૈં રહ્યુંજ નથી.

અમે પરસ્પરને પ્રથમ જોયાં ત્યારથીજ અમારા બંને આત્મા પરસ્પરને સરખાજ વેગથી આકર્ષતા હતા. ગુરુત્વાકર્ષણથી ફરતા ગ્રહોના અંતરમાં ફેર પડે ને પાસે આવે તો તેમનો વિનાશ થાય. આત્માનાં ગુરુત્વાકર્ષણ દૂર વસતા આત્માઓને સાથે લાવી બંનેને પરસ્પરમાં સમાવી દે અને અપૂર્ણતા પુરાઇ અપૂર્વતા આવે. આક-ર્ષણ એક, પણ પ્રકારમાં ભેદ અને છતાંએ મને બીક લાગે છે કે રખેને પેલો નિયમ અહીં તો લાગુ નહીં પડે?

ઓ તરલિકા! આ સુખ મારે મન એટલું અકલ્પ્ય અને અંજાણ્યું લાગે છે કે તે ખરેખર છે કે નહીં તેની હજુ મને ખાત્રી

ચતી નથી. એના ભારથી હું એટલી દબાઈ ગઈ છું કે ચકિત અને ભયભીત હરિણીની માફક અવિશ્વાસથી ચારે તરફ મારી જાતને ને જગતને જોઉં છું અને ખાત્રી કરવા મારા પ્રિયતમના મુખ પર એક અધીરી દૃષ્ટિ નાંખું છું. મારી આ અધીરાઇ મારો રાજ પરખે છે અને મને આશ્વાસન અને ખાત્રી આપવા અનન્ય ભાવભરી મૃદુ દૃષ્ટિ મારા તરફ ફેંકે છે, અને અદ્ભુત કોમળતાથી મારી કરાંગુલિ દ્વારા મારા અંતરમાં ખાત્રીનો સંદેશો મોકલાવે છે. મને સંરક્ષવા એ મારી પડખે જીવનમાં ને મૃત્યુમાં ઉભો રહેશે. અને હું......હું એની. કોની મગદુર છે કે મને એનાથી જુદી પાડે? સાક્ષાત્ યમ-રાજની પણ નહીં.

"હું એને ચાહું છું" એ શબ્દોમાં રહેલો ભાવજ મને ઘણો ઓછો લાગે છે. "હું એને ચાહું છું," "હું એની છું," "હું એનામય છું," "હું ને એ એકજ છીએ:" એ બધાંએ જુદાં જુદાં પણ અપૂર્ણ વાક્યોજ છે. એમાંથી એક પણ વાક્ય અથવા એ સર્વ વાક્યોનો સમગ્ર અર્થ મારા પ્રેમનો પુરો અર્થ બતાવી શકે એમ નથી. ભાષાની કેટલી અપૂર્ણતા છે? પણ એ અપૂર્ણતા તો ભાષાના ઉત્પાદકોમાંથી આવી છે. પ્રેમની સંપૂર્ણતાનો જો મેં સાક્ષાત્કાર નહીં કર્યો હોત તો તે વિશ્વમાં વ્યાપી રહેલી મહાશક્તિને પણ હું અપૂર્ણજ કહેત. પણ પ્રેમતત્વમાં સંપૂર્ણતા સરજીનેજ એણે પોતાની સંપૂર્ણતાને સાર્થક કરી છે.

ધર્મ જે વસ્તુ પરાણે શીખવે છે તે પ્રેમને સહજ હોય છે. આત્મસમર્પણ ને ભક્તિ શીખવતાં ધર્મ કોઇકજ વાર સફળ થાય છે. પ્રેમને તે સ્વયંસિદ્ધ હોય છે. ક્યા સદ્ગુણો ને કઇ જાતનાં સ્વાર્પણોમાં પ્રેમી પાછો હઠયો છે? પ્રેમીજનને જગતની વાસના આપોઆપજ નથી છુટતી શું! પ્રેમભાવથી ઘવાયલાની હીંમત પરાક્રમી-ના બલ કરતાં વધારે હોય છે. જેટલાં સાહસો પ્રેમે કરાવ્યાં છે

ને જેટલાં અનુયાયીઓ પ્રણયપંથને મળ્યાં છે તેટલાં કયો ધર્મ અને કયો ગુરુ મેળવવાને શક્તિમાન્ થઇ શક્યો હશે ?

તરલિકા ! હું ગાંડી નથી ને મારા મગજના તંતુઓ સર્વ ઠેકાણે છે. અતિસ્વતંત્રતાનું આ પરિણામ હોય એમ પણ નથી. પણ હું કોઇ પણ વસ્તુને અધુરી કે અર્ધી લઇ શકતીજ નથી. કલા એજ માત્ર જ્યારે મારું ધ્યેય હતું ત્યારે મારા પ્રત્યેક બિંદુમાં કલાનાજ આકારો ઘડાતા હતા, ને પ્રેમમય મારો આત્મા થયો ત્યારેએ એક સર્વોપરિ ભાવથીજ હું ઓતપ્રોત થઇ રહી છું. કલામય જીવન અદ્દભુત હતું. પ્રેમમય જીવન અપૂર્વ છે. કલાને પામવી ને પકડવી પડતી, પ્રેમ મનેજ પકડી રાખે છે. કલાનાં ઉડ્ડયનો હું સાશ્ચર્ય નિરખતી, પ્રેમ તો હું કલ્પું નહીં તેટલી ઉંચાઇએ મને લઇ જાય છે ને મારી દૃષ્ટિમર્યાદાના નવા પ્રદેશો ઉઘાડે છે. આ પ્રેમના સામ્રાજ્યમાં અનુકંપા અને કરુણા સહજ છે. બુદ્ધ ભગવાનનાં વિશ્વપ્રેમ ને કરુણા જગત્ વખાણે છે, પણ એનું મૂલ યશોધરાના ધબકતા હૃદયમાં હતું એવું કોણ જાણે છે ? કોણ કહી શકે કે જ્યારે એમણે વ્યાધિ, જરા અને મૃત્યુ જોયાં ત્યારે એમાંથી સૌથી પ્રથમ વહાલી યશોધરાને ઉગારવાનેજ એમનો વિશ્વપ્રેમ નહીં પ્રેરાયો હોય ? પયગંબરોની હૃદયગુહાઓનાં તલ તપાસતાં મહાયત્નપૂર્વક સાચવેલું એકાદ મુખ નહીંજ જડે એની ખાત્રી કોઇ આપી શકે તેમ છે ? મહાનુભાવોનાં હૃદયો ઉંડાં ને પ્રેમ તો તેથીએ ઉંડો. એમનાં કાર્યોને પ્રેરનારી ને એમના ચિત્તને દોરનારી એકજ શક્તિના આધારે એમનું સામર્થ્ય રચાય છે. શ્રીકૃષ્ણ માફક મારીએ શક્તિ હોત તો આ જગત્ ભરી ભરી વ્યાપેલા પ્રેમનાં દિવ્યદર્શન તને જરુર કરાવત.

સત્ય કરતાંએ પ્રેમ વધારે સનાતન છે. સનાતન સત્યો કહેવાય છે તેનાં મૂલ સ્વરૂપ એનાં એ છે એમ મનાવી તેનાએ છાયાભેદ તો કરવા પડે છે. પણ પ્રેમતત્ત્વ એ એકજ એવું છે કે દરેક કાલ અને દરેક લોકમાં એકજ સરખું રહે છે. આરંભ, અંત કે મધ્યમાં એ

રસ બદલાતો નથી. જનતાનો સ્થિતિભેદ એને અસર કરતો નથી. એ પૃથ્વીપાલ નરેશ કે દરિદ્ર ભિક્ષુકના હૃદયમાં એકજ રૂપે પ્રકાશે છે. પ્રેમ સ્વતંત્ર છે, છતાં બંધાએલોએ છે. એ એક પણ છે ને અનંત પણ છે. પરમેશ્વરથી વધારે નહીં તો તેના જેટલાં વિશેષણો તો જરુર એને લાગે.

તરલિકા! મારા આ પુરાણથી તું કંટાળતી નહીં. ઓ વહાલી! મારા હૃદયનો ભાવ તને કયા શબ્દોમાં દર્શાવું? દરેક શબ્દ કહ્યા પછી મારે છેલ્લો શબ્દ કહેવાનો તો બાકી રહીજ જાય છે. પણ હવે તો તારી ધીરજ ખુટશે એવી મને બીક લાગે છે. મારા આ પત્રનો અપચો દૂર થાય ત્યાં સુધી હાલ તો રામ રામ.

લી. તારી,

**માલવિકા.**

૪

**પ્રિય તરલિકા !**

તને પત્ર લખ્યે કે ઘણો ઘણો વખત થયો ને એટલા વખતમાં તો મારા સુખની સીમાઓ પૃથ્વીના છેડાનીએ પેલી પાર પહોંચી ગઇ છે. હું અનંતમાં ડુબી છું ને સમયનાં સાંકડાં બંધનો તો મેં ક્યારના-એ તોડી નાંખ્યાં છે. તને કેટલા વખતે પત્ર લખું છું તે યાદ કરતાંએ મને મહેનત પડે છે. એ વિસ્મૃતિમાંથી આજે હું ઝબકીને જાગું છું, કારણ કે મારો આત્મારામ કેં કારણસર આજે વિદેશ સીધાવ્યો છે. એક સપ્તાહ જેટલો લાંબો કાલ મારે એના વિના વીતાવવાનો છે. નિસ્તેજ દિશાઓ ને સુના જગતને ભુલવા આ એક ઉપાય શોધી કાઢ્યો છે.

તરલિકા! હું તને ભુલી ગઇ છું એવો આક્ષેપ તું કરતી નહીં. મારી નવરાશની પહેલી ક્ષણમાં મને તારોજ વિચાર સૌથી પહેલો

આવ્યો. મારા હૃદયરસના ભરેલા મેઘ હું સદા તારા પરજ ઢાલવું છું. તરુબા! તને બીજી શી ખાત્રી આપું?

તને ન લખવાનું કારણ તો એટલુંજ કે મારા ઢંગધડા વગરના પત્રોમાં તને રસ પડશે કે કેમ એની મને જરા શંકા હતી. તારી માફક આખા ગામની નવાજુની હું લખી શકતી નથી. સાધારણ રીતે મને એવી વાતોની ખબરજ હોતી નથી. અને મારી પોતાનીજ વાતોમાં તો મને કહેતાં રસ આવે એટલો તને સાંભળતાં આવશે?

પણ તું મને ખાત્રી આપે છે અને પત્ર લખવામાં મારું આળસ તને સાલે છે એમ તું કહે છે એટલે મને લખતાંએ હવે તો હીંમત આવી છે.

તરલિકા! તારી વાત ઘણી વાર હું મારા રસરાજ સાથે કરું છું. રસરાજ એ મારુંજ પાડેલું નામ છે. એવાં એવાં તો મેં એનાં ઘણાંએક નામો પાડયાં છે. ને દરેક વખતે મારા એક એક નામના બદલામાં એ મને શું આપે છે એ તું કલ્પી શકે છે? પણ એ તો ઘણું ખાનગી છે. તું કલ્પે તો તને એક પૈસો ઇનામ!

પણ મારી મુળ વાત તો હું ભુલી ગઇ. ઘણી વખત હું તારી વાત રસરાજ સાથે કરું છું. આપણાં બાલપણનાં તોફાનો સાંભળતાં એને ઘણો જ રસ પડે છે. પરસ્પરના જીવનની નાનામાં નાની વાતોએ કોણ જાણે કેટલીવાર અમે કરી ચુકયાં, પણ છતાંએ દર વખતે એ તદ્દન નવી જ વાત હોય એટલી આતુરતાથી સાંભળવાનું મન થાય છે. નજીવી નાનામાં નાની ચીજ પણ આટલી બધી અગત્યની ગણાતી હશે એનો અનુભવ તો હું હમણાંજ કરી શકું છું. મારે માટે ફુલ ચુટતાં કાંટાથી એનો હાથ ઘવાય એ મને જેટલું ભયંકર લાગે છે તેટલો આ યુદ્ધમાં મરતા યોદ્ધાઓના ઘાવનો વિચાર મને કંપાવતો નથી. અને બગીચામાં ફરતાં રખેને ભુલમાં વચ્ચે રહી ગએલો કોઇ

કંકર મારાં ચરણમાં પૂજા કરે કે સૂર્યનું ભુલું પડેલું કિરણ મને તપાવે એ ફીકર મારા નટનાગરને થતી હશે એની આગળ પ્રભુની આ દુનીઆનાં દુઃખો દૂર કરવાની ચિંતા વીસાત વગરની છે. પણ વળી મેં બીજું નામ તને કહી દીધું ખરું ?

ઓ તરલિકા! તું હસતી નહીં. બીજીજ પળે અમે પણ આ બધામાં રહેલી ગાંડાઇ જોઇ શકીએ છીએ. પણ છતાંએ તે પળમાં તો મહાભયમાં હોઇએ તેમ એવી ગાડાઇ કર્યા વિના રહેવાતું નથી. અને છતાંએ વખત આવે તો પ્રત્યક્ષ યમસદનમાંએ પરસ્પરને માટે જતાં એક વિપળનો વિચાર કરવા અમે થોભવાનાં નથી.

તરલિકા! અમે ઘણાંઘણાં આદર્શો સાથે રચ્યા છે ને ઘણાંઘણાં સ્વપ્નાં સાથે જોયાં છે. અમારા બધા આદર્શોનો એક અંશ પણ આ જગતમાં ઉતારાય તો તરલિકા! સ્વર્ગ અહીંઆંથી બીજે શોધવા જવું પડે એમ મને લાગતું નથી. એવું સુંદર! એવું ભવ્ય! હું એનો વિચાર કરું છું ત્યારે મને પણ ખાત્રી થતી નથી કે આ સત્ય છે કે સ્વપ્ન. આ જો સ્વપ્નજ હોય તો તરુબા! તારી માલવિકાથી આમાંથી જાગતાં જીવાવાનું નથી.

હું એના વિનાની હોઇ શકું એ વિચારજ કેટલો અસ્વાભાવિક લાગે છે ? આ એકજ દિવસમાં એ અહીંઆં નથી તેટલામાંએ સૂર્યમાંથી પ્રકાશ ઓછો થયો હોય કે નિર્જન સ્થાનમાં હું વસતી હોઉં એવુંજ કૈં લાગ્યાં કરે છે. હાય હાય! મારા જીવનમાં એ ન હોય તો ? એ વિચારજ ભયંકર છે. પણ ના, જે દિવસે એ મારા જીવનમાં નહીં હોય ત્યારે મારામાં જીવનજ નહીં હોય.

વહાલી તરલિકા! મને વાત બદલવા દે. કોણ જાણે કેમ આ અશુભ વિચારે મારી છાતી બેસી જાય છે. મારો રાજ મારો ના હોય એવું બનેજ કેમ ? ના ના. હું એવો વિચારજ નહીં કરું.

તને ખબર છે તરલિકા! એ મને શું કહે છે તે ? એણે મારાં

કેટકેટલાં તો નામ પાડયાં છે. પણ હું તને કહી શાને દઉં ? તું અહીંઆં સાંભળવા આવે તો કેવું ? સાદાં નામો અને જુનાં વિશેષણોએ એના મુખમાંથી બહાર પડતાં કૈં નવો જ ચમત્કાર ધારણ કરે છે. કાનુડાની વેણુના નાદે ગોપીઓ ઘેલી થતી ને આની શબ્દમોરલી-ના તાને મારો આત્મા રમણે ચઢે છે. આટલી વાર એના વિના હું જીવીજ કેમ શકી તેજ હવે તો મને આશ્ચર્ય લાગે છે.

મારી ચિત્રશાલા હમણાં તો એનાંજ ચિત્રોથી ભરાઇ છે. એને નવનવી રીતે ચીતરતાં એનામાં હું નવનવી સુંદરતા જોઉં છું. હું એના અંતરના ખુણેખુણાથી પરિચિત છું એમ માનું છું, છતાંએ દર દહાડે એનામાં કૈં નવીનવી શોધ હું કર્યે જ જાઉં છું. ઓ તરલિકા ! આવો અપૂર્વ એ મારાજ ભાગ્યમાં ક્યાંથી જડાયો હશે ?

તરલિકા ! તને કદાચ ભય લાગશે કે વધારે પરિચય થતાં આ હવાઇ કીલ્લાઓ બધા તુટી પડશે. તરલિકા ! અમે એકબીજાની અપૂર્ણતાઓ જાણતાં નથી એમ નહીં, પણ એ અપૂર્ણતાને ખાતર તો એ મને વધારે પ્રિય છે. ને મૂર્તિમાન્ અપૂર્ણતા જેવી હું, એને લઇને એને શોક થતો નથી. કોઇ વાર તો મને મારી નિર્બલતાઓએ ગમે છે, કારણકે તેથી એના આધારની મારે વધારે જરુર પડે છે. એ મને દોરે ને બચાવે એનાંથી બીજું શું મહાભાગ્ય હોઇ શકે ? ને એની અપૂર્ણતાઓને હું સમાવી શકું એથી સ્ત્રીહૃદયને બીજો કયો વધારે લહાવો જોઇએ ? જગત્ એની સંપૂર્ણતા પર ભલે રાચે. મારે મન તો એની અપૂર્ણતા વધારે કીંમતી છે.

તરલિકા ! હવે તો મને થાક લાગ્યો છે ને પેલો શઠ ચંદ્રમા ચોરની માફક છાનોમાનો આવીને પાછળથી હું લખું છું તે વાંચી જાય છે, ને હજુ મારા રાજને પત્ર લખવાનો તો બાકીજ છે.

તરલિકા ! તું ને તારા પ્રાણનાથ થોડા દિવસ અહીં નહીં આવી જાઓ ? મારાં લગ્ન મારા રાજ આવશે પછી આવતી પૂર્ણિમા-

એ થશે. વહાલી સખી! તારા વિના મારા સુખમાં ભાગ કોણ પડાવશે?

તારી બે માસની નાની લેખા કેમ છે? મને એને જોવાનું ઘણું જ મન છે. તું બધાંને લઇને જરુર જરુર આવજે. તારાં માતુશ્રીને પ્રણામ.

તને મળવાને આતુર
માલવિકા.

ચાર દિવસ પછી માલવિકાની ચિત્રશાલાની મદદનીશ તરફથી આ પત્ર તરલિકાને મળ્યો હતોઃ—

**સૌ. તરલિકા બહેનની સેવામાં,**

માલવિકા બહેનના વિવાહિત પતિ શ્રીયુત્ મકરંદનું અવસાન પ્રવાસમાં કૈં અકસ્માત નડવાથી થયું છે. માલવિકા બહેનની શુદ્ધિ આ ખબર સાંભળતાં જતી રહી છે, અને એમની સ્થિતિ ભયંકર છે. બને તો તરત આવો.

લી.
સુધા.

આ પત્ર વાંચતાં તરલિકાએ માલવિકા પાસે તરત જવાની તૈયારી કરી, પણ એની નાની પુત્રી માંદી હોવાથી એને જતાં એક દિવસનો વિલંબ થયો, અને એ ત્યાં પહોંચે તે પહેલાં તો માલવિકાએ પ્રાણત્યાગ કર્યો. મરતા પહેલાંનો એનો તરલિકા ઉપર લખેલો પત્ર નીચે આપવામાં આવે છે.

૫

તરલિકા! અંધારા ભવરણમાં ભટકતી તારી માલવિકાને જો! એનું ભાગ્ય ફુટી ગયું! એના નસીબે તાળાં દેવાયાં! એનો રાજ, એનો પ્રાણસમો મકરંદ—આ જગત્ છોડીને ચાલી ગયો અને આ કારમા જંગલમાં એને એકલી મુકી ગયો.

એ ગયો ત્યારે ન જવાને મેં એને કેટકેટલું વીનવ્યો હતો, પણ મને ભોળીને તરત પાછા આવવાનું મનાવીને એ ગયો. જતાં જતાં એની દૃષ્ટિ છેક સુધી મારામાં પરોવાઇ રહી હતી. હાય હાય! એ દૃષ્ટિ ને એ મુખ ફરી ક્યારે દેખાશે?

તરલિકા! સૃષ્ટિ આખીએ ભલે જીવ્યા કરે પણ મારે મન તો એ મરી ગઇ. શા સારુ આ સૃષ્ટિમાં મારે વસવું જોઇએ? હું કોઇને અહીં ઓળખતી નથી. તનેએ નહીં. તું કોણ? હું તરલિકાને લખું છું, પણ તરલિકા કોણ છે?

ના ના. હું તને ઓળખું છું. તરલિકા! બ્હેન! મને માફ કરજે. વિસ્મૃતિનાં વાદળ મને વીંટળાઇ વળતાં હોય એમ લાગે છે. મને કૈં સુજતું નથી. કોઇ કહે છે તે મારાથી સમજાતુંએ નથી. હું માત્ર એકજ ધ્વનિ સાંભળ્યા કરું છું!—"માલવિકા માલવિકા!" તરલિકા! મને મારો રાજ બોલાવે છે. જો! પાછો એ સુર આવ્યો. "ઓ નાથ! આવી."

ઓ તરલિકા! આ પડદો હું કેમ ચીરું? મારાથી અહીંઆં રહેવાતું નથી ને ત્યાં જવાતું નથી. મેં કદી પરલોક માન્યો નથી, પણ આ ક્ષણે તો પરલોક માનવામાં જે સુખ મળે છે તે બીજામાં નથી. એથી મારા નાથને મળવાની આશા હું રાખી શકું છું. યમરાજ એટલો ક્રૂર થશે કે મને એની પાસે નહીં લઇ જાય? એના મંદીરનાં પગથીઆં લોહીનાં આંસુએ હું ભીંજાવીશ. મારા રાજથી દૂર મને એ કેમ રાખી શકે?

મારાથી આ નથી સહેવાતું. હાય હાય! નથી સહેવાતું! નથી મારાથી જીવાતું કે નથી મરાતું! જીવન જતું રહ્યું છે ને મૃત્યુ મારી મશ્કરી કરતું હોય એમ આવતાં વાર લગાડે છે. મારા વિના મારો રાજ ત્યાં ઘડીઓ ગણતો હશે. મરતાં મરતાંએ મારું નામ છેલ્લે સુધી એણે વિસાર્યું નથી. ને હું અહીં મૂઢ—જડ—જેવી એમ ને એમ બેસી રહી છું. મારા પર અહીંઆં ચોકીપહેરા મુકાયા છે. નથી કોઇ

ઉડવા દેતું કે નથી કોઇ એની છબીનેએ જોવા દેતું. "ઓ વહાલુડારે! આ જુલમમાંથી કેમ મને તું છોડાવતો નથી?"

"રાજ! તને આ શું સુઝ્યું? ક્યાં ગયાં આપણાં સ્વપ્નાં ને ક્યાં ગઇ આપણી આશાઓ? તેં જગત્ જીતવાના ને ઉંચે આણુ-વાના સંકલ્પો કર્યા. જીવનયજ્ઞ કરવા તેં મને નોતરી ને હવે આમ તું છેહ દઇને છેતરી ગયો એ તને શોભે છે? તું જાય પણ હું તને કેમ જવા દઉં? તું જ્યાં હશે ત્યાં હું તને શોધવાની."

તરલિકા બ્હેન! તું ચીઢવાતી નહીં. હું મારા રાજ સાથે જરા વાત કરતી હતી. મને એ દેખાતો નથી, પણ એનો સ્વર તો હું સાંભળી શકું છું. ક્રૂર યમરાજના સંગમાં એનામાંએ નિર્દયતા આવી છે તે મારું આક્રંદ સાંભળીને એને દયા નથી આવતી.

પણ મારા પર તો એને નિર્દય થવાનોએ હક્ક છે. મારો આત્મા એને અર્પ્યો ત્યારે એ સ્નેહ રાખે એ શરતેજ મેં એને આપ્યો ન હતો, પણ એણે જે સ્નેહ આપ્યો તેવો તો ઇશ્વર પણ ન આપી શકે. પણ હવે તેથી એની ક્રૂરતા બેવડી સાલે છે.

તરલિકા! એ સ્નેહ આ ભવે તો શું પણ ભવોભવેએ છુટે એમ નથી. મારા રોમેરોમમા એ સ્નેહ તો વ્યાપી ગએલો છે. ક્યાંથી ક્યાંથી હું એને બહાર કાઢું?

બધાં મને સાંત્વન આપવા એકઠાં મળે છે. મુર્ખાઓ! મારે હવે સાંત્વનની જરૂર કેવી? અને તે એ લોકોના? મારા રાજના ગુણ એ બધાંના કરતાં હું વધારે જાણું છું. અને એ બધાં કહે તેથી ઘણુંઘણું વધારે ઉંડું એનું અંતર મેં નીહાળ્યું છે. ઓરે! આ બધા ઢોંગ હવે નથી ખમાતા! ને આ વિલંબ પણ નથી સહેવાતો!

મારા હાથમાં એ મરી ગયો હોત તો આવો બમણો ઘા મને નહીં લાગત. મારાથી દૂર ને એકલો ને મરતાં મરતાંએ મારું નામ સ્મરતો એ ગયો. મર્યા પછીએ એ દુઃખ તો મારા કાળજામાંથી કદી

વિસરાવાનું નથી. એના છેલ્લા શ્વાસોચ્છ્વાસને મારા મુખ પર ઝીલવાનું સદ્ભાગ્ય પણ મળ્યું નહીં. હાયહાય! છાતી ફાટી જાય છે ને માથું ભમી જાય છે. હૈયાના બધા બંધ તુટતા હોય એમ જણાય છે ને તોએ આ નફ્ફટ જીવ દેહમાંથી બહાર નીકળતો નથી.

તરલિકા! એ નિર્દયે મને શાંશાં વચનો આપ્યાં હતાં એ તને ખબર છે? મારા વિના પલવાર પણ એટલું નહીં રહેવાનું એને વ્રત હતું અને છતાં મારા વિના મરતાં એને શરમ નહીં આવી. સ્વર્ગમાં એ મળશે તોએ બે દિવસ એની સાથે હું રીસાવાની.

ના ના. તરલિકા! એની સાથે હું કેમ રીસાઉં? એને જોતાં મને રીસાવાનું ભાનજ રહેવાનું નથી. મારા વિના એ આટલો વખત રહ્યો એ શિક્ષાજ એને માટે પુરતી નથી?

તરુબા! તને લાગે છે કે એ આમ નાસી આવવાને માટે મારી માફી માગશે? તું જાણે છે કે એ વિચારે મને કેટલી શાતા વળે છે? એથી મને ફરી તરત મળવાની ખાત્રી આવે છે. જો મારાં આંસુએ સુકાઇ ગયાં અને ફરી એનીજ આંખોમાં હસતી હોય એમ મારી આંખો હસે છે.

આ કાગળ પરના અક્ષરો મને ઉકલતા નથી ને હવે મારાથી લખાતું નથી. મારા રાજનો મધુર અને દિવ્ય સ્વર મને કંઈ આજ્ઞા કરે છે. તરુબા મને જરા સાંભળી લેવા દે.

તરુબા! હમણાં જ મારા નાથનાં દિવ્ય દર્શન મને થયાં. ચંદ્રમાનો સદાએ પ્રકાશ રહે એવા એક અદ્ભુત ઉપવનમાં એ વસે છે ને મારે માટે ઘણાં સુંદર સ્થાનો ત્યાં એણે રચ્યાં છે. તરલિકા! વહાલી! હું જાઉં છું. મને છેલ્લી વાર તને ભેટી લેવા દે. હાશ! શા મૃદુ તારા હાથ છે! મને એવી શાંતિ વળે છે! ઓરે! તરુ! રાજ......ની સાથે........

❧

(૧)

## સૃજનજીનાં સ્વપ્નાં

બાળપણમાં જોએલાં સ્વપ્ન તમે ફરી કદી યાદ કર્યાં છે? એ સ્વપ્ના જોતી વખતે બાળપણને સહજ આશા અને શ્રદ્ધાના સ્વર્ગીય પ્રકાશનો ઓપ ચઢતો. મોટપણે એ સ્વપ્નાં કરતાંએ સરસ વસ્તુઓ તમે મેળવી શકયા હો તોએ એ પ્રકાશનો ઓપ ખોયો તે તો ખોયોજ.

ધારો કે તમે નાનાં છો–ઘણાં નાનાં છો. માના ખોળામાં બેસી પેલા તારાઓની ઉઘાડમીંચ થતી ઝીણી ઝીણી પાંખોને જોતાં તમને પણ એવી પાંખો મળે તો ઉડી જવાનું મન નથી થયું?

તમે સુંદર છો તેની તો તમને ખાત્રીજ છે. અને જે તમને 'આ છોકરી બહુ સુંદર અને હોંશીઆર છે' એવું કહે તેનું બધું કામ કરવા તમે તૈયાર છો. તમને એ કહેનાર માણસ ગમે તેવું હોય તોએ થોડું ઘણું તો જરુર ગમવાનું જ.

તમે બગીચામાં જઇ થોડાંક ફુલો છાનાંમાનાં ચુંટી વનદેવીની માફક તમારી જાતને કોઇવાર શણગારી નહોતી કે? અને પેલા હોજમાં જઇ તમે તમારું પ્રતિબિંબ જ્યારે જોતાં હો ત્યારે પેલી જળદેવીઓ તમારાથી વધારે સુંદર છે એવું કોઇએ તમને કહ્યું હોત તો તમે તેનું કહ્યું કૈં માન્યું હોત ખરું?

મોટાભાઇનું તમારા પર ઘણું જ હેત હતું; ને તમને પણ મોટાભાઇ ઘણાજ ગમતા. અને ભાઇની સાથે વાંચવા આવતો પેલો સુરેશ પણ જરીક જરીક ગમતો. એ સુરેશને ચીઢવવાની કેવી ગંમત પડતી? એના ચાળા પાડતાં તમને કૈં અજબ આનંદ આવતો. એ આંખો કાઢે ત્યારે તમે હસી પડતાં. એ તમને કૈં શીખવવા આવે ત્યારે તમે તોફાન કરતાં. એને ખબર ન હોય ત્યારે એક વાળ તોડી એના મુખ ઉપર ગલી ગલી કરતાં, ને એ ભુલમાં માખી સમજી તમાચો મારે તે જોતાં તમને ઘણીજ મજાહ પડતી.

તમે એને બને તેટલું પજવતાં, પણ એ ન આવે ત્યારે તમને ગમતું નહીં. એ તો કોઇ ચીઢવવાને નહીં મળે તેથીસ્તો.

ને બાપા જે દહાડે તમને નાટકમાં લઇ જવાનું કહે ત્યારે? આખો દહાડો તમે કેટલા ઉમંગથી દોડાદોડ કરતાં? ને બા તમને સારાં કપડાં પહેરવાનાં આપે તો તો તમારા આનંદનો પાર જ ન રહેતો.

નાટકમાં રાજારાણી સારાં સારાં કપડાં પહેરી વાતો કરી જાય ને ગાયન ગાઇ જાય તે તમે ખુબ આતુરતાથી જોતાં. તમે પણ મોટાં થશો ત્યારે તમારા વર જોડે એમ જ વાત કરવાનાં. પણ બા ને બાપા તો એમ કૈં કરતાં નથી. પણ જો એ નાટકમાંજ રહેવાનું મળી જાય તો તમને કેવી મજાહ પડે? પછી તો પુછવાની વાતજ નહીં. તમે રોજ ગાયન ગાયા કરો ને સરસ કપડાં પહેર્યાંજ કરો ને નીશાળે જવાની બધી વેઠ પણ ઉતરી જાય.

બીજે દિવસે સવારે તમે ઉઠો ત્યારે પણ નાટકનાં સ્વપ્નાં તો તમને આવ્યાજ કરે. ને બા વઢે એવી પેલી બે ચાર લીટીઓએ છાની છાની હરતાં ફરતાં તમે ગણગણ્યાંજ કરો. ને કોઇ ન જોતું હોય ત્યારે આરસા આગળ જઇ તમારા કલ્પનાના રાજકુમારને ત્યાં ઉભેલો કલ્પી આગલી રાતે જોએલા અભિનય પણ તમે કરવા મંડી પડો. પણ અરે! પેલી નાની ભાભી તડમાંથી જોઇને હસે છે તેનું તમને ક્યાં ભાન છે!

ભાભી મોટાભાઇને માટે રોજ ફુલ ચુંટે છે. પણ પેલું સરસ ગુલાબ તો તમે ક્યારનુંએ વહેલાં વહેલાં જઇને ચોરી લીધું છે. એ તોડતાં હતાં ત્યારે તમને પેલો કેવો સરસ વિચાર આવ્યો હતો? જાણે તમે આમ ફુલ તોડતાં હો, ને તમારો રાજકુમાર એકદમ પાછળથી આવીને તમારી આંખો દાબે ને તમે શરમાઇ જાઓ—ભાભી શરમાઇ જાય છે—ને પેલું ફુલ તમે તમારા રાજકુમારને આપો ને પછી તમે બંને

હાથમાં હાથ નાંખીને પેલા તળાવની પાળે બેસીને વાતો કરો. રાજકુમાર દૂર દેશ જવાનો હોય ને તમારે માટે શું શું લાવશે એ તમને કહેતો હોય ! કેવું સરસ ! અજબ ! ને પછી તમે મોટાં થશો ને રાજકુમાર સાત સમુદ્રની સફર કરી પાછો આવશે ને પછી તમે બંને પરણશો. ખરું કેની ? એ તો જાણે નક્કીજ વાત, એમાં વળી પુછવાનું શું ?

રોજ રોજ ફુલ તોડતાં તમે આવા વિચાર કરતાં ને એ રાજકુમારની વાટ જોતાં. પણ કોણ જાણે કેમ એ કોઇ દિવસ આવતોજ નહીં ને પછી તો તમે કંટાળતાં ને જરા ગુસ્સોએ આવતો. એ ન આવે એવાની રોજ રોજ વાટ કોણ જુએ ? ને વળી બા તમારા વિવાહનીએ વાત કરતી હતી.

તમને છબી પડાવવાનું ઘણું જ મન થતું. પાડોશની ચંદાએ તો બે વાર છબી પડાવી છે. એકવાર વીણા વગાડતાં ને એકવાર માલણની માફક ફુલની છાબ લઇને જતી હોય તેમ. તમે છબીમાં કેવી રીતે શોભશો ? કોઇ ન જુએ તેમ બેસવાની થોડી ઘણી ઢબ અજમાવી જોઇ હોય તો કેમ ? પણ બા જાણે તો શું ?

એકવાર તમારી બહેનપણીએ એના વરને કાગળ લખ્યો. ને તમે કહ્યું કે મને એનાથીએ સરસ કાગળ લખતાં આવડે છે. નીશાળની નોટબુકમાં તમે એને કાગળ લખી બતાવ્યો. પણ બાપા એક દહાડો ભુલેચુકે એ કાગળ જોઇ ગયા ત્યારે તમે કેવાં શરમાઇ ગયાં હતાં તે યાદ છે ?

હવે તો બા કહેતી કે "છોકરી મોટી થઇ છે" તમનેએ એમ લાગતું કે હું મોટી થઇ છું. હવે સુરેશ આવે છે ત્યારે તમે પહેલાં જેટલું એની સાથે તોફાન કરતાં નથી, પણ તમને એણે લખી આપેલી કવિતા વાંચવામાં ઘણોજ રસ આવે છે. પણ તે તો એ કવિતા સરસ હતી તેમાં. પણ એનું નાક ઘણુંજ લાંબુ છે. તમને એ બેંચી

કાઢવાનું મન થયા વગર રહેતું નથી. અને એને એક ચીબી વહુ મળવાની છે એવું જોષી મહારાજ થઇ કહેતાંએ તમે થાકતાં નથી. ને કાળી પણ ખરીજ. એવું કહો ત્યારે તમે મોટાં થયાં છો એ વાત ભુલી જાઓ છો ને જરા આંખો નચાવી હસી લઇ સુરેશ ખીજવાય તે પહેલાં તો તમે નાસી જાઓ છો.

પણ પેલી અંધારી રાત યાદ છે ? નાનો બાબુ મરી ગયો ત્યારે તમે બાની કોટે વળગી કેટલુંએ રડયાં હતાં તે ? તમને પણ તે દિવસે મરી જવાની કેટલી બીક લાગી હતી ? મરી ગયા પછી શું શું થતું હશે ? સારાં કામ કરે તે સ્વર્ગમાં જાય ને નઠારાં કરે તે નરકમાં જાય એવું બા કહેતી હતી. બાબુ સ્વર્ગમાં ગયો હશે કે નરકમાં ? બાબુ સારો છોકરો હતો, પણ તમે એની સાથે બરાબર વર્તતાં ન હતાં. એક વાર તમારી નોટ એણે ફાડી નાંખી ત્યારે તમે એને ગુસ્સામાં એક તમાચો ચોડી કાઢયો હતો. ને એકવાર તમારી બહેનપણીને ત્યાં જતાં એ પાછળ પડયો ત્યારે તમે એને ધમકાવી કાઢયો હતો. તમને આ બધું એ રાતે કેટલું સાલતું હતું ? બાબુ ફરી જીવતો થાય તો તમે એને કેવી સારી રીતે રાખો ? તે દિવસે સારા થવાના કેટલા બધા નિશ્ચયો તમે કર્યા હતા ? બાબુ ફરી એકજ વાર જીવતો થાય તો ?...

પણ તે વખતે તમે બાળક હતાં તેથી આ શોક તમારા મનમાં બહુ ટકયો નહીં, ને થોડા દિવસમાં માસીને ત્યાં રમાના લગ્ન વખતે તો ફરી પાછાં તમે આનંદમાં આવી ગયાં; ને રમા ઘરેણાં પહેરી ગોત્રજ પાસે બેઠી હતી ત્યારે તમે શા વિચાર કર્યા તે કહી દઉં કે ? જાઓ નથી કહેતી.

હવે તમે કોઈ મળવા આવે તો પહેલાંની માફક બહારના ખંડમાં એકદમ દોડી નથી જતાં, પણ આયનામાં એક છુપી દૃષ્ટિ ફેંકી જરા વાળને ઠીક કરી લ્યો છો. ને તમે જરા સારાં દેખાઓ છો તે જોઇ થોડું મનમાંજ હસી લ્યો છો. ન્યાતમાં સરલા રુપાળી કહેવાય છે પણ

તમેએ કે એનાથી ઉતરતાં નથી. ને તમે હસો છો ત્યારે તો એનાથીએ વધારે સારાં લાગો છો. ન્યાતમાં કેટલા વર તમારી વાટ જોઇને કુંવારા રહ્યા હતા ? પણ તમને પેલો લાંબા નાકવાળો સુરેશ જ—અ—રાક વધારે ગમતો. ખરી વાત ને ? શરમાઇ ના જશો, નહીં તો હું બીજું પણ કૈંક કહી દઇશ.

તે દિવસે માણેકઠારી પૂર્ણિમાની સાંજે તમે બધાં વાડીમાં જમવાનાં હતાં ત્યારે તમે સુરેશ સાથે શું કરતાં હતાં ? પેલા હોજની પાળ પર બેસી તમે બેઠાં બેઠાં ચંદ્રમા જોતાં હતાં ને પાણીમાં બીજા કોઇકનો પડછાયો દેખાયો ત્યારે તમે કેવાં ચમક્યાં હતાં ? પણ એ સુરેશ છે એમ જણાયું ત્યારે તમે જાણે જાણતાં જ નથી એમ હાથથી પાણી હલાવવા માંડ્યું હતું. સુરેશે પુછ્યુંઃ "વાસંતી ! અહીં શું કરે છે ?" તમને સીધો જવાબ દેવાનું મન થયું પણ વળી તમારો તોફાની સ્વભાવ આડે આવ્યો. "તમારે શી પંચાત" કહી તમે બીના હાથે સુરેશ પર પાણીના છાંટા ઉરાડ્યા. સુરેશ જવાને બદલે તમારી સાથે પાળ પર આવીને બેઠો. એણે પુછ્યુંઃ

"વાસંતી ! તારો વિવાહ થવાનો છે ?"

"મને શી ખબર !"

"મને મોટાભાઇ કહેતા હતા."

"તે હશે, થવાનો હશે તો અમે પરણીશું" તમે જરા બેદરકારીથી પણ આડી આંખે સુરેશને જોતાં જવાબ દીધો.

": તું પરણીને શું કરીશ ?"

"મારા વરના માથા પર આમ પાણી નાંખીશ." તમે ખોબો ભરીને સુરેશના માથા પર પાણીની ધાર કરીને નાસી ગયાં ને સુરેશ માથું ને કપડાં ખંખેરતો "ઉભી રહે ! આવું તોફાન કરે છે કે ?" એમ કહેતો દોડ્યો. તમને દોડતાં પકડી પાડી તમને શી શિક્ષા કરવી એ વિચારમાં જરા એ ઉભો. પણ તમારી હસતી આંખો જોઇ તમને

એણે છોડી દીધાં ને તમે "ચીબી ભાભી! ચીબી ભાભી" કરતાં ફરી પાછાં દોડી ગયાં. આ બધું યાદ છે કે ભુલી ગયાં ?

ને પછી થોડે દહાડે બાએ સુરેશ સાથે તમારો વિવાહ કરવાનો છે એમ કહ્યું ત્યારે શરમ, તોફાન ને લુચ્ચાઇથી તમારી આંખો કેવી ચમકતી હતી? તે દિવસે માથા પર પાણી નાંખી તમે એને ચીઢવ્યો હતો, પણ તમે એને મનાવી શકશો એવી તમને ખાત્રી નહોતી? પણ હવે તો એ આવે ત્યારે તમે નાસી જતાં ને એ તમને ન જુએ ત્યારે છાને છાને તમે જોઇ લેતાં. થોડા દિવસથી એણે તમારી સાથે ખોટું ખોટું અતડાપણું શરુ કર્યું હતું, ત્યારે તમે એનું ધ્યાન ખેંચવા કેટકેટલા પ્રયત્નો કરેલા? તમારી પાસે એ બીચારાનું બળ કેટલો વખત ચાલે ?

પેલી ચંદા તમને સુરેશનું નામ લઈ લઇને બહુજ ખીજવતી, પણ તોએ તમને એ ગમતી તો બહુજ. ને સુરેશના કાગળમાં કૈં સંસ્કૃત શ્લોક કે અંગ્રેજી કવિતા લખ્યાં હોય ત્યારે તમે એ ચંદાને ઘેર દોડી જઇ નીતિશતક ને અંગ્રેજી શબ્દકોષના પાનાં કેવાં ઉથલાવતાં! ને તમે બંને સાથે બેસી એનો અર્થ બેસાડવાની માથાકુટ કરતાં. પણ કોઇ આવી જાય ત્યારે ચોરી કરી હોય એમ તમે કાગળ સંતાડતાં. તમારા મોં પર શરમના શેરડા પડતાં ને આવનાર બધાં હસતાં હસતાં ચાલી જતાં.

તમને વરસાદનાં ફોરાં ઝીલવાં બહુજ ગમતાં. એક દિવસ અગાશીમાં તમે વરસાદનાં ફોરાં ઝીલતાં ત્યારે સુરેશે પાછળ આવી "આ ઝીલેલાં અમૃત કોને દેશો વાસંતી?" એમ પુછ્યું ત્યારે શરમ અને ગભરાટથી તમારા હાથ છુટી ગયા. એ છુટેલા હાથમાંથી જળ વેરાઇ જાય તે પહેલાં તો સુરેશે તે ઝીલી લીધાં. ને પછી.........કે નહીં............ને પછી તમે પરણ્યાં.

જીવનમાં તમને સુખ મળ્યું હોય કે નિરાશાના ઝંઝાવાત તમારે ખમવા પડ્યાં હોય, પણ કોઇ એકથી ઘડીમાં આ બધાં ચિત્રો ઘડી વાર તો તમારી રોજની દુનીઆથી દૂર તમને જરુર લઇ જતાં હશે. સાદાં અને સુજનજુનાં છતાં જે શ્રદ્ધા અને આશાથી એ બધાં જીવનભરનાં અમૃત બને છે તેટલો રસ પછીનાં ચિત્રોમાં કદી આવતો હશે?



( ૩૨ )

## અનુભવ વિનાના.

ડુમસના દરીઆ કીનારે પ્રભાતના સમયે એક અરાઢ વર્ષનો યુવક અને એક પંદર વર્ષની બાલા બંને હાથમાં હાથ નાંખીને ફરતાં હતાં. બાલાના મુખ પર બાલભાવ વીલસતો. એના કેશની લટો જરા પવનમાં ફરફરતી. એની કાઠી એકવડી હતી. રુપાળા કહેવરાવવાની બધી સામગ્રી એનામાં દેખાતી.

યુવક જરા ઉંચી કાઠીનો પણ સુક્કો હતો. એની આંખમાં તેજ હતું; પણ તે બુદ્ધિનું કે ઉર્મિનું તે કહેવું મુશ્કેલ હતું. એના ગૌર ને ઘાટીલા મુખ પર એક પ્રકારની મોહકતા રમતી.

બંને જણ ઉત્સાહમાં હોય એવી બાલિશતા બંનેમાં ઉભરાતી; ને બંનેમાં બીજાં જનાર આવનાર તરફ બેદરકારી દેખાતી. એ બંનેને મન સૃષ્ટિમાં તેમના શીવાય બીજું કોઇ વસતુંજ ન હતું. ને જનાર આવનાર પણ આ બંને તરફ આશ્ચર્યનો એકએક દૃષ્ટિપાત નાંખતાં જતાં. એમને પોતાનું સુખ સંતાડવાની જરીએ પરવા દેખાતી નહોતી.

"દેવકી! આવતે મહીને આપણે પરણીશું. કાલે રાત્રે નક્કી થઇ ગયું." સુરેશે શ્રીદેવીનો હાથ દબાવતાં કહ્યું.

"હાશ!" શ્રીદેવીએ એક નીરાંતનો નિઃશ્વાસ નાંખ્યો. "હવે

તો મને વાટ જોવીએ નથી ગમતી. જાણે એમ થાય છે કે ક્યારે આપણે પરણી જઇએ."

સુષેણ સુરતના મધ્યમ વર્ગના સુખી માતપિતાનો સંતાન હતો. શ્રીદેવી વિધવા માતાની એકની એક પુત્રી હતી. બંને બાલપણથી પડોશમાં સાથે સાથે ઉછર્યાં હતાં. સુષેણ દયાકોર સેનીટેરીઅમમાં એનાં માતપિતાની સાથે રજાઓ ગાળવા આવ્યો હતો. શ્રીદેવી એના મામાને ત્યાં થોડો વખત હવા ખાવા આવી હતી. બાલપણથીજ એ બંને પરણવાનાં હોય એમ ગણાઇ ગયું હતું. બંને રોજ સાથે ફરતાં, સાથે રમતાં. ભાવિ વરવહુ ગણાએલાં હોવાથી એ વીશે કોઇ વાંધો લેતું નહીં. આજ પણ એવીજ રીતે બંને ફરવા નીકળ્યાં હતાં.

"ને પછી તારે મારી સાથે મુંબાઇ આવવાનું છે. બા ને બાપા વાત કરતાં હતાં કે મારે તો સુષેણને તરત જ ઓરડી મંડાવી આપવી છે. લોજમાં ખાઇ ખાઇને તો મારા છોકરાનું અડધું નુર ઉતરી ગયું. આપણે બંદા એવા મલકાયા કે કૈં કહેવાનીજ વાત નહીં." સુષેણે કહ્યું

શ્રીદેવીએ તાળી પાડી. "તમારી જોડે મુંબાઈ આવવાનું? કેવું સરસ! હવે કાકીને કહીશ કે આવજો મને શીખામણ આપવા ત્યાં."

"આપણે ત્યાં રોજ દરીએ ફરવા જઇશું. ને તને પેલી 'ગુલાબ-બસિંહ'ની વાર્તા ગમે છે તે હું વાંચી સંભળાવીશ. એમાં રમાના પત્રો બહુ સરસ છે. એક નાનો સરખો કુકર લાવીશું એટલે રાંધવાની તો બહુ ખટપટ જ નહીં કરવી પડે. હું કોલેજમાં જાઉં તેટલો વખત તો તું એકલી; પણ તે તો શું કરીએ? પણ તેટલામાં તું મને સરસ સરસ કાગળો લખજે. સીરી! તારા કાગળો એવા સરસ હોય છે! ને રજા હશે ત્યારે તો આપણે કેનેરી ને ગોડબંદર ને એવે એવે સ્થળે ફરવા જઇશું. સીરી! કેવું સરસ! હું ને તું એકલાં. આપણે દુનીઆમાં કોઇની પરવા નહીં." સુષેણે ભાવિ જીવનનાં સ્વપ્નો અત્યારથી જોવા માંડ્યાં. એના વદન પર ઉમંગ છવાઇ રહ્યો.

"પણ સુષુ! ત્યાં મારાથી તને કૈં સુષુ કહેવાશે? બધાં કહેશે કે વરને કૈં એવી રીતે બોલાવાય?" શ્રીદેવીને શંકા નહી.

"કેમ નહીં! હું તો તારો સુષુજ રહેવાનો ને તું મારી સીરી ને દેવકી......"

"ને પછી?"

"પછી શું? એક હતો સુષુ ને એક હતી સીરી; તે ગયા પરણી ને મઝા કીધી ઘણી."

શ્રીદેવીએ સુષેણુને એક ધબ્બો માર્યો. "જા બા, તું તો એમ તોફાન જ કર્યાં કરે છે. પણ મને તો ગભરાટ છુટે છે. મને ઘર માંડતાં તો કૈં આવડતું નથી. હજુ ખીચડી ને પુરી ને શાક એવું એવું જ રાંધતાં આવડે છે. બા તો મને કૈં કરવા જ દેતી નથી. ને પછી......ત્યાં શું થશે?"

"ગાંડી! હું છું ને. ને જો, સાદુ ખાવામાંજ મજાહ. લોકો ખાવામાં ને ખાવામાં જ બધો વખત બગાડી મુકે છે. મને પણ થોડું ઘણું તો આવડે છે. તારે જરાએ ફીકર કરવી નહીં."

"ને સુષી! મને ત્યાંની છોકરીઓ જેવા સરસ વાળ હોળતાં ને કપડાં પહેરતાં નથી આવડતાં તે હું તને સાદી ગામડીઅણ જેવી તો નહીં લાગુંને!" શ્રીદેવીએ જરા આંખો નચાવી.

"અરે! હું તને એવો સરસ સેંથો પાડી આપીશ? ને તારી સાડીની પીન હુંજ નાંખી આપવાનો. મને બધું આવડે છે ને?"

"તે તું આ બધું ક્યાં શીખી આવ્યો?" શ્રીદેવી વહેમાઇ. "ના બા, મને તો એવું નહીં ગમે. હું તો જેવી છું તેવીજ રહેવાની."

"ગાંડી થઇ કે પાછી? તું તો છે તેવી જ મને ગમવાની. પણ કોઇક દહાડો તને બપોરે આરવાનું મન થાય તો તે પણ હું કરાવવાનો. તારી સખી પણ હું જ ને સ્વામી તો છું જ; ને દાસી પણ હું જ થવાનો. તું જોજે તો ખરી! આપણે એવી મજાહ કરીશું."

"ઓ સુષુ વહાલા!" શ્રીદેવી તેને વહાલમાં ભેટી પડી ને બંને ફરતાં ફરતાં આગળ વધ્યાં.

૨

અધીરાં શ્રીદેવી ને સુષેણુ પરણીએ ગયાં ને મુંબાઈ આવીને ઘર પણ માંડયું. કાંદાવાડીના એક માળની બે નાની સરખી ઓરડીઓ એ એમનું ઘર, એમનો બેસવાનો ખંડ કે શયનગૃહ જે કહો તે આગળની એક બાર ફુટ લાંબી ને આઠ ફુટ પહોળી ઓરડી; અને તેમાં ઉભાં રહી જોતાં એક ચોક જેવડી જણાતી ઓરડી તે એમનું રસોડું ઉર્ફે ભોજનગૃહ. પણ એ બેને મન તો આ નાની સરખી જગા મોટા મહાલય કરતાંએ વીશાળ લાગતી. એ કોઇની જોડે બહુ ભળતાં નહીં. કોઇની એમને જરુર લાગતી નહીં. એમને ઘર ગોઠવવાનીએ પરવા નહોતી. આખો દિવસ એકમેકના તાનમાં બંને મસ્ત રહેતાં.

રસોડાના ચોકમાં બે સઘડીઓ પર દાળ અને ઢોકળાંનું અધરણ ઉકળતું. શ્રીદેવી હાથમાં ચમચો લઇ દાળ આગળ બેઠી હતી અને તેના ઉપર નીચે થતા ઉકળતા દાણા જોતી હતી ત્યાં સુષેણુનો અવાજ આવ્યો.

"સીરી! હજુ વાર છે કે?"

"આ દાળ તો ચઢતી જ નથી. માંહી ખારો નાંખું?"

"હમણાં ચઢશે. તું અહીંઆં આવીને બેસ. એ તો વાટ જોઇએ તેમ વધારે વખત લાગે."

"પણ તને કોલેજનું મોડું થશે તે?"

"નહીં થાય. ને એક દિવસ થશે તોએ શું?" શ્રીદેવી ચમચો મુકી બહાર આવી ને સુષેણુ પાસે જઇ બેઠી. શ્રીદેવી આમ પાસે આવે ને સુષેણુથી વંચાય ખરું? સુષેણે ચોપડી બંધ કરી ને શ્રીદેવીના સામે જોઇને બોલ્યો:

"સીરી! આજ તું ઘણી જ સરસ દેખાય છે. લાવ, તારો સેંથો પાઠી આપું."

"પણ મારી દાળ........"

"એ તો થયાં કરશે." સુષેણે કાંચકી લઇ તેનું માથું હોળવા માંડયું. "જો તને આ બાજુ પરથી સેંથી સરસ લાગે છે. જાણે પરી જ." માથું હોળાઇ રહ્યું. સુષેણ તેનું મુખ હાથમાં લઇ જરાવાર જોઇ રહ્યો.

"પેલા સર સુંદરલાલની છોકરી પણ આવી સરસ તો લાગતી નથી."

સીરીએ એક તમાચો સુષેણને માર્યો. "ખોટું બોલે છે કે?"

સુષેણે જરા ગાલ પંપાળ્યો ને શ્રીદેવી સામે આરસી ધરી. "ખોટું કે ખરું? જો તારે હાથે જ નક્કી કર."

શ્રીદેવી હસી પડી. ને તેના મુખ પરના ખાડા સુષેણ વધારે મોહાઇને જોઇ રહ્યો.

"હાય હાય, મારી દાળ બળી ગઇ. જો વાસ આવે છે." શ્રીદેવી દોડી. 'અરે, સુષુ! જોને આ તો તદ્દન પોપડોજ થઇ ગઇ છે." કહેતાં કહેતાં એણે બીજી તપેલી ઉઘાડી. "ને આ ઢોકળાં ને શું થયું? જેવાં છે તેવાંને તેવાંજ.

સુષેણ કટાણું મુખ કરી આવ્યો. ને બંનેને જોયાં; "રહેવા દે. આ તો બંને તદ્દન નકામાં થયાં."

"પણ તું ખાશે શું? બાએ મુરબ્બો આપ્યો છે અને રોટલી કરી આપું તે ચાલશે?"

"અરરરર! આવું સરસ ખાવાનું છે ને તું ફીકર શાની કર્યાં કરે છે." સુષેણ ઉત્સાહમાં આવી બોલ્યો. "તું રોટલી કરવા માંડ. હું નહાઇ આવું."

“હાય હાય, આજ સંચો સળગાવવો તો રહી ગયો.” હવે શ્રી દેવી રડવા જેવી થઇ. “સુષુ! મને કૈં આવડતું નથી ને તારી એકે સગવડ મારાથી સચવાતી નથી.”

“જો પાછી ગાંડી થઇ કે?” સુષેણુ તેને પટાવવા માંડી. “આ અધરણનું પાણી તો હવે નકામું છે અને ઉપર મુકેલાં ઢોકળાં કૈં એને અડકયાં નથી કે તે અજીઠું થાય. ચાલ, મને તે નહાવા આપ તો.”

શ્રીદેવીનાં આંસુ સુકાઇ ગયાં. “અરે હા, તે તો મને સુઝયુંજ નહીં.” શ્રીદેવીએ ઝટ પાણી ઉતારી તેને નહાવા આપ્યું ને જેમ તેમ કરતાં થોડીક ભાતભાતના નમુનાઓ જેવી પણ ખાઇ શકાય એવી રોટલીઓ તૈઆર કીધી. સુષેણુ નહાઇ રહ્યો ને બંનેએ હસતાં રમતાં કાચી રોટલીઓ ને ખવાય તેટલો મુરબ્બો ખાધાં. એમને મન તો એ ભોજનમાં જે રસ હતો તે દેવોના અમૃત કટોરામાંએ નહતો.

બંને જમી રહ્યાં ને શ્રીદેવીએ કૈંકથી સુડીસોપારી શોધી કાઢયાં- સોપારી આપતાં આપતાં શ્રીદેવીએ કહ્યું: “સુષી! કયારે પાછો આવશે?”

“કોલેજ પુરી થાય કે તરતજ.”

“[illegible] લો આવજે હોં, મને ગમતું નથી.”

“[illegible]” સ્નેહભીની આંખે સુષેણુ જોઇ રહ્યો. અચીંતો ઉમળકા[illegible] તેને ચુમી અને તે ગયો.

શ્રીદેવી થોડીવાર તેને જતો જોવા ચાલની ગેલેરીમાં જઇ ઉભી. તેને દ્દષ્ટિ પહોંચે ત્યાં સુધી જતો જોયો ને પછી પાછી આવી થોડી વાર આરામખુરશી પર આંખો મીંચી પડી રહી. જરા વારે તે મનમાં જ બબડી: “સુષી! વહાલા!” ને એના મુખ પર સ્મિતની આછી રેખાઓ પથરાઇ રહી.

પડોસની ચૌદ વરસની કુમારી પદ્મા દ્વારમાં કયારનીએ આવી

તેને જોતી ઉભી રહી હતી. થોડી વારે એનાથી ન રહેવાયું એટલે બોલી ઉઠી: "શ્રીબ્હેન ! ધ્યાન ધરો છો કે ?"

શ્રીદેવી જરા શરમાઇ. "કોણ પદ્મા બેન! આવો આવો. કૈં ગમતું નહતું તે જરાક બેઠી હતી."

"એટલામાંજ ? હજુ તો હમણાંજ સુષેણભાઇ બહાર ગયા." પદ્મા હસી, "જમ્યાં કે હવે ?"

શ્રીદેવીના મુખપર શરમની રતાશ ચઢી. પણ સમવયની સખી આગળ એ શરમ એની જીભ બંધ કરે એમ નહોતી. "આજ તો જમવાની ઘણીજ મજાહ પડી. જાણે એવું થયું કે દાળ તો બળી ગઇ ને ઢોકળાં તો ચઢયાંજ નહીં."

"ને પછી ?"

"મેં ઝટઝટ રોટલીઓ કરી નાંખી ને અમે બંનેએ મુરબ્બો ને રોટલી ખાધાં."

પદ્માએ આસપાસ નજર નાંખી અને ચારે તરફ વ્યાપી રહેલી અવ્યવસ્થા જોઇ. તેને આ બીચારી બીનઅનુભવી છોકરીની દયા આવી એની નજર ટેબલ પર ગઇ ને સુષેણની ગમેતેમ ગોઠવેલી ચોપડીઓ જોઇ તેણે પુછયું: "સીરી બેન ! આ બધી શાની ચોપડીઓ છે ?

"એમનીસ્તો. એ કોલેજમાં ભણે છે ને ?"

"હું જોઉં કે ?"

"હા, જુઓને. કોઇકોઈ વાર મને પણ એ એમાંથી વાંચી સંભળાવે છે." શ્રીદેવીએ એક બે ચોપડીઓને હાથ અડકાડયો પણ પાછી એમને એમજ મુકી દીધી.

પદ્માએ એકબે ચોપડીઓ જોવાને બહાને કાઢી અને પાછી મુકતાં અજાણે કરતી હોય તેમ તેણે ટેબલ પરની બધી વસ્તુઓ વ્યવસ્થિત રીતે ગોઠવી.

"સીરી બહેન! તમે કામ પરવારી લો. પછી આપણે નીરાંતે બેસીએ. ચાલો હું કરવા લાગું કે?" પદ્માએ કહ્યું.

ને તેણે ઉત્તરની રાહ જોયા વગર ખુરશી પર ઢગલો પડેલાં સુષેણનાં કપડાંની ઘડી કરવા માંડી. ધીરે ધીરે ઓરડીમાં બધું ગોઠવવા માંડયું. સીરી પ્રશંસાની દૃષ્ટિએ તેના તરફ જોઇ રહી.

"ઓ પદ્મા બહેન! તમારો હાથ તો જાણે જાદુની લાકડીજ, જયાં ફર્યો કે બધું તૈઆર. મને કેમ આવું નથી આવડતું?"

"અરે જોજોને. તમે એવાં હોંશીઆર થઇ જશો થોડા દિવસમાં. પેલાં વાસણ સરખાં મુકી દો તો." ને બંને જણ કામમાં ગુંથાયાં.

૩

સુષેણ અને શ્રીદેવીએ પરણ્યા પહેલાં ઘણીઘણી મજાહો કરવાનું ગોઠવી રાખ્યું હતું. પણ મુંબાઇ આવ્યા પછી એ બધી ગોઠવણોને પાર ઉતારવાની તસ્દી એમણે કોઇ દિવસ લીધી જ નહીં. સુષેણ કોલેજમાં ન જાય તેટલો વખત એ નાની સરખી ઓરડીમાં તેઓ પક્ષી માળામાં ભરાઇ બેસે તેમ ભરાઇ બેસતા. બહારની સૃષ્ટિ એમને ભાગ્યે જ સાંભરતી.

પણ એક દહાડો સુષેણને અચાનક વિચાર આવ્યો. તેને શ્રીને આમ ગોંધી રાખવા માટે પસ્તાવો થયો 'અરરરર! એ બીચારીને કેમ ગમતું હશે? મારાં બધાં વચન ખોટાંજ!' એનો જીવ કોલેજમાંએ ચોંટયો નહીં. એ વેહેલોજ ઘેર આવ્યો. માળાના દાદર ચઢતાં તો તે જાણે ઉડયોજ. બારણા આગળ આવી જોયું તો શ્રી પદ્માને કૈંક બતાવતી હતી. તેણે આતુરતાથી હાંક મારી "શ્રી!"

શ્રીએ તેને જોયો ને છબી સંતાડી દીધી. તેની આંખો નાચી. આજે એક કલાક વાટ ઓછી જોવાની! તે ઉઠી ને ચાર ડગલાં જેટલી ઓરડીમાંએ તે દોડી. "સુષી! કયાંથી અત્યારે?"

" વહેલો આવ્યો. ચાલ, આજ સીનેમામાં જઇશું ? "

" પણ પછી જમવાનું ? "

" આવતાં ચોપાટી પરથી ગંડેરી ને કુલ્ફી ખાઇ લઇશું "

" હા, ચાલ ત્યારે. "

શ્રીદેવીને કંઇક યાદ આવ્યું " સુષુ ! આજે પદ્મા બહેને તારે સારું સરસ ચેવડો કરી મુકયો છે. "

" એમ કે ? " ખાસ ધ્યાન આપ્યા વગર સુષેણે કહ્યું. પદ્માનો જીવ આટલી બધી બેદરકારીથી જરા કપાયો. પણ સુષેણનું ધ્યાન તેના તરફ નહોતું. તેનું મન તો આજ શ્રીદેવીને બહાર લઇ જવાના ઉલ્લાસમાં હતું. " ચાલ, હવે વહેલી થા. " કહી તેણે કપડાં પહેરવા માંડયાં.

" સીરી ! આ કોટનું બટન તો તુટી ગયું છે. જરા ટાંકી આપતો. "

" ઉભો રહે, હું સોયદોરા શોધી કહાડું. " સીરીએ કહ્યું ને તેણે શોધવા માંડયાં; પણ સોય દોરા જેવી ક્ષુદ્ર વસ્તુનો વિચાર મુંબાઇ આવ્યા પછી શ્રીદેવીએ ભાગ્યેજ કર્યો હતો. પોતાને આમ ભુલી જવાની શિક્ષા કરવા તેઓ પણ કંઇક સંતાઇ ગયાં હતાં. સુષેણ હાથમાં કોટ રાખી સોયદોરા શોધતી શ્રીદેવીના રૂપાળા અંગની ગતિને થોડી વાર નીરખીજ રહ્યો.

" ચાલ, રહેવાદે હવે, ચાલશે. વાર લાગે છે. " તેણે છેવટે થાકીને કહ્યું.

છેવટે અર્ધા કલાકે બંને જણ પરવાર્યાં. પદ્મા મુંગે મોંએ કંઇક વિનોદથી આ ગમ્મત જોયાંજ કરતી હતી. સુષેણને આ કંઈ બહુ પસંદ પડયું નહીં. તે જરાક ચીઢવાયો. " સીરી ! કેટલી વાર ? "

" આ આવી. પદ્મા બહેન મારું આ બારણું દઇ ચાવી તમારી

પાસે રહેવા દેજે. જોઇએ તો અહીં બેસીને વાંચજે.” ઉતાવળે-ઉતાવળે એટલું કહ્યું ને બંને જણુ ગયાં.

પદ્મા ઉભી થઇ. જરાક બહાર જઇ બંનેને જતાં એણે જોયાં ને પાછી અંદર આવી મેજ પાસે જઇ એણે બે ત્રણ ચોપડીઓ આમતેમ ઉથલાવી; પણુ પાનામાં જોયા વિનાજ મનમાં કૈંક બબડી: “કેવું સુખી જોડું ? મનેએ આવું મળશે કે ? સીરી કેટલી સુંદર છે ? ને સુષેણ...સીરી પરનો એનો ભાવ તો કૈં અજબ છે. નામજ કેવાં સરસ છે ? સીરી ને સુષુ, સુષુ ને સીરી–સીરી–સુષુ...”

બારી પર બેઠેલા કબુતરની પાંખોનો ફડફડાટ થયો. ટેબલ પર ટેકવેલા હાથમાં માથું મુકી પદ્માએ શુન્ય મનથી તેની સામે જોયું. કયાં સુધી આમને આમ બેઠી તે તેને ભાન ન રહ્યું. પણ જાગી ત્યારે છેક સાંજ પડી ગઇ હતી.

૪

સુષેણુ અને શ્રીદેવીને પરણ્યે આમને આમ બે વર્ષ વીતી ગયાં પહેલા બાર પંદર માસ તો કયાં ગયાં તે જણાયુંએ નહીં. પણુ તે પછી સુષેણુમાં એક પ્રકારની ગંભીરતા વધવા માંડી હતી. શ્રીદેવી પર એને ઘણોજ ભાવ હતો. મુંબાઇ આવી ઘર માંડયું ત્યારે જીંદગીની જવાબદારીઓનું બંનેમાંથી એકે જણુને ભાન ન હતું. બંનેને વ્યવસ્થા ગમતી પણુ રાખતાં આવડતી નહીં. બ્રહ્માનો એક અખંડ દિવસ હોય તેમ તેમનાં રાત્રિ, દિવસો ને માસો જતા. બંને ન છુટકેજ કૈં પણુ કામ કરતાં. આ સ્થિતિથી શ્રીદેવીનો બીજો બધોજ વિકાસ અટકયો. ઘર માંડે બબ્બે વર્ષ થયાં છતાં ગૃહવ્યવસ્થાનું એનું જ્ઞાન જરાએ વધ્યું નહતું. રાતદિવસ સુષેણુના સંગમાં કે તે ન હોય ત્યારે તેનો વિચાર કરવામાં. એને બીજો અભ્યાસ કરવાની પણુ ફુરસદ મળી ન હતી. ને આ બે વર્ષને અંતે પણુ એ તો હુમસના દરીઆ

કીનારાની પેલી તોફાની બીનઅનુભવી બાલાજ હતી. પણ બહારની દુનીઆ સાથેનો તેનો પરિચય તો તે વખત જેટલો પણ નહતો.

સુષેણ પણ આ ખરી છતાં ખરી નહીં એવી દુનીઆમાં વસતો. પણ તે કોલેજમાં જતો. કોલેજના મિત્રોની સાથે તે પ્રસંગમાં આવતો. વાંચવાનો પણ એને શોખ હતો. ને તેથી બુદ્ધિથી રચાએલી દુનીઆ સાથેનો એનો સંબંધ છેક છુટી નહોતો ગયો. બાલપણથી એનો સ્વભાવ મહત્વાકાંક્ષીએ હતો. સ્વપ્ન જેવી સુંદર સ્નેહસૃષ્ટિમાં એ બધી વસ્તુઓને ક્યાં સુધી તો અવકાશ નહીં મળ્યો પણ પછી તો ધીમે ધીમે એને એ સર્વનું સ્મરણ થવા માંડ્યું. તેણે સીરીને એ બધામાં ભાગ લેતી કરવા પ્રયત્ન આરંભ્યો. પણ સુષેણમાંજ મગ્ન થએલી સીરીને બીજા કશામાં રસ પડતોજ નહીં. સુષેણ વય અને અનુભવ બંનેમાં વધતો, સીરીનાં વય અને અનુભવ કશું વધતું દેખાતુંજ નહીં. આથી સીરી પર સુષેણનો સ્નેહ ઓછો તો નહીં થયો પણ કોઇકોઇ વાર એને કચવાટ થયા વિના રહેતો નહીં. શ્રી-દેવીથી આ વસ્તુસ્થિતિ સમજાતી નહીં. કોઇકોઇ વાર તો એ ખુબ મુંઝાતી. સુષેણ ખીજાય તો બાલકભાવથી તેના સામું જોઇ રહેતી. શ્રાવણના સરવરીઆ જેવાં અશ્રુબિંદુઓ વરસાવી પણ દેતી, પણ સુષેણના એક સ્નેહશબ્દે થોડીવારમાંજ એ બધું ભુલી જતી ને પાછી હસતી, રમતી, લાડ કરતી બાલા થઈ જતી.

એક સવારે સુષેણ ટેબલ પાસે બેસી ગુપચુપ છાપું વાંચ્યા કરતો હતો. શ્રીદેવીએ ચાના બે પ્યાલા લાવી ટેબલ પર મુકયા ને સુષેણનું ધ્યાન દોરાવાની થોડી રાહ જોઇ." "સુ! ચા ઠંડી થાય છે."

જાગતો હોય તેમ ' હં ' કહી સુષેણે પ્યાલો હાથમાં લીધો, ને છાપામાં નીચું જોયું. શ્રીદેવીએ પણ પ્યાલો હાથમાં લીધો પણ તેનો હાથ તે લેતાં ધ્રુજ્યો. એક પ્રયત્ન કરી તેણે તે અટકાવ્યો અને ચા પીવા માંડી. પણ બે ઘુંટડા પીધા પહેલાં તો તેની આંખમાંથી અશ્રુ-

બિંદુઓ સરી પડયાં. સુષેણે તે જોયાં; તેણે પ્યાલો મુકી દીધો ને પાસે આવ્યો.

" દેવડી ! આ શું ? તું રડે છે ? "

પ્રશ્નની સાથે શ્રીદેવીનાં આંસુઓ વધારે ઉભરાયાં. તે મોકળું મુકીને રડી પડી. સુષેણે તેને હાથમાં લીધી.

" સીરી! વહાલી ! તને શું થયું ? "

જવાબમાં સીરીએ હીબકાં પર હીબકાં ખાધાં. થોડી વારે તે શાંત પડી ને આંસુ લુછી નાંખ્યા.

સુષેણે આતુરતાથી ફરી પુછ્યું; " સીરી ? મારી વહાલી ! શું થાય છે ? "

" કૈં નહીં " મુખ નીચું કરતાં શ્રી દેવીએ જવાબ આપ્યો.

સુષેણે જોરથી તેનું મુખ ઉંચું કર્યું. " ના. કહે, શું થાય છે ? " તેની આંખમાંથી સ્નેહ નીતર્યો.

શ્રીદેવીએ તેના વક્ષઃસ્થલમાં મુખ સંતાડયું " કહું ? "

" હા, કહે. "

" વહાલા ! આજ કેટલા દિવસથી તારા મુખ પરથી તારું પહેલાનું હાસ્ય સુકાતું જાય છે. કોઇ દહાડો તું ક્રોધ દર્શાવતો નથી છતાં નાની નાની બાબતમાં તું ગુસ્સે થતો હોય એવું મને લાગે છે. મારા મુખ સામે જોઇને જાણે ત્યાં કૈં ખુટતું હોય તેમ ઘણી વાર નિઃશ્વાસ નાંખતાં મેં તને જોયો છે. ઓ વહાલા ! મારાથી આ ખમાતું નથી. " સીરીએ એક ધ્રુસકુ ખાધું. " તારી પ્રસન્નતા વગરનો એક એક દિવસ મને એક એક વર્ષ જેવડો લાગે છે. મને કહે તને શું થયું છે ? તારી સીરીથી તું આટલો અતડો કયે દહાડે હતો ? "

" અરરર ! ગાંડી ! આટલા માટે આ બધું ? મારે હમણાં વાંચવાનું વધારે છે તેમાં તને એમ લાગતું હશે. "

" ના, એમ ઉડાવ નહીં "

"જો, પેલી બેંક ભાગી તેમાં પિતાજીનું સર્વસ્વ ગયું. એમની વૃદ્ધાવસ્થામાં મારે પણ કૈં જોખમદારીનો વિચાર કરવો જોઇએ કે નહીં? અને હજુ મારે અભ્યાસ પણ પુરો કરવાનો છે."

શ્રીદેવીને ખાત્રી થતી હોય એમ જણાયું.

"પણ તેટલા માટે આટલી બધી ચિંતા?"

સુષેણે તેના માથા પર હાથ ફેરવ્યો; "ગાંડી! તમને સ્ત્રીઓને આ ચિંતા નાની લાગતી હશે, પણ એના પર તો જીંદગીનો આધાર છે. પણ સીરી! તારે પણ હવે જરા જરા બધું શીખવું જોઇએ હોં. આમને આમ કૈં સદાકાળ ચાલે? મારે પણ હવે કમાવા જવું પડશે. મારે આખો દિવસ બહાર રહેવું પડશે ત્યારે બધું તને કોણ બતાવશે?"

શ્રીદેવી જરાક શરમીંદી બની "હા. શું? હું બહુ બહુ પ્રયત્ન કરું છું પણ તું હોય છે ત્યારે તને જોઇને કૈં સુઝતુંજ નથી ને નથી હોતો ત્યારે તારા વિચારમાં કૈં થતું નથી. જો. હું કાલથી એવી સરસ સુધરી જઇશ!" વાંકમાં આવેલા લાડકા બાળક માફક તે તેને વળગી પડી. "મને વચન આપ, તું ગુસ્સે નહીં થાય."

સુષેણે એક નિઃશ્વાસ દબાવ્યો અને તેને ચુમી. "ગુસ્સે? તારા ઉપર! જા, હવે તૈઆરી કર મને જવાનું મોડું થશે."

શ્રીદેવી નાચતી કુદતી દોડી. સુષેણ તેનાં હવામાં ઉડતાં હોય એવાં પગલાંને જોઇ રહ્યો ને ઉંડો શ્વાસ લીધો "ઓ ભગવાન! આ બીચારું ફુલ, તેનો શો વાંક? તે તો ડાળ પર ડોલે ને પવનમાં નૃત્ય કરે. તેને આ જગતની જરૂરીઆતોનું શું ભાન! તે તેને તે કરવાની ફરજ પાડવી તે પણ ક્રૂરતા છે."

જરા વાર તો એમને એમ ઉભો પણ ફરી વિચાર આવ્યો.

"પણ શા માટે મારું હૃદય અસંતોષ પામે છે? હું સીરીને ચાહું છું, એના પર પ્રાણ પાથરું છું. ત્યારે શા માટે આ અસંતોષ?" તેણે કપાળ પર હાથ ફેરવ્યો. ફરી પ્રશ્ન થયો.

"એ મારી બાલ સખી છે. જીવનના પ્રભાતમાં સ્વીકારેલી એ પ્રિયતમા છે. જરુરીઆતોનો સંતોષ શા માટે એની પાસેથી ઇચ્છવો?"

"ત્યારે આ ઉણપની વૃત્તિ મારાથી કેમ દબાવાતી નથી? એના અંતરમાંથી સ્નેહની સુવાસ સ્ફુરે છે પણ સુવાસનો આનંદ ક્ષુધાતુર માણસ લઇ શકે ખરો? જરૂરીઆતો પુરવાને માણસો પ્રિયતમા આણતા નથી પણ જરુરીઆતો ન સમજે એવી પ્રિયતમાથી..." એકદમ ભડકયો હોય તેમ તે ઉભો થઇ ગયો. "અરરર, આ વિચાર કેમ આવ્યો? સીરી! મારી પ્રિયતમા! મારી દેવી!" છાપું નાંખી દઇ નવા આવેલા ઉલ્લાસમાં તે સીરીને મદદ કરવા દોડયો.

૫

શ્રીદેવી 'સ્ટવ' પર ચા કરતી હતી. સુષેણ ખુરશી પર લાંબા પગ નાખી કૈં વિચારમાં હોય તેમ છત તરફ નજર નાંખી પડયો હતો. બારણામાંથી ટપાલીએ 'સુષેણ શાંતિલાલ' ની બુમ પાડી. શ્રીદેવીએ ટપાલ લઇ ટેબલ પર મુકી.

ચા થઇ ગઇ. બીતાં બીતાં શ્રીદેવીએ થોડી વારે કહ્યું. "સુષુ! આ ચા પીએ તો જરાક સુસ્તી ઉડે."

"હા લાવ." કહી સુષેણે મુંગા મુંગા તે લઇને પીધી.

"વહાલા! આમ દીલગીર થયે શું વળે! આવતે વર્ષ ફરી બેસજે."

"શ્રીતને! ખબર નથી કે આ એક વર્ષ મારે કેટલું કીમતી છે. ને માત્ર પાંચ માર્કજ ખુટયા. આ વખતે હું પાસ થઇ ગયો હોત તો માસથી તરત કૈં કામ શોધી કઢાત. આપણી બધી સંપત્તિ તો પેલી બેંકમાં ગઇ. પિતાજીથી હવે બીલકુલ કૈં થતું નથી. બહેન-

ને બાર વર્ષ તો થયાં. આવતે વર્ષે બા એને પરણાવવાની ઉતાવળ કરશે ને તું......" સુષેણુ બોલતાં જરા અટક્યો. "સીરી! વહાલી! ખોટું નહીં લગાડતી. પણુ તારા આ અજ્ઞાન અને નિર્દોષતા સાથે કાલે ઉઠીને મને કૈં થયું તો તારું શું થશે?" બોલતે બોલતે તેનો અવાજ ધ્રુજ્યો. ને અતીશય દીલગીરીથી તેણે માથું નીચું નમાવ્યું

બાળક શ્રીએ તેની સામે જોયું ને નિર્દોષતાથી કહ્યું: "સુષુ! હું તારી સાથે આવીશ. તું મરી જાય ને હું કેમ જીવું?"

સુષેણુ જરાં ફીકકું હસ્યો. "તું તો બાળક છે. મરવા જીવવાની વાતમાં હજી તું શું સમજે? દુઃખ પડે ને એમ સહેલાઇથી મૃત્યુ આવે તો તો સારું સ્તો."

"પણુ હું મરી જાઉં તો તું આવે કે?"

"ગાંડી! સવારના પહોરમાં મરવાની વાત કેવી કરવાની. હું તને મરવા દઉંજ નહીં તો."

"જોજે, હોં."

"હા હા, જોજે. પેલી ટપાલ લાવ. ઘેરથી કૈં કાગળ છે કે?" શ્રીદેવીએ તેને કાગળો આપ્યા તે ધીરે ધીરે ફોડતાં તેણે વિનોદ કર્યો. "જો, આજે હું નાપાસ થયો તેના માનમાં ફરવા જઇશું ને..." પણુ વાક્ય પુરું કરે તે પહેલાં તેની દૃષ્ટિ કાગળ પર પડી ને તે ચમક્યો. વાંચતાં વાંચતાં તો તેના હાથ ધ્રુજ્યા. "સીરી! પિતાજીનું હૃદય અટકી પડયું ને તે......"

શ્રીદેવી ગભરાઇ, "શું?" તેણે પુછ્યું. સુષેણુના હાથમાંથી પત્ર પડી ગયો ને તેણે ગભરાઇને માથે બે હાથ મુક્યા. શ્રીદેવી ગભરાટમાં તેને વળગી પડી. "સુષી! સુષી! બોલને શું થયું?" તેણે બહાવરા જેવું આમ તેમ જોયું ને રડી દીધું. "ઓરે! કોઇ આવોરે! સુષી! ઓ વહાલા! બોલને શું થયું?"

શ્રીદેવીની બુમો સાંભળી પાસેની ઓરડીમાંથી પદ્મા અને તેનાં માતાપિતા દોડી આવ્યાં. પદ્માની માતા મોતીબાઇએ સૌથી પહેલાં શ્રીદેવીને પુછ્યું: "શું થયું? સીરી! સુષેણુભાઇને કૈં થયું કે?"

સુષેણુ એકદમ સ્વસ્થ થયો ને સીરીને દૂર કરી. ને તેણે જ જરા તોછડાઇથી મોતીબાઇના પ્રશ્નનો ઉત્તર આપ્યો:

"કૈં નહીં. મારા પિતાજી ગુજરી ગયા." તે સીરી તરફ ફર્યો ને ચીઢવાએલા અવાજે કહ્યું: "સીરી! આશું? જરા સ્વસ્થ થા, આવડા મોટા ઘાંટા શા?"

શ્રીદેવી ગુંચવાઇને રડતી અટકી ગઇ ને સુષેણુના સામે જોયું. પદ્માનાં વ્યવહાર બુદ્ધિવાળા પિતા તેની વહારે ધાયા.

"ધીરો પડ, ભાઇ! બાળક છે. એ તો એમ જ હોય. પણ બહુ માઠું થયું. શાંતિલાલ જેવા માણસ તો કોઇ થવાના નથી. પરમેશ્વરના ઘરનું જ માણસ. હોય, ભાઇ! એ ગયા ને આપણે જવાનું છે. દુનીઆ એમ જ ચાલે છે. જેવી પ્રભુની મરજી."

સુષેણુ કૈં બોલ્યા વિનાજ ઉભો રહ્યો. પદ્માએ શ્રીદેવીને કહ્યું: "ચાલો, બહેન! નહાવા." કહી તે સુષેણુ તરફ ફરી. "ભાઇ! તમારે માટે પાણી મુકું?"

"હા, બહેન."

"હમણાંજ મોકલાવું છું. બા! ચાલ." કહી શ્રીદેવીને લઇ તેના માતાપિતા સાથે તે ગઇ. સુષેણે જરા કચવાટથી જતી શ્રીદેવીને નીહાળી.

"સીરી! તું સદાએ આવી રહેશે?" તે મનમાં બબડયો. "હું બાળક મટી પુરુષ થયો, પણ તારું બાળકપણું તો એમને એમ જ રહ્યું. તું નથી સમજતી મારાં સુખદુઃખ કે નથી સમજતી મારી ભાવનાઓ. મારી વાંછનાઓ ને શક્તિ તારાથી પરખાતી નથી. આપણું શું થશે!

પણ પિતાજીના માઠા સમાચારની આ ઘડીએ આવા સ્વાર્થી વિચાર શા? હવે ભણવાને તો છેલ્લી સલામ; ને શાંતિને પણ. જીવન સંગ્રામમાં હવે તો ઝુઝવાનું. મારાં સ્વપ્નો! પ્રિયતમ સ્વપ્નો! હવે આવીને મને ઘેરતાં નહીં. હવે તો આ બાહુના જોરથી બધાંને ઉભાં રાખવાં છે."

પદ્માએ આવીને તેને જગાડયો. "ભાઇ! આવશો? પાણી થંડું થાય છે."

સુષેણ બોલ્યા વિના પાછળ ગયો.

૬

ઉપરના બનાવને છ માસ વહી ગયા. સુષેણે કોલેજમાં જવાને બદલે મહામહેનતે એક પચાસ રૂપીઆની નોકરી શોધી કાઢી. રોજ તે સવારે વહેલો જતો ને છેક દીવાબત્તીએ ઘેર આવતો. હવે એનાં પહેલાંનાં તોફાનો સુકાઇ ગયાં. આનંદને સાટે દીલગીરીએ એના સ્વભાવમાં સ્થાન લીધું. આવી પડેલા દુઃખની સાથે સાથે શ્રીદેવીમાં દક્ષતા જોવાની એની આકાંક્ષાએ વધી પડી. એનું અંતર પરખી શકે એટલી શક્તિ શ્રીદેવીમાં હોત તો આ આવી પડેલું દુઃખ તેને ઘણું ઓછું લાગત એમ પણ તેને લાગ્યું.

હજુ તેઓ એની એજ ઓરડીમાં રહેતાં. ઘરમાં બધું પ્રથમ જેવુંજ અસ્તવ્યસ્ત રહેતું. ને સુષેણને દીલગીર જોઇ શ્રીદેવીને પહેલાં જેટલુંએ કૈં કરવાનું સુઝતું નહીં. તે પણ દિવસે દિવસે સુકાતી જતી. શું કરે સુષેણ પહેલાં જેવો થાય એ વિચારે તે એકલી એકલી રડતી. પણ વિચારનો અમલ કેમ કરવો તે તેને સમજાતું નહીં.

સુષેણને પણ તેની આ દીલગીરી સાલતી. તેને લાગ્યું કે એકલાં પડવાથી તેને ગમતું નહીં હોય. એક દિવસ પરાણે તેની માસીને ત્યાં તેણે તેને મોકલી.

રજાનો દિવસ હતો. શ્રીદેવીના ગયા પછી એકલા શું કરવું તે તેને સુઝયું નહીં. ખોળામાં ચોપડી ઉઘાડી તે બેઠો પણ વાંચવામાં તેનું ચિત્ત ચોટયું નહીં. મેજ પર આમતેમ ઉડતાં કાગળીઆંને તે ખાલી નજરે જોઇ રહ્યો.

પદ્મા બારણા આગળ આવી ને તેને આમ બેઠેલો જોયો. તેની મુખકળા નિસ્તેજ દેખાતી. તેના વાળ કપાળ પર વીખરાઇ ગયા હતા. એના બેસવાની ઢબમાં ઉંડા વિચાર કે બેદરકારી દેખાતી. પદ્માએ તેને બોલાવ્યો.

"કેમ સુષેણભાઇ ! સવારમાં કેં આમ! શ્રી બેન કયાં ?"

"એની માશીને ત્યાં ગઇ છે" ચમકીને ઉંચું જોતાં સુષેણે કહ્યું.

"એકલાં એકલાં ?"

"એ તો નહોતી જતી પણ મેં એને પરાણે મોકલી. જરા કૈં જાય તો એને ગમે." સુષેણથી એક નીસાસો મુકાઇ ગયો. જરાવાર બંને મુંગા રહ્યાં.

"ચાલો, ત્યારે હું જાઉં !" કહી પદ્મા ઉમરા સુધી ગઇ. એક પળ ત્યાં વિચારમાં ઉભી રહી, અને પાછી ફરી.

"ભાઇ !"

"કેમ ."

પદ્મા જવાબ ગુંચવાઇને ઉભી રહી. "ગુસ્સે ન થાઓ તો કૈં પુછું." સુષેણે આશ્ચર્યથી તેની સામે જોયું.

"ભાઇ ! તમે આટલા દીલગીર કેમ રહો છો ?" હીંમત એકઠી કરી પદ્માએ પૂછ્યું.

સુષેણ પલવાર આંખો પહોળી કરી જોઇ રહ્યો. "દીલગીર ! હું ?"

"હા, ભાઇ ! આજ કેટલા મહીના થયાં તમારા મુખ પરનું હાસ્ય સુકાઇ ગયું છે. પહેલાં તમે ને શ્રી બહેન કેટલો આનંદ કરતાં ? બીચારા શ્રી બહેન પણ દીલગીર ને દીલગીર ર્યા કરે છે."

સુષેણ આ સહાનુભુતિ જોઇ પીગળ્યો. “પદ્મા બહેન ! કેટલીક વસ્તુઓ એવી હોય છે કે તેનો ઉપાયજ થઇ શકતો નથી.”

“પણ ભાઇ! કોઇને કહેવાથી અંતરનો ભાર જરા હળવો તો થાય. ભાઇ! આજ બે વર્ષ થયાં તમે અમારી પડોસમાં વસો છો. અને તમે બંને મારે મન તો સગાં ભાંડુ જેવાંજ થઇ ગયાં છો. બા ને બાપા પણ કેટલો જીવ બાળતાં હતાં.” પદ્માએ લાગણી દેખાડતાં કહ્યુ.

“બહેન! તમે લોકોનાં દુઃખ જાણીને શું કરશો? ના ના બહેન! મને તો કૈં દુઃખજ નથી.”

“એમ શું કરો છો. ભાઇ! બીચારા શ્રી બહેનને તમારી આ સ્થિતિ જોઇ કેટલું દુઃખ થાય છે તે તમે જાણો છો? મારી પાસે કેટલી વાર એ રડી ગયાં. તમે કં બોલતા નથી, ચાલતા નથી ને તમારું દુઃખ એને કં કહેતા નથી. એમને કેટલું લાગે?”

સુષેણ જરાક ફીકકું હસ્યો. “શ્રી? એ બીચારીને શું કહે? એ તો બાળક છે.”

“તે કં સદાકાળ બાળક રહેવાના છે?

“બહેન! એ તો સદા બાળકજ રહેવાની.”

“બાળક? મારાથી તો મોટા છે.” પદ્માએ સમજ્યા વિના કહ્યું.”

“બહેન! માણસ વય વધવાથી મોટું થતું નથી. સીરી તમારાથી મોટી હશે પણ તમારા જેટલીએ દક્ષતા એનામાં નથી એ તમે નથી જોતાં? એ બીચારી અણુઅનુભવી. એને સંસારનું ગાડું ગબડાવતાં કેમ આવડે? બહેન! એને હું કેટલી ચાહું છું તે તમે કૈં જાણો છો? પણ આખા દિવસના થાકે હું કંટાળીને થાકીપાકી ને ઘેર આવું

ત્યારે કોણ જાણે કેમ સીરીને દક્ષ ગૃહિણી સ્વરુપે જોવાની આકાંક્ષા મને થયા વિના રહેતી નથી. તમે કહેશો કે હું ક્યાં મોટો ને અનુભવી છું? વર્ષ પહેલાં હું નહોતો. પણ દુઃખે ને જરુરીઆતે મને ઘડયો." પોતે ફરીઆદ કરે છે એવું જાણ્યા વિના સુખેણથી ફરીઆદ થઇ ગઇ.

"ભાઇ! હજીતો જીંદગીની શરુઆત છે. આમ શું કરોછો?"

"શરુઆત હમણાં થઇ, પણ થઇ ત્યારે સામટી થઇ. પિતાજી ગયા: સંપત્તિ ગઇ; છેલ્લે વર્ષે હું નાપાસ થયો. બહેનને પરણાવવાની છે, બધાંનું પોષણ કરવાનું છે ને આ પચાસ રુપીઆની નોકરી મેળવતાં તો કેટકેટલું કરવું પડયું! વાંક એટલો કે હું ગ્રેજ્યુએટ ન થયો." એનો અવાજ સહેજ દયામણો થયો. ઘણા દિવસથી દબાઇ રહેલી લાગણીઓ માર્ગ મળતાં બહાર નીકળવા લાગી.

"ભાઇ! એ બધું ખરું, પણ તેથી આમ સ્વભાવ બગાડીએ? આ બહેન બીચારાં કેટલાં અકળાય છે?" પદ્માના સ્વરમાં અનુકંપા હતી.

"શું કરું, બહેન! સવારથી સાંજ કેટલું ગદ્ધાવૈતરું કરું છું તે તો તમે જાણોછો ને તે પછી સીરીને લાડ લડાવવા જેટલો ઉત્સાહ મારામાં ભાગ્યેજ બાકી રહ્યો હોય છે. બહેન! હું જાણું છું કે સાંજ પડતાં મારા આવવાની વાટ એ પલે પલે જુએ છે. ને મને જોતાં બાલકભાવથી એ આવીને મળે છે, પણ આખા દિવસના થાક પછી મારે જરા ગરમ ચા કે નાસ્તાની જરુર પડશે એ એ ઘણીવાર વીસરી જાય છે. એ તો ઠીક છે કે તમે છો, નહીં હોત તો એને આટલુંએ કેમ આવડતે? ને હવે તો બહેન! મારી આશાઓ ને ભાવના-

ઓમાં ભાગ લે એવી સીરી થાય એવું જોવાની મને હોંસ થાય છે. તમે શું જાણો કે પુરુષને મન એવી વસ્તુની શી કીંમત છે? પણ એ ઉણપ એને જેટલી સાલે છે તેટલી બીજી કશી સાલતી નથી.” આવેશમાં ને આવેશમાં સુષેણે બધુંજ કહેવા માંડયું.

પદ્માને સુષેણનું કહેવું પુરેપુરું સમજાયું નહીં. એવું સમજવાની એની શક્તિજ નહોતી. પણ સ્રીની સ્વાભાવિક પ્રેરણાબુદ્ધિને બળે એને એટલું તો લાગ્યું કે સુષેણને આશ્વાસનની જરુર છે. પણ આશ્વાસન કેમ આપવું તે તેને સુઝયું નહીં. “ભાઇ! આમ શોક કર્યે શું વળે? પણ જોજો તો ખરા, સીરી બહેન એવાં હોંશીઆર થઇ જશે.” એણે સરલ ભાવે માત્ર એટલું જ કહ્યું.

સુષેણ ખિન્ન થયો. એને લાગ્યું કે પદ્મા એને સમજી શકી નથી, પણ એ એની દયા ખાય છે એ પણ એ જોઇ શકયો. “આશ્વાસન આપવાની જરુર નથી. એ નહીં હોંશીઆર થાય તો એ જેવી છે તેવીએ મારે મન તો કીંમતી છે. એ મારી સીરી ને હું એનો સુષુ તો સદા રહેવાનાજ. પણ......”

સુષેણનું વાકય અધુરુંજ રહ્યું. કોઇ ઉતાવળું આવી બારણામાં દાખલ થયું.

“સુષેણ કુમાર તમારું નામ કે? તમારી પત્ની શ્રીદેવીને ટ્રામ ને ગાડી વચ્ચે આવવાથી અકસ્માત થયો છે. એની સાથે કોઇ બાળક એને મુકવા આવતો હતો એના કહેવા પરથી તમારું નામ જાણી તમને કહેવા આવ્યો છું.” પુરો શ્વાસ પણ ખાધા વિના આવનાર માણસે સમાચાર કહ્યાં. કોઇ બીચારો ભલો માણસ મધુર સીરીનું દુઃખ જોઇ પરોપકાર કરવા પ્રેરાયો હતો.

સુષેણ જડ જેવો આવનાર મનુષ્ય તરફ જોઇ રહ્યો. કેટલીક વાર સુધી તો એણે શું કહ્યું તેજ એને સમજાયું નહીં. પણ થોડી

વારે 'સીરીને અકસ્માત થયો છે' એવો કૈં અસ્પષ્ટ અર્થ તેના મગજમાં ઉતર્યો અને તેણે એકદમ દોટ મુકી. આવનાર માણસ પણ તેની પાછળજ દોડયો. પદ્મા શું થયું તેના વિચારમાં બ્હાવરી જેવી બારણા તરફ જોઇ રહી અને જરા ભાન આવતાં પોતાનાં માતપિતાને ખબર આપવા એ પણ પોતાની ઓરડી બણી દોડી.

૭

શ્રીદેવીને થએલો અકસ્માત ઘણો ગંભીર નહતો પણ તેથી તેના નબળા હ્રદય પર ઘણી અસર થઇ. ચિંતાને લીધે કેટલાએ દિવસથી તેનું શરીર નબળું પડવા તો માંડયું જ હતું. તેમાં આ નિમિત્ત મળ્યું. પરિણામે એનો મંદવાડ ધાર્યા કરતાં ઘણો લંબાયો. ડાકટરને મન તો ક્ષય રોગ થશે એવી પણ બીક લાગતી હતી.

શ્રીદેવીની માંદગીમાં સુષેણ વારંવાર નોકરી પરથી ગેરહાજર રહેતો. મંદવાડે એનો બધો અસંતોષ ભુલાવી દીધો હતો. એના બધા વિચારો હવામાં ઉડી ગયા હતા. એ પાછો ડુમસના દરીઆ કીનારે હતો તેવો પ્રણયી બાલક સુષેણ થઇ રહ્યો હતો. માત્ર તે દિવસે સાધન કે પૈસાનો વિચાર એને કરવાનો નહતો. આજે જાતે કમાઇ ન લાવે ત્યાંસુધી દરેક વસ્તુને માટે એને વાટ જોવી પડતી.

નાની સરખી ઓરડીના એક ખુણામાં શ્રીદેવીની પથારી પાથરી હતી. સુષેણ તેના પર જરા નમી ચમચી વતી તેને દુધ પાતો હતો. સંધ્યા અને રાત્રિના સંધિકાળને લીધે ઓરડામાં ઝાંખુ અંધારા જેવું અજવાળું લાગતું ને તેથી બંનેનાં મુખ પણ ઝાંખાં ઝાંખાં દેખાતાં.

શ્રીદેવીને દુધ પાઇ સુષેણે ધીરેથી તેનું મોં લુછ્યું. શ્રીદેવીએ તરા-એલો એક હાથ સુષેણના પગ પર મુકયો ને પુછ્યું: "સુ વહાલા! ઘણો થાકી ગયો લાગે છે. આજે કયાં ગયો હતો?"

"પેલા મારા શેઠનો કાગળ આવ્યો હતોને તેને મળી આવ્યો."

"શું કહ્યું એમણે ?" સુષેણુના મુખ પર નજર ઠેરવતાં શ્રીદેવીએ પુછ્યું.

"કહે કે તમે હમણાં વારંવાર ગેરહાજર રહો છો તે અમને પરવડતું નથી. તમારો આ માસનો પગાર તમને આજે આપવામાં આવે છે. તમારી નોકરીની હવે અમને જરુર નથી."

"હાય હાય, ત્યારે હવે શું થશે ?"

સુષેણે તેનું માથું પંપાળ્યું. "હું બીજી શોધી કાઢીશ. તું ગભરાય છે શાની ? તું ઝટપટ સાજી થઇ જાને."

સુષેણે હીંમતથી કહ્યું તો ખરું પણ તેના મુખ પર જરા શ્યામતા પથરાયા વિના રહી નહીં. પણ શ્રીદેવીએ અંધારામાં એ ફેરફાર જોયો નહીં.

"તે બીજી તરત મળશે ?" તેણે આતુરતાથી પુછ્યું.

"અરે! હું શોધવા જાઉં તેટલીજ વાર." પાછળથી પદ્મા આવી ને તેણે તેને આ ઢોંગ કરવાની જરુરીઆતમાંથી બચાવ્યો. "કેમ શ્રી બહેન ! કેમ છે અત્યારે ? ને આટલું અંધારું શું ? દીવો કરું ?"

"ના ના, રહેવા દો. આ અંધારુંજ ઘણું સરસ લાગે છે." સુષેણે કહ્યું.

પદ્મા શ્રીદેવીની પથારી પાસે બેઠી ને ધીરે ધીરે એના પગ પર હાથ ફેરવવા માંડયો. વાત કરવાથી થાકી ગએલી શ્રીદેવી ઉંઘમાં પડી.

તે દિવસની વાત પછી સુષેણુ અને પદ્મા વચ્ચે વાત કરવાની છુટ થઇ હતી અને તેમાં શ્રીદેવીના મંદવાડે બંનેને વધારે નીકટ આણ્યાં હતાં. સુષેણુ પોતાની બધી મુશ્કેલીની વાત પદ્માને કહેતો ને પદ્મા સહાનુભુતિ દર્શાવી તેનો ભાર હળવો કરવા પ્રયત્ન કરતી.

શ્રીદેવીને ઉંઘમાં પડેલી જોઇ પદ્માએ ધીરે અવાજે પુછ્યું: "ભાઇ ! શું થયું ?"

"શું થાય? સ્નાનના સમાચાર." તેના સ્વરમાં નિરાશા હતી.

"પણ કહો તો ખરા."

"પહેલાં તો ડાકટરને ત્યાં ગયો. એને પુછ્યું કે "એક નાના અકસ્માતમાંથી આમ બે બે માસથી સીરી રીબાય છે તેનું કૈં કારણ હશે કે નહીં?"

"એણે શું કહ્યું?"

"એ કહે કે "જુઓ ભાઇ! આમ અધીરા થશો તો નહીં બને. તમારી પત્નીનું હૃદય નબળું હતું, અને આ અકસ્માતમાં ત્યાંજ વધારે દબાણ આવ્યું છે. જરાક ક્ષયરોગની અસર લાગે છે."

"હાય હાય."

ને કહે કે "ડાકટરો કૈં પ્રભુ નથી. સારવાર કરો. સારું થઇ જશે." સુષેણનો અવાજ ગુંગળાયો.

થોડીવાર કોઇ બોલ્યું નહીં.

"પછી?" પદ્માએ પાછું પુછ્યું.

"પછી મારા જુના શેઠને ત્યાં ગયો. ત્યાંથી રજા તો મને ગયે મહીનેજ મળી હતી. આજે જોયું તો મારી જગા પુરાઇ પણ ગઇ."

"ત્યારે હવે?"

"થઇ રહેશે." સુષેણે ખીન્નતાથી કહ્યું. "આવતાં આવતાં એક મારવાડીની દુકાને ગયો ને મેં પેલું સીરીની વર્ષગાંઠને દિવસે એને માટે જે શીશફુલ આણ્યું હતું તે ગીરો મુક્યું." એનો અવાજ ગુંગળાયો. આંખમાં બે ટીપાં રોકવા છતાં આવ્યા વિના રહ્યાં નહીં, તે તેણે છાનામાના લુછી નાખ્યાં. જરા વાર રહીને પાછું એણે ઉમેર્યું. "ઘેર બાને પણ પૈસા મોકલવાના છે,"

પદ્માની આંખમાં આંસુ છલકાયાં. પણ તે તેણે છાનામાનાં પાલવ-વતી લુછી નાખ્યાં. શ્રીદેવી ઝબકીને જાગી.

"અોરે, સુષી! ક્યાં ગયો?"

સુષેણે તેનો હાથ હાથમાં લીધો. "આ રહ્યો, સીરી! કે જોઇએ?"

"જરા પાણી આપતો. કેટલું અંધારું? મને એક સ્વપ્નું આવ્યું."

પદ્મા દીવો કરવા ઉઠી. સુષેણે પાણી પાતાં પુછ્યુઃ "શું"

"જાણે કે મને કોઇ પકડીને લઇ જતું હોય! તું નહોતો. મેં ઘણાએ કાલાવાલા કીધા, બળ પણ અજમાવ્યું, પણ એણે તો મને લઇજ જવા માંડી. પણ એટલામાં તું બહારથી આવ્યો ને હું તને જોરથી વળગી પડી ને મારી આંખ ઉઘડી ગઇ." શ્રીદેવીએ જોરથી સુષેણના પગ પકડયા. "ઓ સુહુ! મને કોઇને લઇ જવા દેતો નહીં."

"કોની મગદુર કે તને મારી પાસેથી લઇ જાય! હું તારી ખબર રાખનારો બેઠો છું તે ખબર છે?" સુષેણે તેના ધડકતા હૃદયને દબાવ્યું.

શ્રીદેવીએ તેના પગને વધારે જોરથી પકડયા ને ધીરેધીરે ફરી ઉંઘમાં પડી. સુષેણ તેના સામે એકી ટશે જોઇ રહ્યો.

"ભાઇ કૈં ખાશો?" પદ્માએ સંભાર્યું.

"હમણાં ભુખ નથી. ટેબલ પર જે કૈં હોય તે મુકો. ભુખ લાગશે તો ખાઇ લઇશ."

"આમ કેમ ચાલશે? તમે માંદા પડશો તો શ્રી બહેનની ચાકરી કોણ કરશે?"

"ના, હમણાં તો નહીં જ. હું જરુર પછી ખાઇશ. તમે જાઓ. હવે મોડું થાય છે."

પદ્માએ ટેબલ પર ખાવાનું ઢાંકયું અને ફરી ખાઇ લેવાનું કહી તે ગઇ. સુષેણ ક્યાંસુધી એમને એમ બેસી રહ્યો. ને થાક અને દુઃખથી એની ડોકી ઝુકી પડી. સીરીના પગ આગળ માથું મુકી દુઃખીઆઓને આવે છે તેવી અસ્વસ્થ નિદ્રામાં તે પડયો.

૮

દિવસો પર દિવસો જતા ગયા ને શ્રીદેવીનો મંદવાડ પણ વધતોજ ગયો. સુષેણ આખો દિવસ એની પાસે બેસી રહેતો ને શ્રીદેવીએ એને પળ ન જોતી તો વીલી થઇ જતી.

પણ પૈસા વગર આ દશા ક્યાં સુધી ચાલે? સુષેણને નોકરી પરથી રજા તો મળી ચુકી હતી. પૈસા ખુટતા ગયા તેમ તેમ ઘરમાં વસાવેલી કીંમતી વસ્તુઓ એકેએકે વેચાવા માંડી. શ્રીદેવીની આંખે ફેરફાર ન દેખાય તેટલા પુરતી બહાર દેખાતી વસ્તુઓજ બાકી રહી. છેલ્લા પ્રસંગે તો લગ્ન પ્રસંગે શ્રીદેવીને આપેલી વીંટી પણ ઘણાં છાનાં આંસુ પાડી સુષેણ મુકી આવ્યો. ઘરતું બે માસનું ભાડું ચઢી ગયું હતું. શ્રીદેવીને માટે દવા, ફળ, દુધ વગેરે રોજ લાવવું પડતું. ને ન છુટકે સુષેણને પોતાને પણ પેટને ભાડુ આપ્યા વિના ચાલતું નહોતું. ભીખારી દશાની ને સુષેણની વચ્ચે છેલ્લી વીંટીના પૈસા પુરા થાય તેટલો બે દિવસનોજ અંતર હતો.

આ દશામાં બીજો કોઇ પતિ પત્નીની ચાકરી કરવા સર્વસ્વનું બલિદાન આપવા ભાગ્યેજ તત્પર થાત. હસતા મુખે અને બળતા અંતરે આ સર્વ તે સહન કરતો; ઉની વરાળનો એક શબ્દ પણ તેણે શ્રીદેવી પાસે હજુ કાઢયો નહોતો. ને શ્રીદેવી જેવી ભોળી બાળાને સુષેણ પૈસા ક્યાંથી લાવતો હશે એ પ્રશ્ન કદી સુઝયોજ નહોતો.

શ્રીદેવી સાજી થશે કે તરત નોકરી લઇ આ બધું ઋણ ચુકવાશે એ આશામાંને આશામાં સુષેણે હીંમત રાખી અત્યારસુધી તો નભાવ્યું, પણ શ્રીદેવીને આરામ થવાના બહુ થોડાંજ ચિન્હો હજુ દેખાતાં. પૈસા મેળવવા એણે દરેક દરેક ઉપાય અજમાવી જોયા હતા પણ હવે શું કરવું તે તેને સુઝતુ નહતું. ભુખમરા ને તેની વચ્ચે બહુ થોડોજ અંતર રહ્યો હતો. છેલ્લા પૈસા વધે તેમાંથી વિષ લાવી પોતે

ને સીરી એક સામટાં આ દુનીઆમાંથી ઉપડી જાય એટલોજ રસ્તો તેને બાકી રહેલો લાગ્યો.

ચિંતામાંને ચિંતામાં તેનો રુપાળો ચહેરો ઘરડા ડોસા જેવો થઇ ગયો હતો. તેના ગાલનાં હાડકાં ભયાનક રીતે બહાર તરી આવતાં તેની તેજદાર આંખો છેક ઉંડી ઉતરી ગઇ હતી. ઉગતી જીંદગીમાં દુનીઆનું દુ:ખ માથે લઇ ફરતાં તેનાં ઉમંગ અને આશા કચરાઇ ગયાં હતાં.

એમ કરતાં તે છેલ્લો દિવસ પણ આવ્યો. સુષેણના ગજવામાં માત્ર બાર આનાજ બાકી રહ્યા હતાં. તે હાથમાં લઇ ગણતાં તેની આંખે અંધારા આવ્યાં. એ બાર આનામાં તો એને શું શું લાવવાનું હતું. કૈં પણ વિચાર કર્યા વિના તે બાર આનામાંથી કૈંક લઇ આવવા તે બહાર નીકળ્યો.

ગાંડાની માફક ક્યાંસુધી એણે રસ્તામાં ચાલ્યા કર્યું. ફળવાળાની દુકાન જોઇ એને પેલા બાર આના સાંભર્યા. ડાકટરનું ઘર આવ્યું પણ તે દવા લેવા ગયો નહીં. છેલ્લા બાર આનાથી છુટાં પડતાં એનો જીવ ચાલતો ન હતો. એને એ રસ્તેથી સાત વખત આંટા માર્યા, દરેક વખત ગજવામાં હાથ નાંખ્યો ને તે પાછો ફર્યો.

ક્યાં ચાલતો હતો તેનું એને થોડું જ ભાન હતું. પણ અચાનક એક મોટા મકાન આગળના પાટીઆએ તેનું ધ્યાન ખેંચ્યું ને એણે ઉદારતાને માટે પ્રખ્યાત થએલા શેઠ ભગવાનદાસનું નામ વાંચ્યું. કૈં જાદુથી આકર્ષાયો હોય એમ તે ત્યાં ઉભો રહ્યો. પાટીઆ પરનું નામ તેણે ફરીફરીને વાંચ્યું, ને ત્યાંથી તે આગળ ચાલ્યો પણ થોડું ચાલતાં પહેલાં તો તેના પગ પાછા પડયા. ફરીવાર તે પાટીઆવાળા મકાન પાસે આવીને ઉભો, બે પળ અંદર કંપાઉંડમાં તે મકાન તરફ જોયું ને પોતે શું કરે છે તેનો પુરો વિચાર કર્યા વિના તે અંદર પેઠો.

નાનકડું કંપાઉંડ વટાવી તે મકાન આગળ આવ્યો. ઓટલા ઉપર તુલસીકૃત રામાયણ વાંચતો ભૈયો બેઠો હતો. પગરવ સાંભળી તેણે પુસ્તકમાંથી દૃષ્ટિ ઉંચી કરી.

ભૈયો આ ભીખારી જેવા માણસ તરફ જરા શંકાશીલ નજરે જોઇ રહ્યો. સુષેણનાં કપડાં મેલાં અને ફાટેલાં હતાં. એના મુખ પર ગાંડા માણસમાં ખપાય તેટલી નિરાશા હતી. એનાં તેજહીન ચક્ષુઓ વિચિત્ર રીતે આમતેમ ફરતાં. ભૈયાએ જરા કડકાઇથી પુછ્યું: " કૌન હૈ ! કીસકા કામ હૈ ? "

પહેલાં કદીએ પરિચિત નહીં એવી નમ્રતાપૂર્વક સુષેણે જવાબ આપ્યો; " ભૈયાજી ! શેઠ હૈ ? મીલેંગે ? "

" તુમ કૌન હો ? કાયકે લીએ ઇધર આયા હો ? "

સુષેણ ગુંચવાયો. એને શું જવાબ દેવો એ સુઝયું નહી. " શેઠકુ મીલનેકા હૈ."

ભૈયો જરાવાર એના સામે જોઇ રહ્યો. એને એનામાં કૈં એવું દયાજનક લાગ્યું કે એ પીગળ્યો ને કહ્યું: " બૈઠકખાનામે બૈઠે હૈ. એ રાસ્તેસે જાઓ."

૯

શેઠ ભગવાનદાસ દીવાનખાનામાં ગાદીતકીઆ પર અઢેલીને મહેતાજી પાસેથી હીસાબ સાંભળતા હતા. શેઠ દેખાવમાં આધેડ હતા અને તરતજ પુજામાંથી ઉઠી આવ્યા હોય તેમ શાલ ઓઢી બેઠા હતા. કપાળમાં ભસ્મની રેખા દેખાતી. એમના મુખ પર ભલમનસાઇ અને સૌજન્ય બંને દેખાતાં. સુષેણ અકળાતો ગભરાતો તેમની પાસે આવી ઉભો.

શેઠે આશ્ચર્યથી તેની સામે જોયું. " કેમ ભાઇ ! કોણ છો તમે ?"

સુષેણ આવતાં આવ્યો તો ખરો પણ તેના ગળામાંથી શબ્દો

બહાર નીકળ્યા નહીં. તે અવાચક ઉભોજ રહ્યો. શેઠે વધારે આશ્ચર્ય-થી તેનો તેજ પ્રશ્ન ફરી પુછ્યોઃ "ભાઇ! કોણ છો? ક્યાંથી આવો છો?"

અત્યંત વેદનાથી સુષેણનો અવાજ ખોખરો થઇ ગયો. તેણે કહ્યુંઃ "શેઠ! હું એક ભીખારી છું."

"તમે ભીખારી જેવા દેખાતા નથી," શેઠે તેની સામે ધારી-ધારીને જોતાં કહ્યું. "કોઇ સારા માણસનું ફરજંદ લાગો છો. બોલો શું કામ છે?"

આંખમાં આવેલાં આંસુ સુષેણે મહા પરાણે રોક્યાં. "શેઠ! હું એક ભીખારી જ છું. ને તમારી પાસે ભીખ માગવા આવ્યો છું. મારા બાપ મરી ગયા, બૈરી બહુ માંદી છે ને મારી પાસે એક કોડી પણ નથી. ડાકટર એને હવા ફેર લઇ જવાનું કહે છે. હું નોકરીએ ચઢીને તમારા પૈસા વાળી આપીશ, પણ હમણાં એક પાંચસો રૂપીઆ આપવાની કૃપા મારા પર કરો." ઉતાવળે શ્વાસે શેઠની સામે જોયા વિના સુષેણ બધું બોલી ગયો ને નીચું જોઇ રહ્યો.

શેઠ થોડીવાર તેના સામું જોઈ રહ્યા. એમની દયાનો લાભ ઘણી વાર એવી રીતે લેવાયો હતો કે 'રખેને કોઇ કુપાત્ર જન હોય' એવી ધાસ્તી એમને આવા પ્રસંગોમાં લાગ્યાંજ કરતી. "ભાઇ! હું તમને ઓળખતો નથી, પારખતો નથી ને તમે આવીને એકદમ 'મારી બૈરી માંદી છે માટે મારે પાંચસો રુપીઆ જોઇએ છે' એમ કહો છો તે મારે આપી દેવા? તમે સારા માણસ હશો; એવા દેખાઓ છો, પણ એવા માણસના દેખાવવાળા મારે ત્યાં રોજ કેટલાએ જણ આવે છે. મારે કેમ ઓળખવું તે કહેશો?"

શેઠના શબ્દો જાણે અંતરીક્ષમાંથી આવતા હોય તેમ સુષેણે નીચેથી ઉંચું જોયા વિના સાંભળ્યાં. શેઠને થોડી વાર રહીને ફરી

બોલતા તેણે સાંભળ્યા. "પણ તમારો દેખાવ જોઇ મને દયા આવે છે. તમે કોઇ સારા માણસ દેખાઓ છો. જોઇએ તો આ પચીસ રુપીઆ લઇ જાઓ" પાસે પડેલી કોથળીમાંથી શેઠે પચીસ રુપીઆ કાઢી ધર્યા.

સુરેશ મુંઝાએલા જેવો એ પચીસ રુપીઆ તરફ જોઇ રહ્યો. ને થોડીવારે એ લીધા વિના શેઠને નમસ્કાર કરી બહાર નીકળ્યો. શેઠ એના અતિ દુઃખી દેખાવ તરફ દયાની દાઝતી નજરે જોઇ રહ્યા.

"મહેતાજી! બીચારો દુઃખી માણસ લાગે છે. એને મદદ કરી હોત તો ઠીક થાત."

"અરે સાહેબ! એવા તો કેટલાએ જણ ઢોંગ કરીને આવે છે. એવા દુઃખી દેખાય નહીં તો આપના જેવા છેતરાય કેમ?" આ જાતના દેખાવથી ઘણી વાર ટેવાએલા મહેતાજીને મન આ એક ઢોંગજ હતો.

"ના, પણ આ એવો નહોતો લાગતો. જુઓ, પેલું શું પડયું છે?"

"સાહેબ! એ છોકરાનો કાગળ પડી ગયો લાગે છે." જવાબ દઇ શેઠને સંભળાય તેટલું મોટેથી મહેતાજી બબડયા. "આવા મરતીઆ-ઓ કોણ જાણે ક્યાંથી પાકે છે. ધંધોધારી કરવી નહીં ને ભીખ માગીને પેટ ભરવું. નાટકીઆની માફક ઢોંગ કેટલા કરે છે!"

સાંભળતા ન હોય તેમ શેઠે કહ્યું: "મહેતાજી! એ કાગળ લાવો જોઇએ."

કટાણું મુખ કરી મહેતાજી ઉઠયા અને કાગળ શેઠને આપ્યો.

૧૦

શેઠને ત્યાંથી નીકળ્યા પછી સુષેણે દિશા કે સ્થળનો વિચાર કર્યા વગર દેખાયો તે રસ્તે ચાલવા માંડ્યું. તેનું માથું ભમી જતું હતું. લથડીઆં ખાતો તે ચાલતો હતો. પોતે ભીખ માગી એટલુંજ ભાન તેને ઘડી ઘડી થયા કરતું હતું-

તે ચાલ્યો, વેગમાંને વેગમાં તે ચાલ્યો. એક બે વાર તારના થાંભલા સાથે અથડાયો પણ ખરો, પણ તે ગણકાર્યા વિના તેણે ચાલ્યાજ કર્યું. રખડતો રખડતો કેટલાક વખતે તે દરીઆ કીનારે આવ્યો, થાકથી તેના અંગ કંપતાં હતાં. સવારથી તેણે કૈં ખાધું ન હતું. તે એક બાસ્ટી પર ફસડાઇને પડયો.

ક્યાં સુધી તે એમને એમ પડયો જ રહ્યો. દરીઆમાં ઓટ આવેલી હતી અને તેના હૃદયમાં પણ નિરાશારૂપી ઓટજ હતી. એની મેલી ટોપી રગડીને ભોંય પર ગઇ. એના વાળ હવામાં આમ-તેમ ઉડતા. કૈં પણ જોવાની શક્તિ વિનાની તેની ખાલી દૃષ્ટિ દરીઆ તરફ જોતી છતાં તેને ન જોતી.

છેવટે તેને ભાન આવ્યું. સવારથી પોતે શું શું કર્યું તે બધું તેને યાદ આવ્યું. પોતે ભીખ માગી હતી તે પણ પાછું તેને સાંભર્યું આ બધી યાદોને વિચારના રુપમાં અનુભવવા જેટલું ભાન તેને આવ્યું હતું. એના મગજમાં મૂક માનસિક પ્રલાપ શરુ થયો.

સૌથી પહેલો વિચાર તેને ભીખ માંગ્યાનોજ આવ્યો. તેનાથી કેમે કર્યો તે ભુલાતુંજ ન હતું. "છેવટે મેં ભીખ માગી. માંગી એટલુંજ, પણ મળી તો નહીં. મારું બધું અભિમાન ખોઇને હું આજ ભીખારી થયો; પણ ભીખ માગતાં આવડી નહીં."

વિચાર આવતાંની સાથેજ પોતે ભીખ કેમ માગી હતી તે સાંભર્યું. ને તેને પેલા બાર આના યાદ આવ્યા. ગજવામાંથી એણે બાર આના

હાથમાં કાઢ્યા ને તેને ધારીધારીને જોયા. " માત્ર આ બાર આનાજ બાકી રહ્યા છે, સીરીની દવા લાવવાની છે. એને માટે ફળ ને દુધ પણ લઇ જવાના છે. ને...મારા પેટમાંએ ભુખ લાગી છે, ને તે સૌ આ બાર આના ઉપરજ." તે જરા ફીક્કું હસ્યો ને બાર આના ગજવામાં પાછા સંભાળીને મુકી દીધા.

ફરી વિચાર આવ્યો: " ડાકટર શ્રીને હવા ફેર લઇ જવાનું કહે છે, ને નહીં તો."......એની આંખમાં એક અશ્રુબિંદુ ચમક્યું. " પણ તેમ કરવાની મારી શક્તિ નથી. સારુંજ છે કે હવે મારે માટે પણ કૈં સાધન બાકી રહ્યું નથી. સીરી માંદી થઇને મરી જશે, હું વગર માંદગીએ મરી જઇશ. મરવામાંએ અમે બંને સાથેજ થઇશું." ડોકી બાંકડા પર નાંખી તેણે ઉંચે આકાશ તરફ જોયું.

" બીચારાં બાને બહેન શું કરશે? અત્યારે હું જીવતો છું તોએ એમને હું ક્યાં પોષી શકું છું? બહેન પરણી જશે ને બા......મામા છે ને......મરવાની અણીએ આ બધાંની ફીકર મારે કરવીજ જોઇએ?" જરાવાર સુધી આંખો મીંચી શૂન્ય મને તે પડી રહ્યો. ને મરણ પહેલાં વધારે સુંદર લાગતો ભૂતકાલ તેની દૃષ્ટિ આગળ ખડો થયો.

" ઓ સીરી! હું તને બચાવી શકતો નથી. દેવડી! કેટલી હોંસભેર આપણે પરણ્યાં! અને પરણ્યા પછીનું પ્રથમ વર્ષ કેવા અપૂર્વ સુખમાં આપણે ગાળ્યું! પછી આપણે જરા બગડી ગયાં: ના, આપણે નહીં પણ હું બગડી ગયો. મને અસંતોષ થવા માંડયો. મહત્વાકાંક્ષાઓના પ્રવાહમાં હું તણાયો. કાર્યદક્ષ અને ચતુર ગૃહિણીનો મને મોહ થયો. એકલી સ્નેહસૃષ્ટિ આ બધી ઉણપો પુરાય નહીં ત્યાં સુધી અધુરી લાગી. મારી બાલપણની સખી આ વિકાસ સાધવામાં મદદ નહોતી કરતી એવો મને ભ્રમ થયો. આવા વિચારોથી આવતી ખીજતા મારાથી કાઢી શકાઇ નહીં. ને એ ખીજતાએ તને કરમાવી મુકી.

પરિણામે આજે તને ગુમાવવા બેઠો છું. અકસ્માતનું તો નામ બાકી તારું હૃદય નબળું પડવાનું ખરું કારણ તો એજ." સુષેણની આંખો-માંથી બોરબોર જેવડાં આંસુ ટપક્યાં. "સીરી! મારી દેવી! મને માફ કરજે. તારા પરની પ્રીતિ તો કદી ઓછી થઇજ નહોતી. પણ એ પ્રીતિના બળેજ તું મારાથી કશામાંએ દૂર કે ભિન્ન હોય તે મારાથી ખમાતું નહીં, પણ હવે એ ભુલ સુધારવાનો વખત રહ્યો નથી." આ વિચાર પરંપરા ક્યાં સુધી આમને આમ ચાલ્યાંજ કરી અને ભૂતકાલની દરેક વાત સંભારી સંભારીને સુષેણ ખુબ રડયો, એક બાળકની માફક રડયો. ઘણા દિવસના બાંધેલા બંધ આજ અચાનક તુટયા, અને તે તુટતાં એના દુઃખના સાગરે મર્યાદા છોડી એને વીંટાતા ચારે તરફ ફરી વળ્યાં.

ઘણીવારે છેવટે એને ભાન આવ્યું, શોકનું બધું જોમ ઉતરી જતાં એને પાછી પોતાની મુળ સ્થિતિ સાંભરી, ને તેની સાથે ઘર સાંભર્યું; શ્રીદેવી સાંભરી અને પોતે કેટલો વખત ગુમાવ્યો હતો તે યાદ આવતાં તે ચમક્યો. "અરરર, કેટલું મોડું થયું? સીરી ક્યારની વાટ જોતી હશે ને હું આમ અહીં બાયલાની માફક રડયાં જ કરું છું." તે ઉભો થઇ ગયો પણ બે ડગલાં ચાલીને પાછો ઉભો રહ્યો. "પણ ઘેર શું જાઉં? આ છેલ્લા બાર આના ક્યાં સુધી ચાલે છે તે જોવા? આજ સાંજ પણ એટલા પર પડવાની નથી." પાછો તે બાંકડા પર ફસડાઇ પડયો.

એક વિપલ તેને વિચાર આવ્યોઃ "સીરીની ચાકરી કરવાની ધુનમાં નોકરી છોડી નહીં હોત તો આ દહાડો આવત નહીં, પણ તેમ કરત તો સંભાળ વગર એને મરવા દેવી પડત; ત્યારે હવે સાધન વગર મરવા દેવી પડશે. કાલ વહાણે એને માટે દવા કે દુધ લાવવા-ના પૈસા નથી. શું મોં લઇ ઘેર જાઉં? આ દરીઆમાં જ અત્યારે પડતું નાંખું તો?" વિચાર આવતાં તો આવ્યો પણ તે ચમક્યો.

"પણ પછી સીરીનું શું થાય ? મરતાં મરતાં એના ગળામાં પાણીનાં બે ટીંપાં મુકનારે કોઇ નથી. ના, એમ તો નહીં બને. ચાલ જીવ, બીચારી સીરી રાહ જોતી હશે." ઉભો થઇ ભોંય પર પડેલી ટોપી લીધી ને પોતાનાં કપડાં પર નજર નાખી તે સુક્કી રીતે હસ્યો. "આજ તો હું ચોરી કરું તોએ મને પાપ ન લાગે" ને તેણે પોતાના ઘર તરફનો રસ્તો લીધો.

૧૧

સુષેણ સવારનો બહાર ગયો હતો પણ હજુ પાછો ફર્યો ન હતો. તેની ગેરહાજરીમાં પદ્મા શ્રીદેવી પાસે બેસતી. તે ઓરડીમાં ઠીકઠાક બધું ગોઠવી જતી. સુષેણને બને તેટલો આરામ લેવાનો આગ્રહ કરવાનું પણ તે ચુકતી નહીં. શ્રીદેવીની ચાકરી પણ સગી બહેનની માફક તે કરતી. સુષેણ મનમાં ને મનમાં સદાએ તેનો ઉપકૃત રહેતો.

આ દંપતિની આર્થિક સ્થિતિ પણ પદ્માથી અજાણી નહતી. પોતાના ઘરમાંથી બને તેટલી નજીવી વસ્તુઓ ને કૈં ને કૈં ખાવાની વસ્તુઓ તે ગમે તે બહાને લાવવાને ચુકતી નહીં. સુષેણ પણ પોતાની બધી જ વાત એને ભગિની ભાવથી કહેતો. હવે શું થશે એ વીશે પદ્માની ચિંતા પણ દહાડે દહાડે વધતી જતી હતી.

સુષેણ હજુ સુધી આવ્યો ન હતો તેથી પદ્માને ક્યારની ફીકર થયાં કરતી હતી પણ શ્રીદેવી ગભરાય માટે તેને તે કૈં કહેતી નહીં. શ્રીદેવી પણ ક્યારની તેની વાટ જોયાં કરતી હતી. હમણાંથી તો એનાથી સુષેણ વિના જરાવાર એકલું રહેવાતું જ નહીં. અને સુષેણ આટલો બધો વખત બહાર તો ક્વચિતજ જતો.

ભીંત તરફ મુખ કરી શ્રીદેવી પથારીમાં સુતી હતી. એનું શરીર છેક સુક્કું અને નિસ્તેજ થઇ ગયું હતું. પણ તોએ એના પર લાવણ્યની રેખાઓ દેખાતી. ઉઠવા બેસવાની શક્તિ તો ક્યારનીએ એના-

માંથી ગઇ હતી. "પદ્મા બહેન! હજુ એ કેમ નહીં આવ્યા?" બાળક માની વાટ જુએ તેટલી આતુરતાથી શ્રીદેવીએ પુછ્યું.

"હમણાં આવશે. આજ તમને ઠીક છે તે જરા બહાર ગયા હશે."

શ્રીદેવી થોડી વાર વગર બોલે પડી રહી. "બહેન! હું તો હવે મરી જવાની."

"કોણે કહ્યું? વળી પાછાં ગાંડાં થયાં કે? આવા આવા વિચારો કરો છો તે સુષેણુભાઇની દયા નથી આવતી?"

શ્રીદેવીએ જરા વાર આંખો મીંચી રાખી. "પદ્મા બહેન! હું એમને કેટલા દુઃખી કરું છું?"

"કોને સુષેણુભાઇને? એ તમને જીવાડવાને આટલું કરે છે ને તમને આવું કહેતાં શરમ નથી આવતી?" પદ્મા જરા ખીજવાયાનો ડોળ કરી બોલી. ને શ્રીદેવીની પાસે આવીને બેઠી. શ્રીદેવી પદ્માના હાથને વળગી પડી ને એના સામે ધારી ધારીને જોયું. "બહેન! ફરી એવું નહીં બોલું, પણ મને ખરેખર કહો. એ મને—આવી મુર્ખાને ચહાતા હશે?"

"તમને આજે થયું છે શું? હજુ સુષેણુભાઇ તમને ચાહે છે કે નહીં તેની તમારે ખાત્રી જોઇએ છે? તમારા વિના તો એ મરી જાય. ખબર છે?"

શ્રીદેવીના મુખ પર આનંદ પથરાઇ રહ્યો. થોડી વાર તે એમને એમજ પડી રહી. "બહેન! મારું માથું હોળી આપશો? કેટલા દિવસથી એમને એમજ રહ્યું છે."

પદ્મા કાંસકી લાવી ને શ્રીદેવીનું માથું હોળવા માંડ્યું. "હું પાડું છું તેવીજ સેંથી પાડજો. એમને એવી જ ગમે છે. એક દહાડો એમણે-જ મને એવી સેંથી પાડતાં શીખવ્યું. ને પછી મારું મુખ પકડીને

કહ્યું કે.....પણ તમે વળી મને શરમ વગરની ને વરઘેલી કહેશો; જરા આરસી ધરો તો હું જોઉં, કેવી લાગે છે તે."

શ્રીદેવીએ આરસીમાં જોયું ને એનું મુખ ગંભીર થઇ ગયું. "અરરર, મારું મુખ તો સુકાઇને કદરુપું થઇ ગયું છે. એમને તો ગમશે પણ નહીં." ધારીધારીને એણે આરસીમાં જોવા માંડયું. ને ચિંતાથી પુછયું: "હેં પદ્મા બહેન! ખરેખર એમને નહીં ગમે કે?"

પદ્માની આંખમાંથી છાનુંમાનું એક આંસુ સર્યું. "જો તમે આવું આવું કરશો તો હું તમારી પાસે બેસવાની જ નથી."

"ના ના, બહેન! હવે નહીં બોલું. મને જરા મોં ધોઇ કપડાં બદલાવો. આજ તો સુષી મને બદલાઇ ગએલી જ જોશે."

પદ્માએ કહ્યા પ્રમાણે બધું કર્યું. એનું શરીર વાદળીથી સાફ કર્યું. એને કપડાં બદલાવ્યાં, કપાળમાં ચાંદલો કર્યો, શ્રીદેવી થાકી તો ગઇ પણ એને સરસ લાગ્યું.

"શ્રી બહેન! આજ તમે એવાં રુપાળાં લાગો છો કે હું છોકરો હોત તો તો તમનેજ પરણુત." પદ્મા હસી.

"ના બા, હું તો મારા સુષીને જ પરણુત."

સુષેણે આ છેલ્લા શબ્દો પુરા બોલાય તે પહેલાં બારણામાં પ્રવેશ કર્યો. એણે છેલ્લા શબ્દો સાંભળ્યાં ને તે જરા હસ્યો. મુખ પરની બધી નિરાશા સંતાડવાનો એક મહાભારત પ્રયત્ન તેણે કર્યો. તેના હાથમાં પાંચ છ નારંગી, સંતરાં ને દવાની શીશી હતાં. એક ખુણામાં શરમાતો હોય તેમ તે મુકી દઇ શ્રીદેવી પાસે તે ગયો.

પદ્માએ સુષેણના મુખ પરનો બધો ફેરફાર જોયો ને તેનું હૃદય ચીરાઇ ગયું. તેને એની સ્થિતિની લગભગ તો ખબર હતી. સુષેણના અભિમાની સ્વભાવે તેને છેક પુરું થયું છે એવું કહેતાં અટકાવ્યો હતો. પણ પદ્માને કલ્પતાં વાર લાગી નહીં.

સુષેણે નીચા વળી શ્રીદેવીના માથા પર હાથ ફેરવ્યો. "શ્રી! કેમ છે? આજ તો તું સરસ લાગે છે. ને હું થોડાં ફળ લાવ્યો છું. કૈં ખાશે?"

જરાક ફીક્કું સ્મિત કરી શ્રીદેવીએ કહ્યું: "મેં હમણાંજ દુધ પીધું."

"કોણ લઇ આવ્યું?" સુષેણે જરા આશ્ચર્યથી પુછ્યું.

"પદ્મા બહેન."

સુષેણે પદ્માની સામે જોયું. પદ્માએ કૈં બોલ્યા વગર નીચું જોયું.

શ્રીદેવીએ સુષેણનો હાથ હાથમાં લીધો. "અત્યાર સુધી ક્યાં હતો?"

સુષેણને શું જવાબ દેવો તે સુઝ્યું નહીં. "જરાક ફરી આવ્યો."

"સારું કર્યું. જોની, તારું મોં કેવું સુકાઇ ગયું છે?" તેના મુખપર હાથ ફેરવતાં શ્રીદેવીએ કહ્યું. "કોઇ જાણે કે ખરેખર માંદો તો તું જ છે."

"એ તો અમથું. તું સાજી થઇ જા. પછી તારા કરતાં હું ડબ્બલ જાડો થવાનો."

"ભાઈ! કૈં ખાધું?" પદ્માએ કાળજીથી વચ્ચે પુછ્યું.

"હજી અત્યારમાં? થાય છે." કહી તે પદ્માની સામે જોવાની હીંમત કર્યા વિના શ્રીદેવી તરફ ફર્યો. પદ્મા ધીરે રહી ઉઠી ગઇ. શ્રીદેવીએ તેને જતાં જોઇ ને તેણે સુષેણના ખોળામાં માથું મુક્યું. "વહાલા! હું તને બહુ દુઃખ દઉં છું ખરી?"

સુષેણે તેનો વાંસો પંપાળ્યો. "મારી સીરી દુઃખ દે કે?"

"હું મરી જાઉં તો કેવું સારું." કૈં વિચાર કરતી હોય તેમ શ્રીદેવીએ કહ્યું.

"તને સુખી હવે ગમતો નથી ખરું?"

"ના, ગમે છે તો એટલો કે તેને દુઃખ દેવા કરું છું, તોએ મરવાનું મન નથી થતું. પણ હવે તો મારે મરી જવું જોઇએ."

"જો, એવું બોલશે તો તારી પાસે નહીં બેસું."

"ના ના, બેસ. ગુસ્સે ના થા. જો, આજ મેં કેવા સરસ વાળ હોળાવ્યા છે? આગલી લટ તો તને ગમે એમજ રાખી છે. તેં એક દહાડો નહોતું કહ્યું કે આમ હું વાળ હોળું છું ત્યારે બહુજ શોભુ છું?"

સુષેણે મહા મહેનતે આંસુને રોકી રાખ્યાં. સીરી પોતાનું મુખ ન જુએ તેમ તેના માથા પાસે લઇ તેના વાળને ચુમ્યા. ને તેના પર હાથ ફેરવ્યો.

"કેમ બોલતો નથી?" શ્રીદેવીએ માથું ફેરવી ઉંચું જોયું. "આ શું? રડે છે કે?" નિર્બલ હાથે તેણે તેનું માથું પકડયું. "સુષી! વહાલા! તું નહોતો કહેતો કે રડવું એ બાયલાપણાની નીશાની છે? હું કેટલા સુખમાં મરી જાઉં છું તે તને કૈં ખબર છે? તને પામીને હું તો જન્મોજન્મની ભાગ્યશાળી થઇ ગઇ છું. પણ વહાલા! તારા લાયક તો મારાથી કદી થવાયુંજ નહીં."

સુષેણુથી વધારે વાર રડવું ખાળી શકાયું નહીં. તે શ્રીને ગળે વળગી મોટેથી રડી પડયો. "એમ ના બોલ, સીરી! તું સદાએ મારે લાયકની ને મારી પ્રિયતમા જ હતી."

સીરી પ્રસન્ન થએલી દેખાઇ. "હાશ, સુષી! હવે મને મરતાં દુઃખ નહીં થાય, ને તું મને સંભારશે ને?" વળી જરા અચકાતાં અચકાતાં એણે ઉમેર્યું. "મારી છબી વાળું લોકીટ તું રોજ ફરી પરણે તોપણ પહેરજે હોં."

આ શબ્દોથી સુષેણે પોતાના પરનો બધો કાબુ ખોયો. તે આવેશથી બોલ્યો "સીરી તું મરવાનીજ નથી, ને હું તને મરવા દેવાનોજ નથી."

શબ્દો બોલતાં તો બોલાયા પણ એને પોતાની સ્થિતિનું ભાન તેજ ક્ષણે તીવ્રરૂપે થયું. પણ એ ભાન થતાંની સાથે કૈં ભયંકર નિશ્ચયની રેખાઓ તેના મુખ પર સ્ફુરી. સીરીનો હાથ તેણે હાથમાં લીધો ને અડધું મોટેથી અડધું મનમાં તે બબડચો. "શા સારું સીરી મરી જાય? ને હું સાધનહીન નિર્બલ જનની માફક એને મરતી જોયાં કરું? માણસનો જીવ જતો હોય તોપણ સમાજના કાયદા તોડાય નહીં? ના, આજે તો હું તોડવાનો."

શ્રીદેવી સુષેણની સ્થિતિ જોઇ ગભરાઇ ને પથારીમાં બેઠી થવા ગઇ. પણ નિર્બળતાને લીધે આંખે અંધારાં આવ્યાં ને ફરી પથારીમાં પડી. સુષેણે તે જોયું ને તેના બધા વિચારો હવામાં ઉડી ગયા. ગભરાતાં ગભરાતાં એણે શ્રીદેવીના સુક્કા શરીરને હાથમાં લીધું ને દયાજનક સ્વરે બુમ પાડી: "દેવડી! દેવડી! વહાલી તને શું થયું? હું મુઓ અકળાઇને બોલતો, સીરી! વહાલી!"

બારણામાં પદ્મા હાથમાં ખાવાનું લઇને આવી. સુષેણની બુમ સાંભળી તે ગભરાઇ અને ખાવાનું વચ્ચેજ મુકી એકદમ દોડતી આવી. દુઃખ અને ભુખથી સુષેણને પણ તમ્મર આવતા હતા. એ અને એના હાથમાંની સીરી બંને હમણાં પડશે એમ લાગતું હતું. પદ્માએ એના હાથમાંથી શ્રીદેવીને લઇ પથારીમાં સુવાડી અને સુષેણની આંખો દાબી પાસે પડેલું કોલનવોટર હાથમાં લઇ એને ને સીરીને સુંઘાડયું. થોડી વારે બંને શુદ્ધિમાં આવ્યાં. સુષેણ ઉઠીને ઉભો થવા ગયો.

"ભાઇ! હમણાં બેસી જ રહો ત્યાંને ત્યાં ને હું ખાવાનું લાવી છું તેમાંથી જે ભાવે તે ખાઇ લ્યો. હું શ્રી બહેનને સંભાળું છું." પદ્માએ આજ્ઞાદર્શક સ્વરે કહ્યું. તેણે ખાવાનું લાવી સુષેણ પાસે મુકયું અને તે શ્રીદેવી પાસે જઇ બેઠી.

૧૨

ભુખ એ એવી વસ્તુ છે કે ગમે તેવા માણુસનાં માન મુકાવે છે. ગમે તેવા દુઃખમાં માણુસ એને ભુલી શકતો નથી. ગમે તેવા ભાવનાના ગગનમાં એની આજ્ઞા થયા પછી એક પળવાર ટકાતું નથી.

સુષેણે પાસે પડેલું ખાવાનું જોયું. એક પળવાર તો એ બધું ભુલી ગયો. ને પોતે ખાય છે એવું જ્ઞાન થતાં પહેલાં એણે ખાવા માંડયું.

બે દિવસથી એણે સહેજસાજ કાચું કોરું ખાઇને ચલાવ્યું હતું. આજ સવારમાં તો એણે કાંઇ ખાધુંજ નહોતું. કેટલા કલાક સુધી તો એણે દિશા ને કાલને સંભાર્યા વગર રખડવાંજ કર્યું હતું. અત્યારે ભુખથી એની આંખે અંધારાં આવતાં હતાં. થાકથી એનાં અંગ કળતાં હતાં. દુઃખે એને મરણીયો બનાવ્યો હતો. નિરાશા એના અંગેઅંગમાં પ્રસરી ગઇ હતી. કાલ સવાર તો આથીએ ખરાબ પડવાની હતી. ચોદિશ એને અંધકાર પ્રસરી રહેલો લાગતો હતો. ને એ અંધકારને વીંધવા એ ફાંફાં મારતો હતો.

એને ચોરી કરવાનું મન થયું. એક નહીં પણ અનેક વખત. સીરીના છેલ્લા શબ્દો વખતે તો એણે એમ કરવાનો નિશ્ચય પણ કર્યો. એને સમાજના કાયદા તોડીને ફેંકી દેવાનું મન થયું.

પણ આ જાતનું બહારવટુ કરવાનું તેના સ્વભાવમાં જ ન હતું. સમાજે એનું કૈંએ બગાડયું ન હતું. ઉલટું એજ સમાજમાંથી એને સીરી જેવી સ્નેહાળ પત્ની મળી. હૃદયને ઉન્નત કરે એવી કેળવણી મળી. સંબંધીઓનો સ્નેહ મળ્યો. એ જ્યાં ગયો ત્યાં એને માયા અને મમતા મળ્યાં. એણે સદાએ આવકાર અને આદરજ જોયાં. શા કારણે એ સમાજ ઉપર એને ક્રોધ આવે?

અને જે અભિમાની સ્વભાવ દાન માગતી વખતે આટલો ઘવાય

તે ચોરી કરે? જે સમાજે એને આદર આપ્યો હતો તેના કાયદાને માટે એને પણ આદર હતો. ને કાયદા ન હોય તો પણ સુષેણ ચોર બને? એ બને જ કેમ! ને ચોરી કરવા માંગે તોએ એ ક્યાં કરે? કેમ કરે?

જે વિચારો એને પહેલાં નહોતા સુઝયા તે ખાધા પછી એકદમ યાદ આવ્યા. તે માથે હાથ દઇને એક ખુણામાં જઇને પડયો. સીરીની પાસે જવા જેટલી હીંમત પણ હમણાં તો તેનામાં નહોતી.

પદ્માએ નીચાં વળી બેત્રણ વાર જોયું. અને શ્રીદેવીને દવા પાઇ એનું માથું દાબ્યું. એનાં તળીઆં તળાંસ્યાં. ધીરે ધીરે શ્રીદેવી ઉંઘતી લાગી. ધીરે રહીને એ ઉઠી અને સુષેણ પાસે ગઇ; ખીસામાં સંતાડેલી પચાસ રુપીઆની નોટો કાઢી. "ભાઇ!" તેણે બુમ પાડી. સુષેણ ચમકીને બેઠો થઇ ગયો. પદ્માએ નોટો તેના પગ આગળ વગર બોલે મુકી.

સુષેણ તેના સામે ટગર ટગર જોઇ રહ્યો. "બહેન! આ શું?" તેણે વિસ્મય પામીને થોડી વારે પુછ્યું.

"બહેનની ભેટ."

"મારાથી એ કેમ લેવાય?"

"ભાઇ! ભાઇના સંકટ સમયે બહેન નહીં કામમાં આવે તો કોણ આવે?"

"પણ તમારા બા શું કહેશે?"

"આ તો મારા એકઠા કરેલા પેસા છે." પદ્માએ જવાબ ઉડાવ્યો. એ કોઇને કહ્યા વગરજ પોતાના એકઠા કરેલા પૈસા આપવાને લઇ આવી હતી. માત પિતાને પુછતાં એ કૈં હા પાડે એવી ખાત્રી નહોતી.

સુષેણ સમજ્યો. પણ આ વખત બહુ આનાકાની કરવાનો નહતો.

આ અણીની વખતે પ્રભુએજ તેને પૈસા મોકલી આપ્યા હોય એમ લાગ્યું. પોતે કમાશે ત્યારે આ પૈસા પાછા આપવાની એને ખાત્રી હતી. તેણે એક આભારદર્શક દૃષ્ટિ નાંખી એ પૈસા લીધા. "બહેન ! હું નોકરીએ લાગીશ ત્યારે તરત પાછા આપી દઇશ." પદ્મા ત્યાંથી કૈં પણ બોલ્યા વિના ઉઠી શ્રીદેવીના ખાટલા પાસે જઇ બેઠી.

## ૧૩

યુવાનીમાં માણસની નિરાશા બહુ વાર ટકતી નથી. આશાનું એક કિરણ પણ તેને આધાર આપવા બસ હોય છે.

પચાસ રુપીઆ પાસે આવ્યા એટલે સુષેણનાં તન અને મન બંનેમાં જોર આવ્યું. આ પચાસ રુપીઆ ચાલે તેટલામાં તો ગમે તેમ કરીને પોતે નોકરી શોધી કાઢશે એવી તેને હીંમત આવી. ચાલીવાળા ભૈયાને વીસ રુપીઆ ભાડા પેટે આપ્યા અને બાકીના રુપીઆ લઇ બીજી સવારે શ્રીને માટે દવા ને ખાવાનું લાવવા ને નોકરીની શોધમાં તે નીકળ્યો.

તે ડાકટરને ત્યાં ગયો. ઘણા દિવસે તેણે જરા ખુશ મીજાજમાં વાત કરી. દવા લીધી ને નોટ વટાવી પૈસા આપ્યા. પરચુરણ ખીસામાં છુટું નાંખ્યું. નોટો પાકીટમાં મુકી ને તેને ગજવામાં સંભાળીને મુક્યું, અને નારંગી લેવા ફળવાળાની દુકાને મુખમાંથી ધીમી ધીમી સીસોટી વગાડતો તે જવા નીકળ્યો. ગજવામાં બાકી રહેલા સાડી ઓગણ-ત્રીસ રુપીઆ પર એને આટલો આનંદ કેમ આવતો હશે તે તો પ્રભુ જાણે.

આજ કેટલે દિવસે તેણે આટલી સ્વસ્થતા અનુભવી હતી. ભુખે મરી જવું નહીં પડે એવી તેને ખાત્રી થઇ હતી. રસ્તામાં ચાલતાં ચાલતાં પણ એ જમીન પર નહીં પણ હવામાં ઉડતો હોય એવું તેને લાગ્યું.

ફળવાળાની દુકાન આવી. સારામાં સારી જોઇને નારંગીઓ તેણે લીધી. કેટલે દિવસે સીરી આવી સરસ નારંગી ખાઇ શકશે એ વિચારે એનું હૈયું હરખાયું. તેણે ગજવામાંથી પૈસા આપવા પાકીટ કાઢ્યું.

પણ અકર્મીના પડીઆ હંમેશાં કાણા હોય છે. સુષેણ પાકીટ-માંથી પૈસા કાઢવા ગયો પણ તે કાઢે તે પહેલાં ત્યાં રાહ જોઇને ઉભો રહેલો કોઇ ખીસાકાતરુ એના હાથમાંથી પાકીટ ઝુંટવીને નાસી ગયો. સુષેણ બહાવરા જેવો તે જતા આકારને જોઇ રહ્યો. ને તેને શું થયું તેનું ભાન આવે તે પહેલાં તો તે ચોર કયાંનો કયાં અદૃશ્ય થઇ ગયો. સુષેણે નારંગીઓ ત્યાંજ પડતી મુકી ને તેની પાછળ દોડયો. બે ચાર જણ જોડે અથડાયો, પણ કોઇની ફરીઆદ સાંભળવા ઉભો ન રહેતાં એણે દોડયાંજ કર્યું. છેવટે રસ્તામાં એક પોલીસે તેને અટકાવ્યો.

તેની આંખે અંધારાં આવ્યાં. તે રસ્તા વચ્ચેજ ત્યાંને ત્યાં બેસી ગયો. હવે તે શું કરે ? કયાં જાય ? કોની પાસે માગે ? સીરીની ચાકરી શામાંથી કરે ? પોતે શું ખાય ? ઘેર રડતી માતાને શું મોક-લાવે ? ને પદ્માને પણ શું કહે ? ને કહે ને કદાચ તે એમ માને કે વધારે પૈસા કઢાવવાનો આ રસ્તો છે તો શું ? બધું થાય પણ પદ્મા એવું ધારે તે તો નજ ખમાય.

ને સીરી આગળ તે શું મોં લઇ જાય ? " હવે રીબાઈ રીબા-ઇને અંતની વાટ જોવા કરતાં અત્યારે જ અંત આણ્યો હોય તો કેવું ? "

તેને ગજવાના એક ખુણામાં નાખેલું પરચુરણ સાંભર્યું. તે ઉઠયો. પૈસા ગણી જોયા. આઠ આના થયા.

દુકાનદારને કૈં બહાનું બતાવી તેણે એ આઠ આનાનું અફીણ

ખરીદ્યું. ધ્રુજતે પગલે ને દબાતે હૈયે તે ઘેર આવ્યો. પણ તેણે નિશ્ચય કીધો કે સીરીને તો છેક છેલ્લી ઘડી સુધી કૈં પણ જાણ પડવા દેવી નહીં.

મૃત્યુનું બીહામણું રુપ રસ્તામાં તેને હજાર વાર પાછળ આવતું દેખાયું. તેનું હૃદય ધ્રુજ્યું. પગ ધ્રુજ્યા. પણ ચાલીનો દાદર ચઢતી વખતે તેણે મહા પ્રયત્ને એક પ્રકારની બહારની સ્વસ્થતા મેળવી.

"સુપી ! વહેલો કયાંથી આવ્યો ?" શ્રીદેવીએ જરા આશ્ચર્યથી પુછ્યું. નોકરીની શોધમાં સુષેણ આજ જવાનો હતો એવી તેને ખબર હતી.

"અત્યારે માથું દુખે છે. જરા મોડેથી પાછો જઇશ."

તે આવી શ્રીદેવી પાસે બેઠો. તીવ્ર યાતના અનુભવતું તેનું હૃદય ડામાડોળ થઇ રહ્યું હતું. પોતે કરેલો નિશ્ચય પાર પાડવો કે કેમ તે વીશે હજુએ તેને શંકા થયા કરતી હતી.

મૃત્યુ દૂર હોય ત્યારે નિરાશ થએલો માણસ તેને દરરોજ નિમંત્રે છે, પણ મૃત્યુ પાસે આવતું જણાય ત્યારે ગમે તેવા હતાશ થએલા-માંએ આશાના અંકુરો ઉગી નીકળવા માંડે છે. સુષેણનું હૃદય પણ હજારો અણપુરાએલી આશાઓથી ભરાઇ ગયું. પૈસા હોય તો શ્રીદેવી તરત સાજી થાય. ને શ્રીદેવી સારી થાય પછી પોતે શું શું કરે ? એને મહાન પદવિએ પહોંચવાનો લોભ હતો. એને પૈસા મેળવવા હતા. એને કીર્તિ મેળવવી હતી. ને સીરીને એ બધાની ભાગીઅણ બનાવવી હતી. પણ એની એકે આશા સફળ થાય તે પહેલાં તો એને વગર વાંકે અને વગર પાપે અવતાર પુરો કરવો પડતો હતો.

'છેલ્લો દિવસ ! છેલ્લો દિવસ ! છેલ્લો દિવસ !' તેના કાનમાં વાગ્યા કરતું હતું.

તે અતિશય મમતાપૂર્વક શ્રીદેવીની પાસે જઇ બેઠો. સ્નેહનો

સદાએ અધુરો રહેતો ભાવ અદ્દભુત મૃદુતાપુર્વક તેણે દર્શાવ્યો. છેલ્લી વાર મળતા આતુર પ્રણયીની માફક તે તેને ભેટયો.

તે સદાએ ભાવ દર્શાવતો પણ આજનો તેનો આવિર્ભાવ કૈં અપૂર્વ હતો ને તેથી શ્રીદેવીનેએ નવાઇ લાગી.

"વહાલા! આજે તને શું થયું છે? આટલું હેત ક્યાં ભરી રાખ્યું હતું? આવું કરશે તો મને મરવાનુંએ નહીં ગમે."

સુષેણે એક નિઃશ્વાસ નાંખ્યો. આજેજ મરી જવાનું હતું એવી આ બીચારી બાલાને ક્યાં ખબર હતી.

આમ ને આમ બપોર પડયા. સાંજ પડવા આવી. સુષેણ શ્રીદેવી-ની પાસે આખો દિવસ બેસીજ રહ્યો.

"સુ! બહાર નથી જવું?" શ્રીદેવીએ અનેક વાર પુછ્યું. પણ તે તો "મોડેથી" એટલો જ જવાબ આપી પતાવી દેતો.

પદ્મા બે ત્રણ વાર આવી ગઇ. તેને પણ આજની સુષેણની સ્થિતિ કૈંક વિચિત્ર લાગી. પણ તે તો તેની સ્થિતિની ચિંતાને લીધે હશે એમ તેણે મનને મનાવ્યું. સાંજના તો તેને તેની માતા સાથે કૈંક જવાનું હતું. કમને તેણે જવાનું કબુલ્યું હતું.

સુષેણ સંધ્યા સમયની રાહ જોતો હતો. તેને ઘડી ઘડી આવતી પદ્માની બીક લાગતી હતી અને તેથી તે ક્યારે બહાર જાય તેની તે વાટ જોઇ રહ્યો હતો. છેવટે સાંજ પડી. પદ્મા છેવટની આવીને ગઇ. તે ઓરડીની સાંકળ દેવા ઉઠયો પણ "પાછળથી બારણાં ઉઘાડવાની તસ્દી પડશે." એ વિચારે એણે તે એમને એમજ રહેવા દીધી.

તેણે બે પ્યાલામાં આણેલું વિષ તૈયાર કર્યું. શ્રીદેવી તેને આશ્ચર્ય-થી જોઇ રહી. "સુ! શું કરે છે?"

"અરે! તને કહેવું ભુલી ગયો. સવારે એક મહાત્મા મળ્યા હતા તેણે આ પ્રસાદ આપ્યો છે. ને કહ્યું કે "તમે બંને આ પી જજો. તમારો દિવસ આજથી ફરવા માંડશે."

ભોળી શ્રીદેવીને આ બહાનું માનતાં કૈં વાર લાગી નહીં. સુષેણ પર તેને એટલી શ્રદ્ધા હતી કે તે આવા મહાત્માઓને કોઇ દિવસ માનતો નહીં એ પણ તેને યાદ આવ્યું નહીં.

સુષેણે પ્યાલા તૈઆર કરી આણ્યા. આણતાં આણતાં તેનું આખું શરીર ધ્રુજ્યું. તેને પરસેવો પરસેવો થઇ ગયો. પણ એક મહા પ્રયત્નને બળે તેણે મન મજબુત કીધું.

"શ્રી! ધાર કે આજ આપણે બંને મરી જવાનાં હોઇએ તો તને શું લાગે!" બેદરકારીના દેખાવથી સહેજ વાત કરતો હોય એમ એણે પુછ્યું.

"આપણે બંને મરતાં હોઇએ તો તો મને અઘરું નહીં લાગે પણ એકલું મરતાં તો જીવ નહીં ચાલે. આજ તો નહીંજ. સુષી! તું એવો વહાલો લાગે છે કે યમરાજા સાક્ષાત્ આવે તોપણ આજતો નાજ કહું." શ્રીદેવી કીલકીલાટ હસી. ઘણે દહાડે તે આવું હસી. આ હસવું છેલ્લીજ વારનું હતું એ વિચારે સુષેણનું અંતર વીંધાઇ ગયું.

તેણે પ્યાલા નીચે મુકયા ને છેલ્લીવાર ભેટી લેવા તે સીરીની પાસે બેઠો. "વહાલા! તુંજ મને પ્રસાદ પાને?" શ્રીદેવીએ લાડમાં કહ્યું.

સુષેણની આંખમાંથી બે આંસુ ટપકયાં. તે પ્યાલો ઉંચકવા ગયો પણ તેનો હાથ ધ્રુજ્યો. તેણે મુખ ફેરવી દીધું. "વહાલી! સીરી!" તે કૈં બોલવા ગયો પણ તેનો અવાજ ગળામાંજ ચોંટી ગયો. ફરી મન કઠણ કરી તેણે પ્યાલો હાથમાં લીધો. શ્રી પોતાનાં મુખ પરના ભાવો ન પરખે માટે તેણે તેના ગાલ સાથે પોતાના ગાલ અરાડયા. તેની દૃષ્ટિ આગળ બીજી દુનીઆનાં દ્વાર ખુલતાં જણાયાં.

એકદમ બારણું ઉઘડયું. ભગવાનદાસ શેઠ ત્યાં ઉભા હતા. તેમણે એક ઉતાવળી દૃષ્ટિ ઓરડીમાં ચોતરફ નાખી.

"સુષેણુ કુમાર! તમારો આ પત્ર મારે ઘેર પડી ગયો તે આપવા આવ્યો છું. એને લીધેજ મને તમારું સરનામું જડયું, ને તમે માગ્યાં હતાં તે રુપીઆ પણ આ રહ્યા. ફુરસદે ભરી દેજો."

સુષેણુના હાથમાંથી પ્યાલો પડી ગયો. તે ધ્રુજતો ધ્રુજતો ઉભો થયો. શેઠે આગળ ચલાવ્યું:

"તમને કૈં કામ આવડે છે કે? મારી મીલમાં કેશીઅરની જગા ખાલી છે. તમને જો ફાવે તો......" પણ શેઠ વધારે બોલે તે પહેલાં સુષેણુ તેમના પગ આગળ બેભાન થઇ પડયો.



## પ્રસન્ન વદન.



પ્રસન્નવદન સુખી અને સંતોષી હતા. વરંડાની આરામચેર પર પડયાં પડયાં ઉંચે ચઢતાં ધુમાડાના ગુંછળાંઓને, કૈં એમાંથી નવું તત્ત્વજ્ઞાન જડતું હોય એમ એ જોઇ રહ્યા હતા. આજે એમની ચાલીસમી વર્ષગાંઠ હતી. એમની સુંદર નવી પત્ની આમતેમ ફરી બધો કારભાર કરતી તેની ગતિથી હવામાં પડતી સુંદર રેખાઓને જોતાં એમને અપૂર્વ સુખનું સંવેદન થતું.

ઉંચે ચઢતાં ધૂમ્રના ગોટા એમના પાછલા જીવનની આકૃતિઓ રચતા હોય તેમ થઇ દૂરને દૂર જતાં અને ઝાંખાં થઇ જતા. એ આકૃતિઓમાં શોક કે દુ:ખનાં બીહામણાં સ્વરુપો નહોતાં રચાતાં, પણ એક અખંડ સુખમય જીવનની માળા સમા એમના ખંડોમાંથીએ એક અખંડ માળા બન્યે જતી.

અને પ્રસન્નવદનના જીવનમાંએ કદી શોક કે દુ:ખને અવકાશ નહોતો મળ્યો. શ્રીમંત પિતાના તેઓ પુત્ર હતા, અને જામી ગએલા

વ્યાપારમાંથી એમને લક્ષ્મીએ કદી અચલતાનો ભાવ નહોતો બતાવ્યો. એમની બાળક વયમાં પરણેલી પ્રથમ પત્નીએ એમને સદાએ દેવ સમા પુજ્યા હતા, અને એનાથી એ સુખી થયા હોય કે નહીં પણ દુઃખી તો નહોતા જ થયા. એમની પાંત્રીસ વર્ષની વયે બે પરણેલી પુત્રીઓને મુકી એ દેવગત થઇ ત્યારે પણ એમને શિર કશીએ જોખમદારી એ નહોતી મુકી ગઇ. અને મોટી ઉમરે પકવ થએલી એમની રસવૃત્તિએ સોહામણી ને સુકુમાર સુંદર વહુને શોધી કાઢી ત્યારથી સ્વર્ગ એમને માત્ર બે જ તસુ ઉંચે હોય એમ લાગતું. બે વર્ષે સુંદર વહુને પુત્ર સાંપડયો. બુદ્ધ ભગવાનના દુઃખના અભાવ કરતાં એ વધારે સુખની પરાકાષ્ટા હવે તો પ્રસન્નવદનને સાંપડી. નિરોગી શરીર અને લક્ષ્મીનો પ્રસાદ; સુશીલ પત્ની અને આંખ ઠારે એવાં સંતાન; આથી વધારે માણસને સુખી કરવાને શું જોઇએ?

આજે વર્ષગાંઠ નિમિત્તે પ્રસન્નવદને થોડાક મિત્રોને રાતના જમવા તેડયા હતા. હજુ તો માત્ર ચારેક વાગ્યા હતા. સાંજના સુંદરને અને પ્રબુદ્ધને લઇ બે ઓસ્ટ્રેલીઅન ઘોડાની ગાડીમાં તેમણે ફરવા જવાનો વિચાર કર્યો હતો. સુંદર વહુને શણગારવાને એમણે ગઇ કાલે પોતેજ પસંદ કરીને સુંદર મોરપીંછ રંગની બનારસી સાડી અને તેમાં જ ભળે એવી સરસ ચોળી લઇ આવ્યા હતા. સુંદરને સ્વચ્છ હીરાના અલંકારો સાથે એ બધું કેવું શોભશે એનું એક માનસિક ચિત્ર તેઓ અત્યારે મનમાં દોરી રહ્યા હતા.

વિચારમાંને વિચારમાં એમની દૃષ્ટિ દૂરથી બંગલાના બગીચામાં પેસતી કોઇક માનવ આકૃતિ પર પડી. એમને રેખાઓ કંઇક પરિચિત લાગી અને જરા પાસે આવતામાં તો એ આકૃતિને એમણે ઓળખી કાઢી. "ગૌતમ! એ અહીંઆં કયાંથી?"

આવનાર મનુષ્ય પોર્ટીકોમાં થઇ બંગલાનાં પગથીઆં ચઢયો. ચઢતાં ચઢતાં તેની અને પ્રસન્નવદનની આંખો મળી. "પ્રસન્નવદન!

આવું?" તેણે શાંત સ્વરે પુછ્યું; પણ પ્રસન્નવદન કંઈ જવાબ દે તે પહેલાં તો એ ઉપર આવીને ઉભો.

પ્રસન્નવદનના મુખ પર ગુંચવાડો સ્પષ્ટ હતો. "ગૌતમ! તું? અહીંઆં ક્યાંથી?" એમણે કંઈક કડક રીતે પુછ્યું.

"હા, હુંજ. પ્રસન્નવદન! ખબર નથી આજે તારી વર્ષગાંઠ છે તે?" જાણે પ્રસન્નવદન પોતેજ એની વર્ષગાંઠ ભુલી ગયો હોય એમ આવનારે જરાએ અસ્વસ્થતા વિના પુછ્યું.

"હા, મને ખબર છે. પણ મેં તારી આશા આજે નહોતી રાખી."

"કેમ? પણ અંદર ચાલ, આપણે નીરાંતે વાતો કરીએ."

પ્રસન્નવદનને પણ આ સુચના પસંદ પડી. કોઇ ગૌતમને અત્યારે અહીંઆં જુએ તે તેમને પણ ગમતું નહોતું. "હા, ચાલ." તેણે ગૌતમને પોતાના બેસવાના ખંડમાં દોર્યો. ત્યાં વગર રજાએ ભાગ્યેજ કોઇ આવતું. જતાં જતાં એમણે બારણાં દીધાં. "કહે હવે તું કેમ અત્યારે અહીંઆં આવ્યો?" તેમણે અકળામણમાં હોય એવા સ્વરે પુછ્યું.

ગૌતમે બે શોકપૂર્ણ આંખો તેમના પર ઠેરવી. "પ્રસન્નવદન! તું પણ મને તારે ઘેર આવવા લાયક નથી ધારતો?" તેના અવાજમાં મૃદુતા અને કંપ હતાં.

"પણ પેલા બનાવ પછી—" પ્રસન્નવદને જરા અચકાતાં અચકાતાં કહ્યું.

"તને મારી બધી વાત ખબર છે? તે વગર તું મને દોષ કેમ દઇ શકે? ને આપણી બાળપણની દોસ્તીને ખાતર પણ તેં મને ન્યાય નહીં આપ્યો?" તેની આંખમાં ઠપકો હતો.

પ્રસન્નવદન જરા દબાયા. "પણ હું શું કરું? મારાથી થાય તેટલું તો બધું મેં કર્યું. તારો કેસ ચાલ્યો ત્યારે તને બચાવવાની

બધી સામગ્રી તૈયાર કરનાર તો હું જ હતો. પણ તેં જ એવું કર્યું કે જેમાં બચાવ થઇ શકે નહીં પછી શું કરું ?"

"ના, તને બધી વાત ખબર નથી. તે પછી આપણે ફરી મળ્યાએ નથી કે હું તને બધી વાત કહું. આજે હું તેટલા માટેજ આવ્યો છું." એણે પ્રસન્નવદન સામે જોયા વિના કૈં દુઃખદાયક વાત યાદ કરતો હોય એમ આંખો મીંચી. પ્રસન્નવદને અસહાય્ય રીતે ઘડીઆળ સામે જોયું. ઘડીઆળમાં પાંચ વાગ્યા હતા. છ વાગે તો સુંદર વહુને ફરવા લઇ જવી હતી. તેમણે જરા તોછડાઇથી કહ્યું: "ગૌતમ ! આપણે બીજી વાર વાત કરીએ તો ન ચાલે ? આજે મને જરા કામ છે."

"આજે તારી વર્ષગાંઠને દિવસે તને શું કામ હોય ? અને કદાચ..." તેનો અવાજ તુટયો; "ફરી મને વાત કરવાનો વખત પણ ન મળે. પ્રસન્નવદન ! હું તને એક વીનંતી કરવા આવ્યો છું. મારી આટલી વાત નહીં સાંભળે ?" બદલાએલા મિત્રના વર્તનથી લાગતું દુઃખ સંતાડવાનો પ્રયત્ન કરતાં તે બોલ્યો.

પ્રસન્નવદનથી આ જુના બાળમિત્રને વધારે સખ્તાઇથી ના કહેવાઇ નહીં. "છ વાગતા પહેલાં તો મારે જવું જોઇએ" એમ કહેતાં કહેતાં તે કચવાતે મને ફરી બેઠા.

"તને ખબર તો છેજ કે જે ચાલમાં મારી પત્ની મરી ગઇ તેજ ચાલમાં એ બનાવ બન્યો ત્યારે હું રહેતો હતો." ગૌતમે વાત શરૂ કરી. "મારી પત્નીના મૃત્યુ પછી મારી જોડેનીજ ઓરડીમાં બે નવાં ભાડુત રહેવા આવ્યાં. બંને પતિપત્ની જેવાં લાગતાં. પુરુષ જરા લહેરી ને વ્યસની હતો, ને એના ચેનચાળા એને સદ્‌ગૃહસ્થમાં ખપવાને નાલાયક ઠરાવતાં. ઘણી વાર એ મોડો આવતો અને એની સ્રીને અશ્લિલ ગાળો ભાંડતો મેં એને સાંભળ્યો હતો. એનું વય ત્રીસથી પાંત્રીસ વર્ષનું હશે.

આ બીચારી સત્તર અરાઢ વર્ષની અજ્ઞાન બાલા જેવી લાગતી. એના મુખ પર સુંદરતા હતી પણ તે કરમાતી જતી હોય એવી લાગતી. એની મોટી આંખોમાં એટલી બધી નિરાધારતા દેખાતી કે કોઇનેએ એના પર તરત અનુકંપા ઉત્પન્ન થાય.

પેલો પુરુષ ઘણી વાર રાત્રે દારૂ પીને આવતો અને એને મારતો. એ નિરાધાર બાળાની દયામણી ચીસો સાંભળીને મેં કેટલીએ વાર ઉંઘ વિનાની રાત્રિઓ વીતાવી હશે, પણ એને છોડાવવા જવાનું કોઇનું જ બળ નહોતું. એથી તો પરિણામે એ બાળાને જ દુઃખ પડે એવો સંભવ હતો.

એક રાતે, તારી વર્ષગાંઠનેજ દિવસે હું રાતના અહીંથી આનંદ કરી બારેક વાગે ઘેર ગયો હતો. તેં મને તે દિવસે રહી જવાનો ખુબ આગ્રહ કર્યો હતો તે યાદ છે? પણ મારું ભાવિ મને ત્યાંજ બોલાવતું હશે તે કેમ મિથ્યા થાય?" તેના અવાજમાં જરા ખખરી બાઝી. જરા વારે ગળું ખંખારીને તેણે ફરી આગળ ચલાવ્યું "ઘેર ગયા પછી મને ક્યાં સુધી ઉંઘ નહીં આવી. મારી જોડેની ઓરડીમાં પેલી બાલા ઝીણું ઝીણું રડતી હતી તે મને સંભળાતું, અને કેં અજબ રીતે એના તરફ દયાભાવ પ્રેરતું. હું પથારીમાં પડયો પણ ક્યાં સુધી મને એના રુદનના ભણકારા વાગ્યાં જ કર્યાં, અને ઉંઘ નહીં આવી. પછી હું કયારે ઉંઘી ગયો તે ખબર નથી પણ ભરઉંઘમાંથી અચાનક એક કારમી ચીસ સાંભળી હું જાગ્યો, અને મને પુરું ભાન આવે તે પહેલાં તો એ ચીસને આધારે હું પથારીમાંથી સફાળો કુદી દોડયો.

હું બહાર દોડયો અને જોડેના અર્ધ ખુલ્લા દ્વારમાંથી જોયું તો પેલો રાક્ષસ પેલી બાળાની ગળચી પકડી કંઇક કબુલ કરાવતો હતો. તેના એક હાથમાં છરો હતો અને તેના વીકરાળ સ્વરુપ પરથી દેખાતું કે જો એ કહે તે એ બાળા નહીં કરે તો બીજીજ ક્ષણે એ

છરો એને જરુર ઘોંચી દેવાનો. આ અવસ્થામાં કોઇ પણ માણસ શું કરે? હું દોડયો અને પેલા પુરુષનો છરાવાળો હાથ મેં પાછળથી પકડી લીધો. બીજીજ પળે મને એક ભયંકર વિચાર આવ્યો. 'આ નરરાક્ષસના પંજામાંથી આ બાળાને છુટી કરી હોય તો?' એ વિચાર એ ક્ષણે કેમ આવ્યો તે હું કહી શકતો નથી. કદાચ એ બાળાના ફટકી ગએલા દેખાવે એ વિચાર મારામાં પ્રેર્યો હોય; પણ બીજીજ પળે એના હાથ વાળી એનાંજ શરીરમાં એ છરી મેં ઘોંચી દીધી."

છેલ્લું વાક્ય બોલતાં બોલતાં ગૌતમની આંખે અંધારાં આવ્યાં, અને પેલા પુરુષનું પ્રેત નજર આગળજ જોતો હોય એમ એને કમકમાં આવ્યાં. પ્રસન્નવદનના વદન પર પણ કમકમાટ અને ગ્લાનિ બંને છવાઇ રહ્યાં.

"ત્યારે તેં એ ખુન જાણી જોઇનેજ કર્યું તો ખરુંજને?"

પ્રસન્નવદનના આ પ્રશ્ને ગૌતમ એકદમ કોઇ ખરાબ સ્વપ્નમાંથી જાગતો હોય એમ ચમક્યો અને તેણે ટગર ટગર પ્રસન્નવદન સામે જોયું, અને ધીમે ધીમે દરેક શબ્દો છુટા પાડતો તે બોલ્યો. "હા. એ ખુન મેં કર્યું. જાણી જોઇને કર્યું. પણ તેનો તું મને દોષ દેશે? એ વખતે એ એટલો છેડાએલો હતો કે મેં એને નહીં માર્યો હોત તો મને કે પેલી બાળાને બેમાંથી એકને તો એ જરુર મારતે. પછીની કેટલીક વાત તો તું જાણે છે. તરતજ આસપાસના પડોસીઓ આ ધમ્માચકડી સાંભળીને ત્યાં આવી પહોંચ્યાં. 'ખુન' ની બુમ પડી કે થોડી વારે પોલીસ પણ આવી પહોંચી. પણ કોરટમાં તારી વખતસરની મદદને લીધે અને પુરાવાની ગેરહાજરીમાં પેલી બાળાને બચાવતાંજ ખુન થયું હતું એમ પુરવાર થવાથી હું છુટી ગયો."

"પણ તે પછીનું તારું કૃત્ય તને ગુનેહગાર નહીં હોય તોપણ ગુનેહગાર ઠરાવવા પુરતુંજ હતું. ખુન કરવા કરતાંએ વધારે નામોશી તો તેં તેથીજ વહોરી લીધી."

" પેલી બાળા સાથેનાં મારાં લગ્ન ? એ બીચારી નિરાધારને મેં આશ્રય આપ્યો તે માટે તો તારે મને ધન્યવાદ આપવો જોઈએ."

" ધન્યવાદ ? " પ્રસન્નવદનનો પીત્તો હવે ખરેખરો ઉકળ્યો. " તું એમ સમજે છે કે એ કોણ હતી તે કોઈ જાણતું નથી ? ઘેરથી નાસી આવેલી વિધવા અને એક છાકટા માણસ સાથે રહેલી; તેને તું પરણ્યો તેમાં તારી અમે બધાં પ્રશંસા કરીએ ? કોણ જાણે બીજું એ એણે શું શું કર્યું હશે ! "

પ્રસન્નવદન બોલતાં તો બોલ્યો. પણ એણે ગૌતમના મુખ પર અગાધ દુઃખની રેખાઓ પથરાએલી જોઈ ને તે પસ્તાયો. તેના મનમાં એ સ્ત્રી માટે ગમે તેવો અભિપ્રાય હોય પણ ગૌતમની તો તે હવે પત્ની થઈ હતી. પોતે એના કૃત્યને તિરસ્કારતો હતો પણ એના મુખે—એક વારના બાળગોઠીઆનેજ મુખે—આમ કહી દુભવવાનું તેને ઘણુંજ અસભ્ય લાગ્યું. પણ બોલાયો બોલ પાછો કેમ ખેંચી લેવાય ?

ગૌતમે મહા પ્રયત્ને પોતાની લાગણીઓ વશ કરી. " ભાઈ ! તું ગમે તે કહે. તું સત્ય નથી જાણતો એટલે તને બધુંજ કહેવાનો હક છે. પણ તું જાણે છે કે એ બાળા કોણ છે ? એક વિધવા ખરી, પણ કેવી વિધવા ? બાલપણુમાં નવ વર્ષની વયે વિધવા થઈ બારમે વર્ષે સંસારની ઘાણીમાં પીલાવા મોકલાએલી વિધવા. એના ઉપર ત્યાં શી શી ક્રરતાઓ વીતતી તે તું જાણે છે ? એ ક્રૂરતાઓ-માંથી છુટવા એ ત્યાંથી નાસી છુટવા ગઈ પણ તેમ કરતાં ખોટા વચનથી ભોળવાઈ એક પાપી પુરુષને પલ્લે એ પડી. અને ત્યાં એણે શું શું ખમ્યું છે તે તો મેં નજરોનજર જોયું છે. તે દિવસે પેલો એને કેમ મારી નાખતો હતો એ તને ક્યાં ખબર છે ? "

" કેમ ? " પ્રસન્નવદનને જિજ્ઞાસા નહોતી છતાં સભ્યતાને ખાતર દેખાડવી પડી.

" એના પાપનાં બીજને હજી આવવાનાં હતાં તેમાં. એ એને

ગર્ભપાત કરવાનું સુચવતો હતો. પેલી બાલા—હવે તો મારી નીર્મળા—એમ કરવાની ના પાડતી હતી. એના હૃદયમાંથી માતૃત્વના પવિત્ર અંશો ક્ચરાઇ નહોતા ગયા."

"અને તું એવી ગર્ભવતી વિધવાને પરણ્યો?" પ્રસન્નવદને અત્યંત કમકમાટથી પુછ્યું.

"નીર્મળાના બાળકને કોઇ પિતા જોઇએને!" તેણે શાંતિથી જવાબ દીધો. મેં એનો સ્વીકાર ન કર્યો હોત તો એ શું કરત? આપઘાત કરત કે વધારે પતિત થાત. મેં એને—મારી નિર્મળાને એવી અધમતાની ખો આગળથી ખેંચી લીધી. બદલામાં એણે એટલાં પૂજ્યભાવ ને પ્રેમ અર્પ્યાં છે કે મને તેનો પસ્તાવો નથી થતો."

પ્રસન્નવદનને શંકાનો એક બોંબ નાંખવાનું-'શી ખાત્રી' એટલું કહેવાનું મન થયું પણ તેણે તે રોકયું. તેણે ફરી ઘડીઆળ સામે જોયું. પોણા ૭ તો થઈ ગયા હતા. તેના મુખ પર અધીરાઇનાં ચિન્હ દેખાયાં. ગૌતમે પણ આ વખત તો તે જોયાં અને તેણે કહ્યું; "ભાઇ! મારી વાત પુરી થવા આવી છે. માત્ર મારે તને એકજ વિનંતી કરવાની છે. તું સ્વીકારશે?"

"તારે પૈસા જોઇએ છે?" પ્રસન્નવદને કંઇક ઉતાવળથી પુછ્યું.

"જોઇએ છે પણ મારે તે લેવા નથી. મારે તો કંઇક બીજુંજ માગવું છે. ભાઇ! નીર્મળાને થોડા દિવસ તારે ઘેર રાખશે?" આતુર આંખે તેણે તેના સામે જોયું.

"મારે ઘેર?" આભો બનતો હોય એમ પ્રસન્નવદને કહ્યું.

"હા ભાઇ, તારે ઘેર." શબ્દો પર ભાર મુકતાં મુકતાં ગૌતમે કહ્યું. તેના અવાજમાં દયામણાપણું હતું. તેની આંખોમાં આજીજીનું મહાત કરે એવું તેજ હતું. "તું જાણે છે કે મારી નોકરી તો ગઇ. અને આ શહેરમાં મને હવે કોઇ રાખવાને ભાગ્યેજ તત્પર થાય. મારી પાસે હવે જીવવા જેટલાં થોડાંજ સાધનો રહ્યાં છે.

મારો વિચાર કોઈ દૂરને સ્થળે જઈ કૈંક નોકરી કે કામ શોધી કાઢવાનાં છે. પણ એ ભટકતી જીંદગીમાં નીર્મળાને હું ક્યાં લઈ જાઉં? પ્રસન્નવદન! કેંક કામ મળશે કે હું એને તરત બોલાવી લઈશ. પણ તેટલો સમય તું તારે ઘેર એને નહીં રાખે?"

"તું હાલ રહે છે ત્યાંજ એને કેમ રાખી જતો નથી?" પ્રસન્નવદને ગણુગણુતા અવાજે કહ્યું.

ગૌતમને જુના મિત્રની આ બેપરવાઈ બહુ સાલી. પણ અત્યારે દુઃખ લગાડવાનો વખત નહોતો. તેણે ફરી પથ્થરને પીગળાવે એવા સ્વરે કહ્યું. "ભાઈ! હું એને એકલી કેમ મુકી જાઉં? દુષ્ટજનો એને એકલીને એની પાછલી હકીક્ત જાહેરમાં હોવા છતાં જંપવા દે ખરા? અને સાથે નાનું બાળક! એની તબીયત પણ સારી નથી. પ્રસન્નવદન! ભાઈ! એને એમ નિરાધાર મુકી જતાં મારો જીવ ચાલતો નથી. તું સુંદર ભાભીની પાસે થોડો વખત એને નહીં રહેવા દે?"

સુંદરનું નામ આવતાં પ્રસન્નવદન ભડક્યા. આવી સમાજમાંથી બહિષ્કાર પામેલી પતિત સ્ત્રી એમની સુંદરના સહવાસમાં રહે? એમની પવિત્ર સુકુમાર ફુલ જેવી સુંદર! એને આવા કીટકના સહવાસમાં રખાયજ કેમ? એમણે સ્વરમાં બને તેટલી દઢતા આણી. "ગૌતમ! મારાથી એ નહીં બને."

"ભાઈ!" હજુએ આશા ન છોડતાં ગૌતમ બોલ્યો; "મારી –તારા બાળમિત્રની આટલી વીનંતી તું નહીં સ્વીકારે? આપણે એક વાર જુદા દેહવાળા પણ એકજ અંતરવાળા બે લંગોટીઆ ભાઈબંધ હતા તે શું તું ભુલી ગયો? ઓ ભાઈ! જરાક તો વિચાર કર! વિપત્તિમાં હું તારો આશરો નહીં શોધું ત્યારે કોનો શોધું?" એની આંખમાંથી બે આંસુ ખર્યાં. પ્રસન્નવદને પોતાના બધા વિરોધો ભુલી પીગળવા માંડયું. ગૌતમે તે જોયું અને ફરી ચલાવ્યું. "પ્રસન્નવદન! તને પણ પ્રાણ સમી પ્રિય પત્ની છે. અને એને અસહાય્ય દશામાં

મુક્તાં તારો જીવ-ધાર કે એણે ગમે તેવો ભયંકર અપરાધ કર્યો હોય તોપણ-ચાલે ?"

પણ ફરી કમાન છટકી. ગૌતમે ખોટી કુંચી દાબી. સુંદરનું નામ આવે કે પ્રસન્નવદન બધું ભુલી જતા. એમની નજર ઘડીઆલ પર પડી. એમણે જરાક કડક સ્વરે કહ્યું: "ગૌતમ ! બધી વાત ખરી પણ એ તો નહીં બને. તારે જોઇએ તો પૈસા લઇ જા. આવી રખડતી જીંદગીવાળી સ્ત્રીને હું સુંદર પાસે રાખું ? કે ગાંડો થયો છે ! શી ખાત્રી કે એ સુધરી ગઇ છે ?" ઉતાવળે ઉતાવળે પોતે કેવો ઘા કરે છે એ જાણ્યા વિના એમનાથી બોલી જવાયું. બહાર સુંદરનાં અધીરાં પગલાં અને ભૈયાને પુછતી હોય તેવો સ્વર સંભળાયો. "ભૈયાજી ! કોઇ એ શેઠકુ મીલનેવાલા આયા થા એ ગયા કે નહીં ?"

ગૌતમનો આત્મા કોઇ તરવારનો ઘા કરતું હોય એમ ઘવાયો. પ્રસન્નવદનના છેલ્લા શબ્દો એણે બરાબર સાંભળ્યાં અને સમજ્યો. નીર્મળાને ખાતર પોતાના માન કે ગૌરવનો એણે હીસાબ નહોતો ગણ્યો, પણ નીર્મળા માટે કોઇ શંકાનો એક અક્ષર ઉચ્ચારે એ એનાથી કેમ સહ્યું જાય ? તેની આંખમાંથી આંસુ ઉડી ગયાં. તેના વદન પરથી દયાર્દ્રતા જતી રહી. તેણે શુષ્ક અને સ્વસ્થ સ્વરે કહ્યું: "ભાઇ ! તને તસ્દી આપવામાં મારી ભુલ થઇ. ફરી કદી આમ આવીને તને હેરાન નહીં કરું" અને એમ કહેતાં કહેતાં પાછું વાળીને જોયા વિના તે ગયો.

પ્રસન્નવદનને તેને આમ જતો જોઇ દીલગીરી તો થઇ પણ તેથી નીરાંત પણ થઇ. "એ પોતે શું કરે ? પોતે તો થાય તેટલું બધુંજ કરવાનું-પૈસા આપવાનું-કહ્યું હતું. એ કેદમાં ગયો ત્યારે છોડાવવાને પણ પોતેજ મહેનત કરી હતી. પણ સુંદર વહુ પાસે નીર્મળાને રાખવાનું કહે એ કેં બને ? સારું થયું કે સુંદર વહુએ એને જોયો નહીં, નહીં તો એ કેટલી ગુસ્સે થતે ?" પ્રસન્નવદને ગણગણતા મન

પર આમ થંડુ પાણી રેડવાનો પ્રયત્ન કર્યો. એમને પોતાનું દષ્ટિબિંદુ કૈં ખોટું લાગ્યું નહીં. પોતે પૈસા આપી મદદ કરવાનું કહ્યું હતું એટલે પોતાના અંતઃકરણ પર કૈં પણ ડંખ એમને લાગ્યો નહીં. એમણે નોકરને બોલાવી ઝટ કપડાં પહેરવાની તૈયારી કરવા માંડી.

સુંદર વહુ આવનારને ગયો જાણી અંદર આવી. પેલીજ બનારસી સાડી અને એમણે કહ્યા હતા તે અલંકારો એણે ધારણ કર્યા હતા. ઘેરા નીલ જળમાંથી સફેદ કમળનું પુષ્પ ખીલ્યું હોય એમ એનું મુખકમળ અત્યારે ઓપતું. અને તેમાં શ્વેત જળકણો સમા હીરાના અલંકારો એના દેહ પરથી આંખને આંજે એમ ઝળકી ઉઠતા હતા. પ્રસન્નવદને એના પર એક અધીરી દૃષ્ટિ નાંખી. આવા અપૂર્વ કમળને પેલા કાદવના સંગમાં એ રોળાવા દે? કેવો વિચાર?

પણ સુંદર વહુના મુખ પર કૈંક વિષાદની છાયા હતી. ફરવા જવાનું મોડું થયું તેથી કદાચ એ હશે એમ પ્રસન્નવદને માન્યું. "સુરી!" એમણે વહુને લાડકા નામે બોલાવી; "જરાક મોડું થઇ ગયું ખરું? પણ હજુ વખત છે."

"કોણ હતું એ?" સુંદરે પુછ્યું.

"અરે! એક જણ મળવા આવ્યો હતો તે કેમે કરતાં ઉઠેજ નહીં" પ્રસન્નવદને ગૌતમનું નામ સંતાડયું. "ચાલ, હું હવે તૈયારજ છું."

બંને વરવહુ પ્રબુદ્ધને લઇ ગાડીમાં બેઠાં અને શહેરના બગીચા તરફ ગાડી લેવડાવી. પણ સુંદર વહુ આજ કૈંક વિચારમાં હતી. એટલે એના રોજના રમતીઆળ સ્વભાવ પ્રમાણે આજે કૈં એણે વાતચીત કરી નહીં. પ્રસન્નવદનના કાનમાં પણ ગૌતમની વાતના ભણકારા કાઢવા છતાં જતા નહીં, એટલે એમણે સુંદર વહુમાં થએલો આ ફેરફાર જોયો નહીં.

સાડા સાતે બંને જણ ફરીને પાછાં આવ્યાં. અને સુંદર વહુ

કપડાં બદલવાનું કહીને ગઇ. પ્રસન્નવદન એની એજ આરામચેર પર પાછા પડયા. ગૌતમના સ્વરના શોકભર્યા ભણકારા છતાંએ એક પ્રકારના સુખની વૃત્તિ એમનામાંથી ગઇ નહોતી.

પરોણાઓ બધા સાડા આઠ પછી આવવાના હતા. જમવાનું લગભગ સાડા નવ પછી રાખ્યું હતું, કારણ કે ચાંદનીમાં બેસી એમના સુખનાં પ્રતિબિંબો જેવાં ચાંદીના થાળમાં પડતાં ચંદ્રનાં પ્રતિબિંબો જોતાં અને ચંદ્રિકાની સુધા અને લાડતા સમીરના સુખમય સ્પર્શથી કેં ઓર આનંદ કરવાની અને કરાવવાની તેમણે આશા રાખી હતી.

પા કલાક થઇ ગયો પણ સુંદર વહુ પાછી નહીં આવી. હજુ પોણો કલાક બાકી હતો તેટલામાં એને લઇ બગીચામાં ફરવા જવાનું એમણે ધારી રાખ્યું હતું. પ્રસન્નવદન અધીરાઇથી ઉઠયા અને સુંદર વહુની શોધમાં ગયા.

સુંદર વહુ એના ખંડમાં ન હતી. દાસીને પુછતાં બાઇ બગીચામાં ગયાં છે એમ ખબર મળી. " મને કહ્યા વિના ? એકલી ? " પ્રસન્નવદન જરાક ચીઢવાયા પણ એની શોધમાં, અને છાનામાના શોધી ચમકાવવાના ઉદ્દેશથી એ ગયા.

એમની માનીતી બધી કુંજોમાં એમણે સુંદર વહુની તપાસ કરી, પણ તે ક્યાંએ નહોતી. પ્રસન્નવદન જરાક નિરાશ થયા. ' એ ક્યાં ગઇ હશે ? '

એમનો બંગલો નદી કીનારાની એક ભેખડ ઉપર હતો. અને એમના બંગલાના પાછલા ભાગમાંની ભેખડની નીચે નદી તેને અડકીને વહેતી. સુંદર વહુની એ માનીતી જગ્યા હતી અને એણે ત્યાં એક સરસ આરસની બેઠક કરાવી હતી. આ પતિપત્ની ત્યાં ઘણી વાર અજવાળી રાત્રે જઇને બેસતાં. પ્રસન્નવદન સુંદર વહુને ત્યાં શોધવા નીકળ્યા.

એમણે દૂરથી સુંદર વહુની શોધમાં દષ્ટિ દોડાવી. ચંદ્રના અજવાળામાં ત્યાં માણસના ઓળા જેવું કૈંક દેખાયું. પ્રસન્નવદને આનંદમાં ઝપાટાબંધ ચાલવા માંડયું.

જેમ જેમ પાસે આવતા ગયા તેમ તેમ એકને બદલે બે માણસના આકારો એમને દેખાવા માંડયા. પ્રસન્નવદન જરા ચમકયા. 'અત્યારે એની સાથે કોણ હશે!' બીજા માણસને જોવાને માટે જરા એ ત્યાં ઉભા રહ્યા.

એમણે આંખો ખેંચી ખેંચીને જોયું. સુંદર વહુ ઝીણો આસમાની સાળુ પહેરી આરસપહાણની બેઠક પર બેઠી હતી. તેમાંથી એની ડોકનો શ્વેત ભાગ અને હીરાનો હાર જરી જરી દેખાતાં. એની સામે કોઇ પુરુષ ઉઘાડે માથે ઉભો હતો. ટોપી એનાં હાથમાં હતી. અને એના વાળ પવનમાં ફરફરતા.

કોણ જાણે કેમ એક દુષ્ટ શંકા પ્રસન્નવદનના ચિત્તમાં આવીને ઉભી રહી. "સુંદર આવી રીતે રાત્રે કોઇકની સાથે અહીંઆં! દીવાનખાનામાં આટલાજ કારણસર એ નહીં આવી?" એમને વધારે ખાત્રી કરવાનું મન થયું અને સીધો રસ્તો મુકી ઝાડની હારોમાં એ ભરાયા અને બની શકે તેટલા નજીક જવાનો પ્રયત્ન કર્યો.

ગામ બહારની રજનીની શાંતિમાં બંનેની વાતચીતનો અવાજ સ્પષ્ટ સંભળાતો. સુંદરનો અવાજ આવ્યો. "કહો, મને અહીં કેમ બોલાવી હતી?"

"અંહ, ત્યારે ખાસ ગોઠવણથીજ આ મુલાકાત થએલી લાગે છે." પ્રસન્નવદન મનમાંજ બબડયા. પેલો માણસ હમણાંજ આવ્યો લાગતો હતો. હજુ તો વાતની શરુઆત હવે થતી હતી.

"સુંદર!" પેલા માણસનો અવાજ આવ્યો. પ્રસન્નવદને સ્વર પારખ્યો. આ તો સુંદરનો પહેલાં જેની સાથે વિવાહ થયો હતો તે વિનોદરાય હતો. સુંદરનાં માબાપે વધારે સારા વરની આશામાં આ

વિવાહ તોડી સુંદરને પ્રસન્નવદનને દીધી હતી.

"મારે તને કહેવું પડશે? તું કળી શકતી નથી?"

"ના. તમારો કાગળ એવો દયામણો હતો કે હું આવી. પણ મને મોડું થાય છે. ઝટ કહી દો. આજે એમની વર્ષગાંઠ છે તે પરોણાઓ જમવા આવવાના છે."

પ્રસન્નવદન મનમાં હસ્યા. સુંદર ઉપર એમને ફરી શ્રદ્ધા આવી, પણ વાત પુરી સાંભળવાના લોભે તે સંતાઇજ રહ્યા.

"સુંદર! તું આટલી બધી બદલાઇ ગઇ? તારા નવા પતિની વર્ષગાંઠ ઉજવવાના હર્ષમાં તું મને છેક ભુલી ગઇ? મારી મેડીમાં પેલી છાની આવતી તે સુંદર આજ કે બીજી?"

સુંદર થોડી વાર નીચું જોઇ નિરુત્તર રહી. "હવે એ વાત જવા દો. તમારે શું કામ છે તે કહો."

"મારે તારું ઘણું કામ છે." પેલો યુવક–વિનોદરાય–કડવાશથી બોલ્યો. એણે અનિશ્ચિત રીતે ટોપી હાથમાં આમ તેમ ઉછાળી. એકદમ એણે ઉંચું જોયું અને નિશ્ચયાત્મક સ્વરે કહ્યું: "હું તને લઇ જવા આવ્યો છું. મારાથી તારા વગર જીવાતું નથી."

સુંદર ગભરાઇને ઉભી થઇ ગઇ. "વિનોદ–વિનોદરાય! આ તમને શોભે?"

"કેમ નહીં? તને પૈસાના મોહમાં મારું અંતર ચીરી નાંખતાં શોભ્યું, અને મને આ નહીં શોભે?" વિનોદે વચનબાણ માર્યું પણ એનો સ્વર પાછો દયામણો થઇ ગયો. એની આંખમાં એક આંસુ ચમક્યું. "સુંદર! પ્રાણેશ્વરી! મારાથી તારા વિના નથીજ જીવાતું. મેં તારો મોહ–તારો વિચાર દૂર કરવાના ઉપાયો કરવામાં બાકી નથી રાખી. આટલાં વર્ષો મારી આસપાસ જીવતું નર્ક લઇને હું ફર્યો છું. જાગતાં ને ભરવરતીમાં તારું મુખ ને આંખો શીવાય મેં બીજું કે જોયું નથી. અને ઉંઘમાં તને જોઇ જોઇને, તને દૂર ને દૂર જતીને

પકડવાના પ્રયત્નમાં મેં કેટલાં તરફડીઆં માર્યાં છે, એ તું જાણે તો તને મારી જરૂર દયા આવે. સુંદર ! મારી સામે જો. આ પાંચ વર્ષના અરસામાં મારી જીંદગીમાં બીજાં વીસ વર્ષો ઉમેરાયાં હોય એવો હું ઘરડો લાગું છું કે નહીં ?”

સુંદર એક પણ બોલ બોલવાને અશક્ત, મંત્રમુગ્ધની માફક ત્યાં ઉભીજ રહી અને એણે વિનોદ તરફ જોયું. એની આંખમાંથી વિનોદના શબ્દો સાંભળતાં સાંભળતાં આંસુની ધાર ચાલી. એનું હૃદય પાષાણનું નહતું. એના મગજમાં પૂર્વ પ્રસંગો એક પછી એક ઝડપથી આવીને જતા રહ્યા. “ વિનોદરાય ! એમાં મારો શો વાંક ? દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય. આપણે પરણવાનાં હતાં ત્યારે...ત્યારે...” એનું મુખ રાતું થઇ ગયું. પણ સ્વર સ્થિર કરી એ બોલી; “ મેં તમને પતિ માન્યા ને તમારૂંજ રટણ કર્યું. પણ હવે, તમને પારકા ગણતાં બહુ અઘરું લાગ્યું તોપણ મારે મન મેં તમને પારકા ગણ્યા છે. હવે મારે તે તમારે શું ?” કાળજું કઠણ કરી એણે નિશ્ચયાત્મક સ્વરે આ શબ્દો ઉચ્ચાર્યા, અને નીચું જોયું.

પ્રસન્નવદન પ્રશંસા અને ક્રોધનો મિશ્રભાવ અનુભવતાં એક જગા પણ સ્થિર થઇને બેસી રહ્યો. વિનોદે ગાંડાની માફક સુંદરના શબ્દો સાંભળ્યાં અને છેલ્લું વાક્ય પુરું થતાં પહેલાં તો એ સુંદરને પગે પડ્યો. સુંદર જરા દૂર ખસી. “ સુંદર ! સુંદર ! મારા પર જરા દયા કર. આવાં ક્રૂર વચનો તું બોલે છે ને મારું હૃદય વીંધાઇ જાય છે. તારી માફક મને પણ સગવડ પ્રમાણે હૃદય કઠણ કરતાં આવડતું હોત તો મારી આ દશા ન થાત. તેં મને કેવા સ્વર્ગની આશા આપી હતી તેતો જરા યાદ કર.” એની આંખોમાંથી આંસુની ધાર ચાલી. સુંદર જરાક પીગળી અને પાછી બેઠી. પ્રસન્નવદનને પણ જરાક ગભરાટ થયો. “ રખેને સુંદર...” પણ તેમણે બહાર નીકળવાનું મન માંડ્યું. બધું સમેસમું પાર ઉતરે તો તો પોતે એ વાત સાંભળીજ

નહોતી એવું વર્તન રાખવાનો તેમણે નિશ્ચય કર્યો. પોતે અત્યારે છતા થાય તો સુંદરને એના પર જાસુસી કરી હતી એવું લાગે એમ પણ એમને લાગ્યું. પણ કદાચ કૈં જરુર પડે એ ખાતર એ સાવધ થઇને પણ બેઠા.

"વિનોદરાય ! ભાઇ ! આ તમને શોભે ?" સુંદરની આંખમાં ઝળઝળીઆં આવ્યાં. એનો સાદ ગળગળો થઇ ગયો. "તમે એમ માનો છો કે હું પાષાણ હૃદયની છું, પણ હું તેવી નથી હોં. મને આ દશા આણતાં કૈં થોડું નથી થયું." એનું ગળું રુંધાઇ ગયું. વિનોદે અશ્રુબિંદુ ઝરતા સુંદરના મુખ તરફ આવેગથી જોયાં કર્યું. બંનેની નજર સમક્ષ ભૂતકાલ અદ્ભુત રંગી બની આવીને તરી રહ્યા અને એમની કરુણ દશાનું ભાન એમને વધારે તીવ્રરુપે કરાવ્યું.

"વિનોદ !" સુંદરે આંસુભરી આંખે ઉમેર્યું; "તારા કરતાં તો મારું દુઃખ વધારે છે. તું મારો વિચાર વગર બીતિએ કરી શકે છે. મને તો તેટલો પણ હક્ક નથી. મારું પતિવ્રત તો માગે છે કે મારે તારો વિચાર સરખો ન કરવો ને...ને આપણી બાલપણની બધી ઘડીઓ ભુલી જવી. ને તેએ કૈં જેવી તેવી કે થોડી ઘણી છે ! મારું કાળજું કઠણ કરતાં મને શું શું થયું હશે તે તું શું જાણે ?" તેણે એક ધ્રુસ્કું ખાધું. વિનોદની આંખમાંથીએ આંસુ વહ્યાં. પ્રસન્નવદન સ્તબ્ધ જેવા એમની જગા પર ચોંટીજ રહ્યા. ત્રણે જણ કાળને ભુલી એ એકજ પળ જુદી જુદી રીતે અનુભવી રહ્યાં.

અચીંત્યું સુંદરે ભાન આવતું હોય તેમ ઉંચું જોયું; "વિનોદ ! તું અત્યારે જતો રહે. મારા હૃદયનો અત્યારે મને વિશ્વાસ નથી પડતો." અસ્પષ્ટ સ્વરે એણે કહ્યું, અને બીજું હૃદય વીંધે એવું ધ્રુસ્કું ખાધું. વિનોદ ચમક્યો અને ટટાર થઇ ઉભો. તેણે પાટલી પર એક પગ મુકી સુંદર પર નજર ઠેરવી.

"સુંદર ! તેં મને હમણાં જુદું સમજાવ્યું કે તારે મન હું હવે

પારકો થઇ ગયો છું. પાંચ મીનીટ પર મેં તે માન્યું હોત અને આ નદીમાં પડી તારા માર્ગમાંથી હું સદાનો દૂર થવાનો પ્રયત્ન કરતે; પણ હવે તું ગમે તે કહે. સુંદર! તું મારી છે ને મારીજ રહેશે."

સુંદર એકદમ ચમકી, એનાં આંસુ ઉડી ગયાં. "વિનોદરાય! મારી નબળાઇનો આવો અર્થ નથી કરવાનો. આજે આપણે છેલ્લાંજ મળ્યાં એમ માનજો" કહેતાં કહેતાં તેણે વિનોદની સામે જોયું. પણ તેની વીકરાળ નજર જોઇને તે બીધી અને ઉભી થઇ ગઇ. એણે ઘર ભણી એક ડગલું ભર્યું.

"સુંદર! તું એમ માને છે કે મને હવે તું આમ હાથતાળી આપી જઇ શકશે?" વિનોદનો અવાજ બોલતાં બોલતાં ખેંચાઇ ગયો. ભયથી સુંદરનું કાળજું પણ ફફડી ઉઠયું. એણે ચારે તરફ પ્રસરી રહેલી નિર્જનતા જોઇ. એણે કરગરતા અવાજે કહ્યું: "વિનોદરાય! મને અત્યારે જવા દો. એ જાણશે તો શું કહેશે? પરોણાઓ હવે તો આવવા માંડ્યા હશે" એણે નિર્બલ સ્વરે કહ્યું. આજીજી કરતી એની આંખો ચંદ્રમાના તેજે વધારે તેજસ્વી બની. પવનથી એના માથાનો છેડો ખસી ગયો અને સાંજે ધારણ કરેલા અલંકારોના ઠારમા તેજે વિનોદરાયનું અંતર વીંધ્યું. એથી અલૌકિક લાગતી સુંદરીના સૌંદર્યનો એના મોહ પણ વધ્યો.

"સુંદર! પ્રસન્નવદનના આ અલંકારોને લીધે તને વિનોદરાય-સાદો ને ગરીબ વિનોદ ગમતો નથી ખરું? પણ તને હું આજ જવા દેવાનો નથી; મેં તને લઇ જવાની બધી તૈયારી કરી મુકી છે. પહેલાં હું દેવ હતો તે તને ખોઇને હવે રાક્ષસ થયો છું."

પ્રસન્નવદન એમની જગા પર જરુર પડે તે પલને માટે સજ્જ થઇ ઉભા. "વિનોદરાય! જવા દો! તમારું ચિત્ત અત્યારે ઠેકાણે નથી" કહી સુંદરે એક પગલું ઘર ભણી ભર્યું.

પણ વિનોદે તેનો હાથ જોરથી પકડયો. સુંદરે તે બળ કરી

છુટો કર્યો પણ વિનોદે તે ફરી પકડવાને પોતાનો હાથ લંબાવ્યો; સુંદરે આવતા ભયને ચેતી તેને એક ધક્કો માર્યો અને પ્રસન્નવદન આવી પહોંચે તે પહેલાં તો ભેખડની કીનારી પર ઉભેલો વિનોદ ત્યાંથી અદૃશ્ય થએલો દેખાયો. નીચે પાણીમાં એક મોટો ધબાકો થયો. ભયથી ફાટી જતી આંખે સુંદરે વાંકા વળી નીચે પાણીમાં જોયું.

એક વિપલમાં આ બધું બની ગયું. પ્રસન્નવદને એબાકળી સુંદરને ભેખડની કીનારી પરથી બે બાહુમાં ઉપાડી લીધી અને એના ભયથી ધ્રુજતા હૃદયને એણે છાતી સરસું ચાંપ્યું. સુંદરની બાવરી દૃષ્ટિ તો હજુ પાણી તરફજ હતી. "વિનોદ...વિનોદ...નદીમાં..." એણે તુટક સ્વરે કહ્યું અને બેભાન થઇને પ્રસન્નવદનના હાથમાં પડી.

પ્રસન્નવદનને પડેલા માણસને કાઢવાને મદદ માગવાનું સુઝ્યું નહીં. એ ભેખડની પાસેનું પાણી ઉંડું હતું અને તરતાં ન આવડે તો ડુબી જવાનો સંભવ પુરેપુરો હતો તેનો પણ એમને વિચાર નહીં આવ્યો. એમને માત્ર એકજ વિચાર આવ્યો. "સુંદર અને વિનોદ એકલાં હતાં એવું જાહેર થાય અને સુંદરને હાથે વિનોદ પડી ગયો એવી વાત બહાર જાય તો લોકો શું ધારશે? કોઇ ખરીવાત—સુંદર અને વિનોદ હોવાથી—ભાગ્યેજ માને. વિનોદ મરી ગયો હોય તો એના ખુનનું તહોમત પણ સુંદરને માથેજ આવે" આ વિષયમાં આવા આવા ઘણા વિચારો એમના મગજમાં આવી ગયા. સુંદરને ભયમાંથી ને નિંદામાંથી બચાવવાના વિચારમાં તેના દુશ્મનને—એક મનુષ્ય પ્રાણીને—બચાવવાની અનુકંપા કે અગત્યતા તેમના મગજે અનુભવી નહીં. એમણે પાંચ સાત મીનીટ સુંદરને ભાનમાં આવવાની રાહ જોઇ અને છેવટે તે નજ જાગી ત્યારે એને ઉંચકી એમણે ઘર તરફ ચાલવા માંડયું.

બંગલા આગળ આવતાં સુંદરને આ દશામાં જોઇ નોકરો અને કોઇ કોઇ આવેલાં મિત્રો આસપાસ વીંટળાઇ વળ્યાં. ચિંતાતુર મુખે

સૌએ ખબર પુછવા માંડી અને કેટલાકે આસપાસ દવાઓની શોધમાં દોડધામ પણ કરી મુકી. "હીસ્ટીરીઆ થયો" એવું બધાંને કહી પ્રસન્નવદન પોતેજ એને પલંગ પર સુવાડવા લઇ ગયા.

સુંદરની આંખો ભયને લીધે ફાટી ગએલી હતી. થોડી વાર પ્રસન્નવદને એને ભાનમાં આણવાના ઉપચારો કર્યા. જરા વારે સુંદર આંખ ઉઘાડીને બબડીઃ "વિનોદરાય !"

પ્રસન્નવદને તેની ધડકતી છાતી પર હાથ મુકી નીચા વળીને કહ્યુંઃ "સુરી ! તું ઘરમાં સલામત છે હોં, ઉંઘી જા. હું બધું બરાબર કરું છું."

બહાર બધા મિત્રો આવી પહોંચ્યા હતા. બનેલા બનાવને નજીવું સ્વરુપ આપવા પ્રસન્નવદનને લાગ્યું કે તેમને બહાર જવાની જરુર હતી. સુંદરની સારવાર એક વિશ્વાસુ દાસીને સોંપી પ્રસન્નવદન બહાર આવ્યા અને બધાને હસતે મુખે સત્કાર્યા.

પણ એમના હૃદયમાં હોળી સળગતી હતી. અડધો કલાક થયાં વિનોદ પડી ગયો હતો અને પોતે તેને બચાવવા માટે કૈં કર્યું ન હતું. એમને સુંદરનું એમની પત્નીનું અપમાન કરનાર પર ખુબ ક્રોધ ચઢ્યો હતો પણ આ વખતે એમને એ ક્રોધ સાંભરતો નહતો. એમને માત્ર સુંદર વહુનીજ ફીકર લાગતી હતી. "કદાચ પાસેના બંગલામાંથી કોઇ માળીએ કે બીજા કોઇએ સુંદર વહુને એની સાથે વાત કરતાં કે ધક્કો મારતાં જોઇ હોય તો ? વિનોદના ખુની તરીકે શું સુંદર વહુ પકડાય ? હાય હાય !" એમના હૃદયમાં ધ્રાસ્કો પડયો.

બેભાન સુંદર વહુ લવરીમાં કૈં બોલી દે એની પણ એમને ફીકર હતી. ને તેથી એ વારે વારે એના ખંડમાં જઇ આવતા. એક-વાર દાસીને એના મુખ પાસે કાન માંડી રહેતાં જોઇ એમનો જીવજ ઉડી ગયો. એમણે એને એનો શ્વાસ અટકેલો પાસે લઇ જવાનો બહાને ધમકાવી કાઢી.

દર પળે જાણે કોઇના આવવાની વાટ જોતા હોય તેમ બંગલાના દરવાજા તરફ નજર નાખતાં વિનોદનું મુડદું લઇને જાણે કોઇ આવતું હોય એવી એવી કૈં કૈં બીતિઓ તેમને લાગતી. વખતસર મદદ ન મોકલવા માટે એમનું અંતઃકરણ પણ ડંખતું હતું. પણ હવે આટલી વારે એમનાથી કહેવાય પણ કેમ? ને કહેવાથી કૈં વિનોદ જીવવાનો હતો? એ તો મરવાનો હતો તે મરી ગયો. પણ પછી સુંદર વહુનું શું થાય? એક વાર સુંદર વહુને હાથે પડી ગયો એવી વાત બહાર આવે પછી ગામને મોંઢે કૈં ગળણું છે? ને ખરી વાત કોણ માનવાનું હતું? આવા આવા અનેક વિચારો એમને આવ્યાજ કરતા. પણ બહારથી તો તે હસતા. બધાની ખબર પુછતા અને ટોળ-ટપ્પા ઉડાવતા. એમની અસ્વસ્થતા બહાર દેખાતી તો લોકો સુંદર વહુની તબીયતને લીધે છે એમ માનતા.

અચાનક એમને યાદ આવ્યું કે બાંકડા આગળ વિનોદની લાકડી ને રુમાલ રહી ગયાં હતાં. એમને ચોક્કસ ખાત્રી નહોતી તોપણ આ વિચાર આવતાંની સાથે એમનો જીવ ઉડી ગયો. પોતે ત્યાં જતા પહેલાં કોઇના હાથમાં જો તે આવે તો પુરાવો ચોક્કસ થવાનો. ને વખતે રકઝકમાં સુંદર વહુનો કૈંક અલંકાર ત્યાં પડી ગયો હોય તો તો-?"...તેમને ઉંડો ધ્રાસકો પડયો. આ માત્ર એક કલ્પનાજ હતી પણ એ કલ્પના આવતાંની સાથે એમના માથામાં લોહી જોરથી ફરવા માંડયું. એમના પગમાં ઝંઝણી થઇ આવી. એમને કપાળે પરસેવાનાં બિંદુ બાઝયાં. એમને તરત ત્યાંથી દોડી જઇ તપાસ કરવાનું મન થયું. પણ એમનાથી ક્યા બહાને ત્યાંથી ખસાય?

અને આવી તીવ્ર યાતના અનુભવતે અનુભવતે એમને બહારથી આનંદી મુખમુદ્રા રાખવી પડતી. આવેલા મિત્રો સુંદરની ચિંતાતુર મુખે ખબર પુછતાં, તેમને એ એને બાગમાં ફરતાં ફરતાં હીસ્ટીરીઆ કેમ થયો તેના વિગતવાર વર્ણનથી સંતોષતા; પણ એમના મનમાં

માત્ર એકજ વિચાર ચાલતો. એમણે કલ્પેલી પેલી લાકડી ને રુમાલનો. એમની અધીરાઇ દર પળે વધતી જતી હતી. બહારથી એ બહુજ આનંદમાં દેખાવાનો પ્રયત્ન કરતા પણ ચતુર જોનારને એમની આંખોમાં અસ્થિરતા લાગતી. સુંદરની માંદગી એ એનું દેખીતું કારણ હતું એટલે કોઇને એથી વિચાર કરવાનું કારણ મળતું નહીં.

અગાસીમાં પાટલા નંખાયા. અગરબત્તીની સુવાસ ચારે તરફ પ્રસરી રહી. ચંદ્રિકાની સુધા ભોજનના રસમાં ભળી મીઠાશ અને માદકતા વધારી રહી. જમનારાઓ સુખેથી સુંદરની માંદગી નિમિત્તે દીલગીરી દર્શાવવા છતાં ભોજન રસને, બીજા બધા રસોને વીસરી, માણી રહ્યાં. વર્ષગાંઠના ભોજનમાં આનંદ કરવો એ સૌની ફરજ હતી પણ એ ફરજ પક્વાન્નની સુગંધથી વગર મહેનતે બજાવાતી તેથી સૌનો ઉત્સાહ દ્વિગુણિત થતો. પ્રસન્નવદને પણ પોતાની હતી તેટલી સર્વ શક્તિઓ એકઠી કરી કૃત્રિમ ઉલ્લાસ દર્શાવવાનો સફળ પ્રયત્ન કર્યો.

આમને આમ કલાક જતો રહ્યો. મિત્રો સૌ ભોજનાંતે દીવાન-ખાનામાં વાર્તાલાપમાં, ગાનતાનમાં કે રમત ગમતમાં મશગુલ હતા. આટલા વખતમાં મહા પ્રયત્ને સાચવેલા સંયમ છતાં સંશયને લીધે પ્રસન્નવદનને પોતાનું માથું ફાટતું લાગ્યું. બધાને મુકી કોઇ ન જાણે તેમ તે બાગમાં ઉતર્યા.

ઉતાવળે પગલે–લગભગ દોડતા દોડતા તે પેલી બેઠક આગળ પહોંચ્યા. લાકડી કે રુમાલ કૈં ત્યાં નહોતું. ત્યાં એ હતાંજ એવી એમને ખાત્રી નહોતી પણ એનો અભાવ જોતાં એક શંકા જવાને બદલે બીજી શંકા એમના ચિત્તમાં ઉદ્ભવી. "કોઇ લઇ ગયું હશે તો ?"

પાછા ફરવાનું પણ એમનામાં જોર રહ્યું નહીં. તે માથે હાથ દઇને ત્યાંજ બેસી ગયા. જાણે વિનોદ હજુ ત્યાંજ હોય તેમ એક ઉતાવળી દૃષ્ટિ એમણે નદીના પાણીમાં નાખી. પાછળથી માળીનો અવાજ આવ્યો ! 'શેઠ ! મુનીમ સા'બ આવ્યા છે.'

પ્રસન્નવદને ભડકીને પાછું જોયું. 'મુનીમ અત્યારે અહીં કેમ આવ્યો હશે?'

મુનીમ પેઢી પર આવેલો અગત્યનો તાર લઈ આવ્યો હતો. કોઇકે શેઠને બાગમાં ઉતરતાં જોએલા એટલે તેના સુચવ્યાથી તે અહીં શોધતો શોધતો આવ્યો હતો. એને પ્રસન્નવદનને આમ એકલા આ દશામાં જોઇ જરા આશ્ચર્ય તો લાગ્યું પણ કે ટીકા ન કરવા જેટલું ડહાપણ એનામાં હતું.

અગત્યની વાત પુરી થયા પછી મુનીમે એને મન નવી લાગતી વાત શેઠને કહી; "શેઠ! પેલો વિનોદરાય મરતાં મરતાં બચ્યો." ન્યાતીલાની વાતમાં શેઠ હંમેશ રસ લેતા એ મુનીમ જાણતો.

પ્રસન્નવદને ચમકીને ઉંચું જોયું. ધાડા અવાજે એમણે પુછયું: "શું?"

"ચાંદની રાત જાણી નદી પર ફરવા આવ્યો હશે કે શું તે કોણ જાણે શી રીતે એ નદીમાં પડી ગયો. શેઠ! માનશો? આપણા બંગલાની થોડેકજ દૂર આ બનાવ બન્યો. એતો કોઇક ગામડીઓ ત્યાં શહેરમાંથી થાકેલો આવીને કીનારા પર વીસામો ખાવા બેઠો હશે તે તેણે એને તણાતો જોયો અને તરત પાણીમાં ભુસ્કો મારી એને ખેંચી કાઢયો."

"પણ એણે એને ઓળખ્યો શી રીતે?"

"અરે નારે, એ શું ઓળખે! એ તો આપણા વીજભુખણ શેઠના છોકરાઓ એ રસ્તેથી ફરવા નીકળ્યા હશે તે પેલાને પાણીમાં પડતો જોઇ જરા ગમ્મત જોવા ઉભા રહ્યા. પેલો કાંઠો આવ્યો કે એમણે તો વિનોદને તરત ઓળખ્યો. એમનીજ મીલમાં એ મેનેજર છેને? તરત મોટરમાં નાખીને એને ઘેર લઇ ગયા. એની માએ તો છાતી માથાં કુટી

નાખ્યાં. એના ઘરડાનાંજ પુણ્ય તે આમ બચી ગયો, નહીં તો વગર મોતનો માર્યો જતે."

"બચે એવું લાગે છે કે?" પ્રસન્નવદને પોતાને પણ સંભળાય નહીં એવા ધીમા સ્વરે પુછ્યું.

"અરે હારે! કૈં બહુ વાર એ પાણીમાં રહ્યો લાગતો નથી. હું આવ્યો ત્યાં સુધી તો ભાન નહોતું; પણ સવાર સુધીમાં તો એ સારો થઇ જશે. કૈં ઉતાવળ નથી, શેઠ! વહાણમાં ખબર કાઢવા જશો તોએ ચાલશે." બીચારા ભોળા મુનીમે શેઠ ન્યાતીલાની દૃષ્ટિએજ પુછતા હતા એમ માન્યું.

શેઠ ત્યાંથી ઉતાવળે ખસી ગયા અને કોઇક દિવસ યાદ કરતા હતા તે પ્રભુનો એમણે અંતરમાંથી મૂક ભાવે આભાર માન્યો. વિનોદરાય સુંદરનું નામ બહાર નહીં પાડે એની તો એમને ખાત્રીજ હતી.

પરોણાઓ મોડી રાત્રે વીખેરાયા. બધા ગયા પછી પ્રસન્નવદન સુંદરના ઓરડામાં ગયા અને એના ઉંઘતા–ઘેનવાળા–શરીરને બે હાથમાં પકડી ક્યાં સુધી એના મુખ તરફ જોઇ રહ્યા. એના ઉંઘમાંએ ભયભિત સુકુમાર મુખને એમણે એક ઉંડુ ચુંબન લઇ એના માથાને ઉસીકા ઉપર બરાબર ગોઠવ્યું અને એ પોતાના બેસવાના ખંડમાં ગયા.

રાત્રિની શાંતિમાં એમણે પોતાની કાયરતા સાથે ગૌતમના અદ્ભુત સ્વાર્પણની સાથે સરખામણી કર્યા કરી. અને છેવટે એમણે એક પત્ર લખ્યો:—

પ્રિય ભાઇ ગૌતમ!

તારા ગયા પછી મારી દૃષ્ટિ પરની અંધારી કોઇ અદ્ભુત ચમત્કારથી ખસી ગઇ છે, અને તારી મહત્તા જે મેં તે વખતે નહોતી પારખી તેની કીંમત હવે હું કરી શકું છું. પ્રિય ગૌતમ! આપણી જુની મિત્રતાને ખાતર તું મને માફ કરશે એવી આશા હું રાખું છું.

કાલે તું ને નીર્મળા ભાભી મારે ત્યાં જમવા આવો તો? સુંદરે ખાસ કહાવ્યું છે. પેલા નાના ભુલકાને પણ ભુલતા નહીં. અમને એને જોવાનું ખુબજ મન છે.

હું સાંજે તારી વાટ જોઇશ અને જુના વખતના જેવીજ સાંજ આપણે ફરી ગાળીશું. જરુર આવજે.

લી૦ તારો

**પ્રસન્નવદન.**

તા૦ ક:-મારી આફ્રીકાની પેઢી પર એક જગા ખાલી છે. તને ફાવશે?



# વિનોદાત્મક લેખો



## શ્રીયુત્ કાલિકાપ્રસાદ.

સત્યયુગના રાજા હરિશ્ચંદ્રના બીજા અવતારરૂપ, યમુનાતીરે રાસલીલા કરનાર કનૈયાના વર્ણચોર અને અનેક શુભોપમાયુક્ત એવા કોઇ પુરુષને તમે કલ્પી શકો છો? જગતની શકિતસ્વરુપ કાલિદેવીના નામરાશિ અથવા એના પ્રસાદને પાત્ર, સર્વને આશ્ચર્યચકિત કરે એવા એ મહાપુરુષનું નામ તે શ્રીયુત્ કાલિકાપ્રસાદ. મહાપુરુષોના વર્ણનથી આપણા ક્ષુદ્ર જીવનમાં કૈંક વિશાલતા આવે છે. આ મહાપુરુષની જીવનસરિતામાંએ સ્નાન કરી પવિત્ર થવાનીજ ધારણા છે. જે કોઇ આને શ્રવણ કરશે કે વાંચશે અને મનન કરશે એના કોટિ જન્મોનાં પાપોનાં પડળ એક ક્ષણમાત્રમાં છુટી જશે. આ વાતમાં જરાએ શંકા કરવી અસ્થાને છે.

શ્રીયુત્ કાલિકાપ્રસાદ કાલિકાદેવીના પ્રસાદને પાત્ર હોવાથી મહિષાસુરનીજ પોળમાં રહે છે.

ઘણી જાતના વ્યાપારો અને ઉદ્યોગોથી એ પરિચિત છે. એમની જીંદગીમાં એકવાર એમણે ગોમાજીનો ધંધોએ કરી જોયો છે. હાલ બારદાનનો કરે છે અને સર્વેને બારદાન બનાવે છે.

શ્રીયુત્ કાલિકાપ્રસાદની ઉપમાશક્તિ આગળ કવિ કાલિદાસની કલ્પનાશકિતને જરુર પાણી ભરવું પડત (જો એ સમકાલીન હોત તો). રા. કાલિકાપ્રસાદ પ્રકૃતિનાં સર્વ સ્વરુપો ધારણ કરી શકે છે. પ્રતિસ્પર્ધીઓ એમના રુદ્રાવતારથી કંપે છે. શ્રીમંતોની બાલિશતા ઉપર વિષ્ણુ સમી એ કૃપાદષ્ટિ રાખે છે. વાદમાં હારી જાય તો

(અશક્ય છે છતાં કદાચ) ભોળા બ્રહ્મા સમાન સ્થિર નયને એ જોઇ રહે છે. આ સર્વ સ્વરુપો એ ધારણ કરી શકે છે, છતાં એ સર્વથી પર છે. એ તો એકજ છે, અદ્વિતીય છે.

ગરુડ સમી એમની ડોકીના લહેકામાં અજબ આકર્ષણ સમાએલું છે. અતિશય પક્કાઇથી એ પોતાની આંખો મટમટાવે છે અને અનેરા આલ્હાદથી છાતી ફુલાવે છે, ત્યારે તેમની કદર માત્ર દેવાંગનાઓજ કરી શકે એમ લાગે છે. એમની ડોલનમય ગતિમાં સાજન શોભાવી શકે એવી એમની છટા છુપાઇ નથી શકતી.

વાદળોના ગડગડાટથીએ એ વધારે ગર્જી શકે છે. વિધિની માફક જનોને એ ક્ષણવારમાંજ ચઢાવે છે કે પછાડે છે. એમના શબ્દોની બહાદુરી આગળ સીપાહીની શૂરવીરતા ક્યાંએ સંતાઇ જાય છે. ચાણક્ય સમી એમની બુદ્ધિ પ્રસંગાનુરુપ નવા નવા વેષ ધરી શકે છે. જનો અને સમયનો લાભ લેવા એ હમેશાં સજ્જ રહે છે અને પોતાની ગુણગીતાનું શ્રવણ એ અતિ તત્પરતાથી અવિશ્રાંતપણે ગમે તે સમયે કરી સંભળાવે છે. પણ કલિયુગમાં લોકોની શ્રદ્ધા ઓછી એટલે એનું ફળ એમને પુરેપુરું નથી મળતું.

વિષ્ણુની માફક એમણે પણ ઘણાં પુરાણો રચ્યાં છે. કોઇ અસત્યની શંકા લાવે માટે એનાં કેટલાંક નામોથી ખાત્રી કરાવવાનો પ્રયત્ન જરુરનો છે. શ્રી કાશ્મીર પુરાણ, શ્રી તીતીઆપુત્રી પુરાણ, શ્રી નરસીરાબાદ પુરાણ, શ્રી પંચવીસરુપક પુરાણ, શ્રી અદાલત પુરાણ, શ્રી શ્રીમાનજનાઃ પ્રસંગ પુરાણ ઇત્યાદિ, ઇત્યાદિ; વગરે વગેરે. સર્વ નામોનું સવિસ્તર વર્ણન કરતાં તો સમુદ્ર જેટલી શાહી અને આકાશ જેવડો પત્ર જોઇએ. મારી અલ્પ શક્તિમાં તો એ કાર્ય કરવાની અસમર્થતાજ છે

નવરસોમાં હાસ્યરસના તો એ રાજા છે. વીરરસ એમનામાં શોભી રહ્યો છે. કારમો કરુણરસ એમને અનુરુપ થઇનેજ વર્તે છે.

શૃંગારરસ એ સમજી શકે છે. ભયાનકરસથી ભય પણ તેટલાજ પામે છે. રૌદ્રરસ એમની નસોમાંજ વહે છે. અદ્ભુત રસની તો એ પ્રતિમાજ છે; અને શાંતરસથી એ અશાંત પણ તેટલાજ બને છે.

શાક અને ધાન્યપરીક્ષામાં એમનું નૈપુણ્ય જોઇ જનો લજ્જાથી અવનત મસ્તકે એમનો ઉત્કર્ષ સ્વીકારી લે છે. નટશ્રીએ વિશેષ કુશળતાથી શેઠ, વાણોતર, માણવક વગેરેનાં પાત્ર સ્વરૂપોનું એ દિગ્દર્શન કરાવે છે.

ભાગ્યશાળી જનોને ઉચિત તાલયુકત એમનો શિર્ષપ્રદેશ, એમની સૂક્ષ્મ દૃષ્ટિ, ઉપમાઓને અસુલભ નાસા, માત્ર ત્વચાથી અસ્થિ સંતાડતા કપોલ, દુધ પીતાં ગરણીનું કામ કરે એવી શ્મશ્રુ, એકજ સ્થળેથી ખંડિત દંતાવલિ અને વાંસના ગાંઠા જેવી ચીબુકથી એમની આકૃતિ શોભાયમાન છે. રેશમી શણીઉં પહેરી પૂજા કરવા જતાં એમનું મેદ વિનાનું શરીર અને ધીરોદ્ધત ગતિથી ચિત્રકારની કલ્પનાને યોગ્ય વિષય હોય એવા એ બની રહે છે.

જય હો જય હો, સ્વર્ગમંડળના દેવને દુર્લભ, જનમંડળના માનવોમાં અપ્રાપ્ય, રા. રા. શ્રીયુત્ મહાશય દ્વિજવર કાલિકાપ્રસાદનો જય હો.

---

## કેવી સ્ત્રી ગમે ?

કેવી સ્ત્રી ગમે ?

કોઇ એવો યુવક બતાવશો કે જેણે આ પ્રશ્ન નહીં ચર્ચ્યો હોય ?

કૉલેજના લૉનપર કે નદી પારની રેતીમાં, ઉછળતા દરીઆ સામે ગંડેરી ખાતાં કે ઓરડીમાં બેસી અભ્યાસ કરતાં કોઇ એવો ભલાભાઇ હશે કે જેણે આ પ્રશ્નનો કદી વિચારજ ન કર્યો હોય! દશ

બાર યુવાનોનું ટોળું મળ્યું હોય અને આ પ્રશ્ન ચર્ચાતો હોય ત્યાં કેટલાં હૈયાં તરફડી ઉઠતાં હશે ? પરણેલામાંથી ઘણા છાના નિઃશ્વાસ મુકે અને કોઇક ભાગ્યશાળી વર અભિમાન લે, કુવારા બીચારા વાત સાંભળતાં સાંભળતાં કુદી પડતા હૈયાને મહામહેનતે હાથમાં રાખતા હોય; વિવાહિતો એ કેવી હશે, એ વિચારે કદીક ઝાંખી ઝાંખી જોએલી એવી કો કન્યાના સ્મરણો આણી તેમાં મનમાનતા રંગો પુરતાં હોય એ સ્થિતિનો અનુભવ ભાગ્યેજ કોઇને થયા વિના રહ્યો હશે.

પણ દરેકની રુચી આ વિષયમાં એકસરખી નથી હોતી. કોઇને ગરવી ગામડીઅણ પણ હોંસીલીને સ્હોજીલી હોય તો ચાલે. કોઇને ઘઉંવર્ણી ગજગામિની હોય તો અસંતોષ નહીં રહે. કોઇ પુસ્તકરસીયાને કુમુદસુંદરી કે મંજરી હોય તોજ સંસાર સ્મશાન થતો અટકે, અને કોઇ શર્લના સ્વમા જોનારને તો આપણામાં કોઇ એવી પાક-વાનીજ નથી એમ ધારી એના અભાવે એવા ઉદાસીન થઇ જાય કે એમને તો મોટા ચાંદ્રાવાળી, કાંટીયાળી, કૃષ્ણવર્ણી ગોરી મળી હોય કે સુકલકડી, ચસ્માવાળી, લોહીના અભાવે ચંપકવર્ણી લાગતી કેળવાએ-લી કાન્તા મળી હોય; એમને તો પહેલેથી છેલ્લે સુધીના બધાજ પ્રકાર ચાલી શકે. જેમને એમની લાયકાત કરતાં સારી સ્ત્રી મળી હોય તે માલીકીના હક્કથી છાતી ફુલાવી ઘરમાં પાળેલા ગાય ઘોડાની માફક વહુનાએ ગુણગાન ગાય, કે અદેખાઇ ને અસંતોષના ચેપથી દુર્બળ થતા જાય. જેઓ પોતાની લાયકાત કરતાં ઉતરતી પત્ની મળી છે એમ માનતો હોય તેઓ તેને સુધારવાનો પ્રયત્ન કરે, કે પોતે ઘણી ઉંચી દુનીઆના વાસી છે એમ માની એના સામું જોવાની પણ તસ્દી ના લે. આ વિષયમાં જેટલા રુચિભેદ તેટલા જ પ્રકારભેદ.

પણ પ્રશ્ન તો ઉભો જ રહ્યા. કેવી સ્ત્રી ગમે ?

અપૂર્વ સ્ત્રીને ( કોઇ હજુ પામી નથી ) નીરખી રહેવાય. સ્વ-રુપવાન હોય તો દગબર જોવાય. મનોહર હોય તો બે મીઠી વાત

કરવાનું મન થાય. કુશળ હોય તો વખાણ કરાય. નમ્ર હોય તો દયા કે દોર ગમે તે દાખવી શકાય. રસિક હોય તો તેનાં સ્વપ્નાં જોવાય. બુદ્ધિશાળી હોય તો શંકા રખાય કે ટીકા કરાય. કલાવાન હોય તો (થોડાં હારમોનીયમ પર ગાયન આવડતાં હોય કે ડ્રોઇંગમાં લોટો ચીતરવાનું કે પીંપળાનું પાન ચીતરતાં આવડતું હોય) પ્રશંસા કરાય. ભણેલી સ્ત્રી સાથે ચર્ચા કરવા જઇ શકાય. પ્રતાપીને અસ્પર્શ્ય લાગતી હોય તો તેને મીજાજી ને તોરી કહેવાનો સંતોષ મળે.

પણ આમ દરેક ગુણોને છુટાં છુટાં વેરી દઇને વિધિએ પોતાની અપૂર્ણતા સાબીત કરી છે. એટલું વિષયાંતર કરીને કહેવું પડે છે.

સ્ત્રીમાં સૌંદર્ય હોય તો સૌંદર્યને શણગારવા જોઇએ. શણગારવા માટે પૈસા કમાવા જોઇએ. પૈસા કમાવા માટે મહેનત કરવી પડે. કેટલી વેઠ ?

સ્ત્રી બુદ્ધિશાળી હોય તો તેનાથી પોતાની બુદ્ધિ ઉતરતી ન દેખાય તેની સંભાળ લેવી જોઇએ. તે માટે જ્ઞાન વધારવું જોઇએ. જ્ઞાન વધારવા માટે પરિશ્રમ લેવો પડે. એમાંએ દુઃખ તો ખરું જ

સ્ત્રી સમાજસેવક હોય તો પોતાના દરેક કૃત્યો માટે તેના શાસ્ત્રીભાષણો સાંભળવા પડે. તેના ફંડમાં પૈસા ભરવા પડે. જાહેરમાં તેની ઓથે મને કમને ઉભા રહેવું પડે. અને સારી પત્નીના લાયકાત વગરના વરમાં ખપવું પડે. તે તો ન પરવડે.

સ્ત્રી લેખક કે વક્તા હોય તો દરેક સ્થળે 'ફલાણી બહેનનાં વર' તરીકે ઓળખાવું પડે. એ પોતાની ખ્યાતિ ટકાવી શકે માટે તેના સમય પર ત્રાપ ન મરાય, ને તેથી સગવડોનો ભોગ આપવો પડે. તે તો કેમજ પોષાય ?

આમ દરેક ગુણવાળી પત્નીના પતિ થતા કંઇને કંઇ અગવડ તો વેઠવીજ પડે. સૌંદર્યવતી પત્નીને જોઇ કોઇ મોહાઇ જાય તે ભય; કદરૂપી પત્નીથી મિત્રમંડળમાં શરમાવાનો ભય; કોડીલીના

કોડ પુરવા સદા સજ્જ રહેવું પડે; કોડ વિનાની સાથે અવતાર ધુળ થઇ જાય. બહુ ધાર્મિક હોય તો સહેજ સહેજ વાતમાં સુગાઇ જાય, ધર્મ ન પાળનારી હોયતો ઇકોતેર પેઢીના પૂર્વજો કમકમી ઉઠે. કમાઇ શકે એવી હોય તો રોફ મારે. ન કમાઇ શકે તેવીને માટે સદા ફીકર કર્યા કરવી પડે. ભણેલીને અભિમાન હોય; વગર ભણેલીમાં અંતર સમજવાની અશક્તિ હોય. લજામણીના છોડ જેવી ઘડી ઘડી શરમાઇ જાય કે કરમાઇ જાય; લાજ વિનાની હોય તો પોતાના એ હાલ થાય. આમાં સ્ત્રીના દરેક ગુણ અવગુણમાં ગુલાબ બાવળ જેવા કાંટા પ્રકૃતિએ સર્જેલાજ છે. કેવી સ્ત્રી ગમે એ પ્રશ્ન જેટલોજ તેનો ઉત્તર સહેલો નથી.

મારી સલાહ માનો તો કેવી સ્ત્રી ગમે એ પ્રશ્નજ કોઇએ પોતાની જાતને પુછવો નહીં. કોઇ પણ કન્યા સાથે ચોરીમાં બેસી મંગળફેરા ફરવા તૈઆરજ રહેવું. મનગમતી મળે તો માથે ચડાવવી. અણગમતી મળે તો તમાચો મારી મોં લાલ રાખવું અને પછી ગાવું કે " સંસારનો મારગ છે શૂરાનો નહીં કાયરનું કામ જોને." અથવા પગ પછાડી કહેવું કે " ડગલું ના હઠવું ના હઠવું." અણગમતી પત્ની મળે ત્યારે આમ ગાઇને સંસાર તરવાનો જુનો સંપ્રદાય છે. નરસિંહ મહેતાએ ભલાં માણેકબાઇને જોઇ ભજન આરંભ્યા અને તુકારામે બૈરીથી ત્રાસીને ગીત ગાયાં ને અમર થઇ ગયા. હાલ દેશસેવાના જમાનામાં દેશભકિત પદ ગાવાથી ન ગમતી પત્નીના વિચારમાંથી આત્માને શાંતિ મળશે.

કાનમાં કહું છું. હાલમાં બધા દેશસેવકોએ, એમની પત્નીઓ " વહાલા " કહી બોલવતી નથી તેજ કારણે દેશસેવા આરંભી છે.

## હું મોડો કેમ જન્મ્યો ?

હું એક મહાપુરુષ છું પણ ગુણુ વગરના ગુજરાતમાં જન્મીને હું એક પુરુષજ છું એમ બધાં માને છે. ગુજરાતમાં ગુણુપૂજાજ નથી. નહીં તો મારા જેવા રસિક અને કવિ, ભાષાશાસ્ત્રી અને શાસ્ત્રજ્ઞ, લેખક અને નાટ્યકારની આવી ગણુના કેમ થાય ?

પણ એમાં વાંક લોકોનો નથી પણ ભુલકણા પરમેશ્વરનો છે કે એણે મને મોડો જન્માવ્યો. મારાથી ઓછી અક્કલનાઓને એણે પહેલાં જન્માવી દઇને તેમની પાસે બધુંજ કરાવી દીધું. કદાચ મારી અપૂર્વ શક્તિઓ જોઇને હું શુંનું શું કરી નાંખીશ એની પણ એને બીક લાગી હોય ! ગમે તેમ, પણ મને તો અન્યાય થયોજ.

મારી શક્તિઓનું સામર્થ્ય જોઇ જોઇને હું ' શું શું કરી નાંખું ' એવું કૈં કૈં મારા અંતરમાં થઇ જાય છે. ' અરે ઓ બહેરા પરમેશ્વર ! જરી મારી વાત સાંભળ. તને આવું તે શું સુઝયું કે મને આમ મોડો જન્માવ્યો ?

મને જો વેદકાળમાં જન્માવ્યો હોત તો રચાયા છે તેથીએ ઉત્તમ વેદો હું રચી નાખત. એ વખતના ઋષિઓ કરતાં મારી આર્ષ-દૃષ્ટિ વધારે છે. વેદો જો મેં રચ્યા હોત તો એમાં ભુલો કાઢનારા કે શંકા કરનારા પેદા થાતજ નહીં. મારી દિવ્ય દૃષ્ટિને પ્રતાપે એ સર્વ પ્રશ્નોના નિર્ણય હું પહેલેથીજ કરી મુકત. પણ તને સર્જન કરતી વખતે વિચાર કરવાની ફુરસદ હોય ત્યારેને ?

પણ રામાયણુ ને મહાભારત વખતે પણુ તને યાદ ન રહ્યું. મારે બદલે તેં વ્યાસને વાલ્મિકિને જન્માવ્યા. હું એ ગ્રંથો લખત તો આવા લખત ? કોણુ જાણે કેમ કરીને એ ગ્રંથો અમર થયા ! વખતે એ ગ્રંથો સારા હશે. ધારો કે છે. તોપણુ હું લખતે તો સોનામાં સુગંધ ભળતે કેની !

પણ પેલા ચાણક્ય જેવા ભીખારાને જન્માવતાં તો મને યાદ કરવો હતો? એનું અર્થશાસ્ત્ર તો આજ કોઇ વાંચતુંએ નથી. પણ હું—જો મેં એ લખ્યું હોત તો? હીંદુસ્તાનને આજે રાજ્યનીતિ શીખવા આમ પરદેશીઓ આગળ માથાં ન ઝુકાવવાં પડત.

પણ આ બધું તો હું ન ગણકારતે, જો મને પેલા કાલિદાસની પહેલાં જન્માવ્યો હોત તો? શું શાકુન્તલ લખતાં એને એકલાનેજ આવડતું'તું? એણે લખ્યું, ઠીક લખ્યું; અરે બહુ સારું લખ્યું. પણ શું હું એનાથી સારું લખું એવો નહોતો? એ તારો માનીતો ને હું શું અણમાનીતો? શા સારુ ત્યારે એવો પક્ષપાત કર્યો? એને યાવચ્ચંદ્રદિવાકરૌ કીર્તિ અપાવી ને મેં-મેં શું ગુનેહગારી કીધી?

પણ ધાર કે એ તો બહુ લાડકો છોકરો; પણ પેલા બાણ ને ભવભૂતિ જન્મ્યા ત્યારે તું કયાં ઉંઘી ગયો હતો? પરમેશ્વર! તારા રાજ્યમાં તો અંધેર ચાલે છે અંધેર. તારી દુનીઆમાં તું રોજ પાપીને સુખ ને સતીઆને દુઃખ આપે છે તો મારા જેવા ગરીબ માણસનું તને શાનું લાગે? હું કૈં પાપ કરીને તારે મંદિરે પાપ ધોવાનો ઢોંગ કરવા આવું છું?

પછી જાણે વર્ષોનાં વર્ષો તું ઉંઘીજ ગયો. મને આશાએ આવી કે હવે તો મારોજ વારો આવવાનો ને વધારે વખત જાય તેમ પેલા બધા વીસારે પડશે એટલે મારી શક્તિઓને તક પણ સારી મળશે. પણ તું કોઇનો થયો છે કે મારો થાય! એક દહાડો આંખ ઉઘાડીને મીંચાય એટલામાં તો પેલા જગન્નાથભાઇ જન્મી પડયા. ત્રાહિ દીનાનાથ! અને હું? મારું શું?

પણ એમણે રહી રહીને શું ધાડ મારી? પ્રેમને નામે પેલા મ્લેચ્છ બાદશાહની (જેનું નામસ્મરણ પણ કર્ણને અપવિત્ર કરે એવાની) છોકરી પરણી આવ્યા ને આર્યધર્મને અભડાવી માર્યો. ને લખ્યું ત્યારે શું? પેલો કચરા જેવો રસ ગંગાધર ને ગંગાલહરી.

કહે છે કે એથી ગંગા નદી આવીને એમને પાવન કરી ગઇ. હું હોત તો સાક્ષાત્ સાગરદેવ આવતે. પાદશાહની આખી સલ્તનત તેમ કરતાં ડુબી જતે તોએ શું ?

પેલા જયદેવે એક ગીતગોવિંદ રચ્યું. ને તે સીધો અપૂર્વતાના આસન પર ચઢી ગયો. એણે તારા અવતારરૂપ મનાતા પેલા કૃષ્ણની લીલા ગાઇ ખુશામત કીધી તેમાં ? એમાં એણે નવું શું સરજાવ્યું ? જેને ઘેર બૈરી હોય તે સૌનેએ ખબર હોય કે શૃંગારનાં તોફાન કેમ થાય છે. એણે એવા નફ્ટ થઇને કૃષ્ણને નામે જોડકણાં જોડયાં તેમાં જાણે રાજ લીધું. જોડકણાં તો હું એથીએ સરસ જોડતે.

તારે જો મને ગુજરાતમાંજ જન્મ આપવો હતો તો તેમાંએ મને વહેલોજ કેમ નહીં આપ્યો ? નરસિંહ કરતાં મેં સારાં ગીતો રચ્યાં હોત ને મીરાં કરતાં હું વધારે ઠસ્સાદાર થતે ને ચમત્કાર બતાવતે. પ્રેમાનંદમાં તો છેજ શું ! દયારામ મને ગમે ખરો. પણ જેનું નામ તું, જેણે સદાએ મને અન્યાય આપવાની પ્રતિજ્ઞા લીધી છે તેને કોઇ દિવસ સુઝે ખરું ?

ઓ લક્ષ્મીમાતા ! પગચંપી કરતે કરતે કોઇ દિવસ તમારે તો મારે માટે બે અક્ષર એ તમારા ભુલકણા સ્વામીને કહેવા હતા ! હું તમારો તો દાસાનુદાસ છું, છોરુ છું, જે કહો તે છું. મારા ગરીબ-નું કામ થતે ને હું તમારો યશ દુનીઆભરમાં વીસ્તારતે.

હાય હાય, હવે તો મને રડવું આવે છે. મારી છાતીમાં કૈં કૈં થઇ જાય છે. પેલા ગોવર્ધનરામનો જન્મ સંભારતાં તો મારું કાળજું ઠરેલું નથી કરતું. એણે ઝપાઝપ સરસ્વતીચંદ્ર લખી કાઢયો ને તેમાં સમાજ, ધર્મ, રાજ્ય ને સંસારના બધાએ પ્રશ્નો ચર્ચી નાખ્યા. હવે હું જન્મ્યો તોએ શું કરું ?

ને તે પછી તો જાણે કવિઓ અને લેખકોનો રાફડોજ ફાટયો. તેમાં પેલા દલપતરામના દીકરાએ તો ગુજરાતના સર્વશ્રેષ્ઠ કવિવરની

પદવિ પહેલેથીજ પચાવી પાડી. રખેને રહી જવાય! કોયલડી ને અલબેલડી ને મદઘેલડીના પ્રાસ બેસાડવાની એમણે નવી રીત શોધી કાઢી ને આઠમી વિભક્તિમાં 'સુણજો એ પુરના લોક' ને "જાગજો એ જગના લોક" એમ સંબોધનો કર્યાં એટલે લોકોએ કહ્યું કે આવું સુંદર અપદ્યાગદ્ય કદી રચાયું નથી. શું આટલું કરવાનેએ હું નાલાયક હતો? પ્રેમીથીઅસની માફક મનેએ હવે તો બળવો કરવાનું મન થઇ જાય છે.

પણ હવે એટલા બધા જણ પાક્યા છે કે દરેક જણ એમના અક્કલ વિનાના ભેજામાંથી એકજ અક્કલવાળો વિચાર કાઢે તોપણ બધાજ નવા વિચારો દુનીઆમાં કહેવાઇ જાય. મારે ભાગે બાકી કૈં નહીં રહે તો હું કરીશ શું? ઓ ભાઇ સાહેબો! દુનીઆ કૈં તમારા એકલાનીજ નથી તે તમે આમ પચાવી પડો છો. મારે માટે કૈં કહેવાનું બાકી નહીં રાખશો તો હું ભુત થઇને તમને બધાંને વળગીશ.

એક ભરુચનો ભાર્ગવ બ્રાહ્મણ છે તે તો સૃષ્ટિ હજુ એના દાદા પરશુરામનીજ હોય એમ એને જોઇએ તેવા નવા વિચારો કાઢયાજ કરે છે ને મારે માટે કૈંક તો કહેવા જેવું રાખવું જોઇએ એટલો માનવધર્મ પણ વીસરી જાય છે. આખો લાડવો એકલાએ ખવાતો હશે? પણ એ બ્રાહ્મણભાઇને કોની પરવા હોય?

ને એક પેલા રવીંદ્રનાથનો પવન બંગાળામાંથી આવ્યાં કરે છે. એની વાર્તા ને વિચારો તો જાણે હવામાં મગતરાં ઉડે તેમ આખો દહાડો મારા કાનમાં ગણગણ્યા કરે છે. મારું ચાલે તો દુનીઆ એકદમ નસાક્ષરી કરી દઉં.

આજકાલ આવેલા પેલા ગાંધી મહાત્મા. એ પણ નવી શૈલી ઉપજાવવાનો તાજ પહેરી ગયા. મને જો એમની જગાએ જન્માવ્યો હતે તો એમના 'ક્યેં જ છુટકા' ની 'ધગશ' કરતાં હું વધારે

'ધૂમકેતુ' પ્રગટાવતે. ને મારી ભાષામાંથી તો એવી જ્વાલા નીકળતે કે અંગ્રેજ સરકાર બળીને ભસ્મ થતે.

પણ હવે હું એ પરમેશ્વરની પ્રાર્થના કરવાનો નથી. હજારો વર્ષોથી મેં એને વિનંતીઓ કીધી, અરજીઓ કીધી, ખોળા પાથર્યા પણ એણે મારો વારો ન આણ્યો તે નજ આણ્યો. મારી શક્તિઓ અગાધ છે; અને હું કોઇ પણ યોગ્ય સ્થાને જન્મ્યો હોત તો મેં એ સ્થાનને અધિક સુંદર રીતે દીપાવ્યું હોત. હું શંકરાચાર્ય થયો હોત તો માત્ર ભૂચર પ્રાણીઓનેજ નહીં પણ ખેચર અને જળચર પ્રાણીઓને પણ મારું તત્વજ્ઞાન સમજાવતે. હું મંડનમિશ્ર થયો હોત તો શંકરાચાર્ય મને હરાવવાને કદી સમર્થ થતેજ નહીં. પણ મેં એવા પથરા જેવા ભારે વિષયમાં તો મન ઘાલ્યુંજ નહીં. મેં એક માગી માગીને માગ્યું સાહિત્યક્ષેત્રના અધિષ્ઠાતા થવાનું. અને તે એ પૃથ્વીના એક નાનકડા ખુણા ભરતખંડમાંજ. એથીએ નાનું ગુજરાત ક્ષેત્ર મળતે તોએ હું સંતોષ માનતે (મને પેલા મ્લેચ્છ દેવો તો ક્યારનોએ આગ્રહ એમને ત્યાં જન્મવાનો કરતા હતા. પણ મેં તો મારી ટેક ન જવા દીધી). પણ એ પરમેશ્વર જેનું નામ, તેણે મને છેવટ સુધી રખડાવ્યો. ને જ્યારે જન્માવ્યો ત્યારે એટલા બધા જણુ પાકેલા હતા ને એટલું બધું નવું, નવી રીતે ને નવાઇથી કહેવાઇ ગયું હતું કે મારે ભાગે કંઈ બાકી રહેજ નહીં. હું એક વિચાર કરું તે પહેલાં તો કોઇ છીંકી પડેજ ને કોણ જાણે ક્યાંથી હું કહેવાનો હોઉં તેજ પહેલેથી કહી દે. જરા ધીરે, બાપુ ધીરે. આટલી બધી ઉતાવળ શી? તમને બધાને મારી બીક લાગે છે તેમાંજ આટલી ઉતાવળ કરો છો. મને જરા વખત આપો પછી જુઓ કે હું કંઈ અદ્ભુત અને અપૂર્વ કહી જાઉં છું કે નહીં?

અરે ભલા પરમેશ્વર! મને બધીજ વખત તેં મોડો જન્માવ્યો, હત્તારી!

# પ્રવાસ

## કાશ્મીરની મારી નોંધપોથી.

તા. ૯-૫-૨૦.

આજે નીશાતબાગ જોયો. પાણીની ચાદર પણ જોઇ. ફુવારાનો દેખાવ બહુ સરસ લાગે છે.

નીશાતબાગ જોવા અમો હોડીમાં ગયાં હતાં. ડાલનાં પાણી ઘણુંજ સ્વચ્છ અને કાચ જેવાં હતાં. નીચે કમળના વેલાઓ સ્પષ્ટ દેખાતા હતા અને તડકામાં પાણી ઘણુંજ સરસ ચળકતાં હતાં. મેં આજે પહેલવહેલાં હલેસુ હાથમાં લીધું અને હું એ ચલાવવામાં છેક નકામી નથી એમ લાગ્યું.

આવતી વખતે પ્રકૃતિનું સ્વરૂપ ઘણુંજ રૌદ્ર હતું. નીશાતબાગમાં હતાં ત્યારથીજ પવન અને વરસાદનું જોર પુષ્કળ હતું. જોતજોતામાં એ હોડીઓ ડુબી ગઇ.

આવતી વખતે ટપકતો વરસાદ, પવન અને તોફાની પાણીથી પ્રકૃતિ ઘણી રૌદ્ર લાગતી હતી. આસપાસ ઉભેલા સાદા અને બરફ-વાળા પહાડ પણ ગંભીર લાગતા હતા. અને દૂર દૂર સુધીનાં ઝાડો અને ખેતરોની લીલોતરી પણ શોકાતુર લાગતી હતી. પણ આમાંએ એક જાતનું આકર્ષણ હતું. અને આ સુંદરતામાં પણ કૈં અનુપ-મતા હતી.

તા. ૧૪-૫-૨૦.

આજે સવારે તખ્તે સુલેમાન ઉપર હું એકલી એક માણસ સાથે ગઇ હતી. તખ્તે સુલેમાન એ પ્રથમ મુસલમાનોનું સ્થાનક હતું. પણ હાલ હીંદુઓનું છે અને ત્યાં એક શિવનું મોટું લિંગ છે.

પહાડ ઉપર ચઢતાં ચઢતાં શ્રીનગરની આસપાસનો બધો દેખાવ દેખાતો હતો અને છેક ઉપરથી તો બધી તરફ બરાબર દેખાતું હતું.

નીચે શ્રીનગર શહેર અને તેમાંનાં નાનાં મોટાં ઘર, સફેદાનાં ઉંચાં વૃક્ષોની દરેક રસ્તા પરની હારો ને હારો, વચ્ચે જેલમનાં વાંકાંચુંકાં પાણી અને તેની નહેર, બીજી બાજુ પર ડાલ સરોવરનાં પાણી અને દરેક બાજુએ હાઉસ બોટો અને શીકારાની લાઇનો, સ્વચ્છ સપાટ રસ્તા અને આસપાસ બરફવાળાં અને સાદાં શિખરોથી દેખાવ ઘણોજ સરસ લાગતો હતો. તખ્તે સુલેમાનની ચારે બાજુના સપાટ ઓટલા પરથી બધો દેખાવ ફરી ફરીને નીહાળ્યો. કૈંક સંતોષી અને અસંતોષી વિચારોનાં મિશ્રણ અનુભવતી હું પાછી ફરી.

ઘેર આવી જમી પરવારીને અમે સરબન જોવા નીકળ્યાં. આજે દિવસ ઘણોજ સરસ હતો. સૂર્ય આજે વાદળાંથી બીલકુલ ઢંકાયો નહોતો. સરબન એ પાણી પુરું પાડવાની જગ્યા છે. પહાડની નજીક ત્યાં પાણી એકઠું કરેલું છે અને ત્યાંથી બાગોમાં, જમીનદારોને અને શ્રીનગરમાં પીવાનું પાણી ત્રણ જુદી નહેરો વાટે પુરું પાડવામાં આવે છે. ત્યાં એક સરકારી બંગલો છે અને રાજ્યના પરવાનાથી ત્યાં ઉતરવાનું મળે છે. પાસે રુથનું જંગલ છે અને ત્યાં ઘણુંખરું સાહેબ લોકો કે રાજ્યના મહેમાનો શીકાર કરવા જાય છે. પહાડમાં ને પહાડમાં એક નાનો પગ રસ્તો છે અને તે છ પડાવ સુધીનો કાઢેલો છે. શ્રીનગરનું પીવાનું પાણી ત્યાંથી ગળાઇને શહેરમાં આવે છે. ઉપર પગરસ્તે એક નહેર પણ આવે છે અને નીચેના પાણીમાં તેનો એક મોટો ધોધ પડે છે.

રસ્તામાં નહેરોમાંથી આવતું પાણી વહેળા રૂપે વહેતું હતું અને ખેતરોમાં જતું હતું. પાણી તડકામાં બહુજ ચળકતું હતું. પાણી ભરેલાં ખેતરો, નજર પહોંચે ત્યાંસુધી પ્રસરી રહેલી લીલોતરી અને આજુબાજુ બરફવાળા અને તે વગરના પહાડ, રસ્તામાં ફુલો લઇને દોડતાં તંદુરસ્ત ને સુંદર પણ ગંદાં બાળકો–આ બધાં બહુજ સુંદર લાગતાં હતાં. અહીંઆં ખેતી કરવામાં ઘોડાઓ વપરાય છે એમ જોયું.

રસ્તામાં આવતા માછલીઓ ઉછેરવાની જગ્યા જોઇ. ત્યાં પાણીના જુદા જુદા ભાગ પડેલા છે અને જેમજેમ માછલીઓ મોટી થાય છે તેમતેમ એને આગળના પાણીમાં મુકવામાં આવે છે. એક પેટી ઘણું કરીને મરેલી નાની માછલીઓથી ભરેલી હતી. ત્યાંનો માણુસ તેમાંથી એક ડોલમાં થોડીક માછલીઓ લઇ આવ્યો અને પાણીમાં એક એક નાંખવા માંડી. નીચેની મોટી માછલીઓ એમનો ભક્ષ પકડવા એકદમ ઉપર કુદતી. તડકામાં અને પાણીમાં એમના લાલ, રુપેરી અને બીજા વિવિધ રંગો ઘડીભર ચમકતા. ઘણી વાર તો તે એટલી જોરથી ઉછળતી કે અમારા ઉપર પાણીના છાંટા ઉડતા. મને કહેવામાં આવ્યું કે જે માછલીઓ નંખાય છે તે મરેલી પણુ મને એ વાતની બહુ ખાત્રી ન થઇ અને અંતઃકરણુ કંઇક ડંખ્યું.

ત્યાંથી અમે શાલાબાગ ગયા. નીશાતબાગની માફક અહીંઆં પણુ પાણીની ચાદર અને ફુવારા છે. દર રવિવારે આ ફુવારા છોડવામાં આવે છે. તેમજ દરેકને માટે રવિવારેજ આ બાગો ખોલવામાં આવે છે. લગભગ ચાર સાડાચારનો સુમાર થયો હતો. પણુ તાપ જરાએ અકળાવતો ન હતો. આજે રવિવાર ન હોવાથી બાગ શાંત હતો. વચ્ચેના ચાદરવાળા મકાનમાં કાળા આરસના સ્તંભ હતા અને તેના ઉપર કોતરકામ હતું. ઉપરની છતો પણુ ચીતરેલી હતી. માળીઓ આમતેમ કામ કર્યે જતા હતા. એક મોટરમાં થોડીક મડમો ત્યાં આવી હતી અને તે બાગના એક છેડે બેઠેલી હતી. તેમાંની એક ઘણું કરીને એક ચિત્ર પાડતી હતી.

અહીંઆં એક જાતનું ફુલ ( જેનું નામ મને નથી આવડતું તે ) મને ખાસ પસંદ પડે છે. પણુ અહીંઆં ફુલ તોડવાનો કોઇને હુકમ નથી.

રે. ૧૭.

ત્યાંથી આવતાં અમે ચીશ્માશાહી જોવા ગયાં. ત્યાં પણ પાણીની ચાદર તથા ફુવારા છે, પણ નાના પ્રમાણમાં. એની પાસે એક સરકારી બંગલો છે અને ત્યાં પણ સરકારી હુકમથી રહી શકાય છે. ઘણું ખરું આ બધું સાહેબ લોકોનાજ ઉપયોગમાં આવતું હોય એમ લાગે છે. અને અહીંના લોકો એ લોકોને માટેજ બધું કરતા હોય એમ લાગે છે.

અમે બોટમાં આવ્યાં ત્યારે સાડા છ થયા હતા. આ સુંદરતાથી પણ જરાક થાકી જવાયું હોય એમ લાગ્યું.

તા. ૧૫–૫–૨૦.

આવી સુંદર જગ્યા માત્ર યુરોપિઅનો માટેજ હોય એ વિચાર બહુજ અસહ્ય છે. અહીંઆં હજુ બહારગામના દેશીઓ ભાગ્યેજ નજરે પડે છે. ઘણીખરી બોટો માત્ર યુરોપીઅનોથીજ ભરાએલી હોય છે.

સાંજે લાંબો વખત હું ચાલી આવી.

તા. ૧૬–૫–૨૦.

આજે સવારે હું ટેકરી પરનો જુનો કિલ્લો જોવા ગઇ હતી. જોવા જવાનો આજેજ ખાસ વિચાર ન હતો, પણ રસ્તામાં જતાં જતાં પાસેજ હોય તેમ તે સામે ટેકરા પર દેખાયો એટલે ત્યાં જવાનું મન થયું. હું અને મારી બોટવાળો ઇસ્લામો એ બે જણુજ હતાં.

રસ્તામાં કેટલાંક ખેતરો આવતાં હતાં. અહીં લોકોને ભાજી ઉખાડતા અને એમની ટોપલીઓ ભરતા દીઠા. અહીંનાં ખેતરોમાં એક પાણી કાઢવાની નવી રીત છે. ખેતરની વચ્ચે એક ખાડો ખોદેલો હોય છે. એમાં પાણી આવે છે. રેલ્વેની સીગ્નલ જેવો દાંડો ત્યાં ઉભો કરેલો હોય છે. એક બાજુ દોરડાંની સાથે ત્યાં માટલું બાંધેલું હોય છે અને રેલ્વેની સીગ્નલ પડે છે તેવીજ રીતે બીજી બાજુના દાંડા ઉપર દોરડું બાંધી પાણી ખેંચતા હશે એમ લાગે છે.

કેટલાક ઘરો અને રસ્તા વટાવતા વટાવતા અમે ખુલ્લા મેદાન-માં પહોંચ્યાં અને ત્યાંથી આડાઅવળા ટેકરા ખુંદતા કીલ્લાની

નીચેની બહારની દીવાલ આગળ પહોંચ્યાં, અને ત્યાંથી ભીંતમાં એક બાકોરા જેવો રસ્તો પાડેલો હતો ત્યાંથી અંદર ગયાં.

વચ્ચેનું લીલું મેદાન અને બદામના ઝાડનાં ઝુંડ વટાવી અમે એક મોટા બારણા આગળ પહોંચ્યાં અને ત્યાંથી પથરના પગથીઆં ચઢી પ્રથમ ‘જીઆરત’ માં ગયાં. ત્યાં મુસલમાનોનું સ્થાનક છે, અને એક બેગમની કબર છે. ઉપર કાબુલના સુલતાન હાસમખાનની કબર છે. બીજી પણ એક નાની કબર હતી. એ ઘણું કરીને વજીરની હતી. મકાન જીર્ણ થઇ ગએલું છે અને એમાં ખાસ ભવ્યતા નથી. ઉપર જુનાં સડેલાં પાટીઆં હોય એમ લાગ્યું. ઉપરની ગેલેરીમાંથી શ્રીનગર શહેરનો દેખાવ જોયો. શ્રીનગર શહેરમાં શહેર તરીકેની ભવ્યતા જરાએ નથી. જયાં જુઓ ત્યાં જુનાં અને સડેલાં ઘરોનો જથ્થો માલમ પડે છે અને ઉપરથી જોતાં કુદરત અને માનવજીવનના ભેદ બહુ સ્પષ્ટતાથી દેખાય છે. કયાં આ કુદરતનું સૌંદર્ય અને માનવ-જીવનની ક્ષુદ્રતા? અહીંથી અમે કીલ્લો જોવાને ઉપર વધ્યાં. ટેકરાના રસ્તામાં પથ્થર કરતાં માટી વધારે હતી. ખરી રીતે રસ્તોજ નહોતો. અથવા અમે ખોટે રસ્તે ચઢયાં હતાં. ચઢાવ સીધો હતો અને અધુરામાં પુરું મેં ચંપલો પહેરી હતી. જેમ તેમ કરીને એટલો ઢોળાવ ચઢી ગયાં, પણ પાસે પાસ ન હતો. પાસ વિના જોવા દેતા નથી એમ અમે પહેલેથી જાણતાં હતાં, પણ માનવીની વૃત્તિ ઉપર આધાર રાખીને ચઢયાં. ઉપરથી બે ચોકીદારો અમને ચઢતા જોતા હતા. મારો વિચાર રેફ્રબેર કામ લેવાનો હતો, પણ ઇસ્લામાએ પહેલેથી સવાલ પુછી નાંખ્યો કે અમને કીલ્લો જોવા દેશે કે નહીં? પાસ વિના જોવાનો હુકમ નથી એવો જવાબ મળ્યો. પછી એ લોકોએ ખાનગીમાં કૈં વાત કરી. ઇસ્લામાએ બે ચાર દમ એમના હુક્કામાંથી માર્યા. એમણે સુચવ્યું કે કોઇ પુછે તો અમે દર્શન કરવા આવ્યાં છીએ એમ કહેવું.

ત્યાંથી અમે આગળ વધ્યાં ને કીલ્લાના મોટા દરવાજા આગળ ગયાં. ત્યાંના સીપાઇએ પુછ્યું કે પાસ છે કે નહીં ? દર્શન કરવાનું બહાનું કાઢીને હું અંદર ગઇ. ખરી રીતે આ કીલ્લામાં ખાસ જોવા જેવું કંઇએ નથી. એમાં ઓરડીઓ બાંધેલી છે ને ચાલીસેક માણસો રહે છે. બાકીના ઓરડામાં રાજ્યનો 'સ્ટોર' રહે છે. અંદરના ચોગાનમાં એક દેવીનું મંદિર છે. અંદર એક પંડિત દેવીને પ્રક્ષાલન કરતો હતો અને કૈં બડબડતો હતો. દેવીના કેટલા હાથ હતા એ બરાબર નહીં ગણાયું અને એ નાની ઓરડીના બધા સામાનનું નિરીક્ષણ પણ બરાબર ન થયું. આજે દિવસ સ્વચ્છ હતો. સૂર્ય ભગવાન્ બરાબર તપતા હતા અને સવાદશ તો અહીંઆ-જ થઇ ગયા હતા. ત્યાંથી બહાર નીકળી દર્શન કરવાનું ખરું ઠરે માટે ઘંટ વગાડયો, થોડા ઘણા સવાલ સીપાઇને પુછ્યા અને નીચે ઉતરવા માંડયું.

અહીંથી બરફના ડુંગર બહુજ સરસ લાગે છે. આજે દિવસ ખુલ્લો હોવાથી તડકામાં બરફ બહુજ ચમકતો હતો. છુટાં છવાયાં રુપેરી વાદળાં પણ સરસ લાગતા હતાં અને શહેર બરાબર દેખાતું હતું. નીચે ઉતરતાં પેલા બે ચોકીદારો ફરી મળ્યા અને ત્યાં પડેલી તોપો જોવાનું કહ્યું. એ તોપો તો માત્ર શોભાનીજ હતી. વખત બહુ થઇ ગયો હોવાથી હું બહુ જોવા ન રહી. હાથમાં છત્રી, પગમાં ચંપલ અને આ કાંકરીવાળો પથ્થર અને મરોડીનો ઢોળાવ ઉતરવાનો. આવતી વખતે ઘણીજ ઝડપ કરી તોએ પાછા આવતાં સાઢાઅગીઆર થઇ ગયા.

તા. ૧૭–૫–૨૦.

જીંદગી એ શું હશે ? સુંદરતા જોવી અને અનુભવવી એમાંજ જીવનનાં બધાં સ્વપ્નો પુરા થતાં હશે ?

મને સંતોષ કેમ નથી થતો ? વધારેમાં વધારે મેં શાની

આશા રાખી છે? જીવન એટલે શું? ફરજ એટલે શું? કર્તવ્ય શાને માટે કરવા?

જ્યાં જોઇએ ત્યાં લોકો કીડાની માફક ખદબદે છે. એમનો હેતુ માત્ર જીવવું એટલોજ છે. પાણીના પ્રવાહની માફક યુગોના યુગો ચાલ્યા જાય છે, માનવીરુપી લહરીઓ આગળને આગળ વધ્યે જાય છે. શાને માટે? કોને માટે? ઉત્તર શોધ્યો જડતો નથી.

જીવન એટલે શું? ખાવું, પીવું અને સુવું એટલોજ એનો અર્થ હશે? તે શીવાય બીજું કોઇ શું કરે છે? માણસ માત્ર આહાર, નિદ્રા, ભય અને વાસનાનો ગુલામ છે. આ ગુલામી કરવા માટેજ જીવવું?

જીવવું શાને માટે? નવું નવું જોવા અને જાણવા માટે. પણ ખરી રીતે જગતમાં નવીનતાજ ક્યાં છે? અને બધું જોયા અને જાણ્યા પછી શું કરવાનું?

કોઇ કહેશે કે જેનામાં શાણપણ કે સત્તા હોય તેણે સમષ્ટિને ખાતરજ જીવવું જોઇએ. દુનીઆ એક તસુભારે ઉંચી આવી છે? અને કોઇ એમ કહે કે હું પારકાને માટેજ જીવું છું તો તે માત્ર મિથ્યાભિમાનજ નથી? ખરી રીતે કોઇ બીજાને માટે જીવી શકે છે? બીજાને માટે જીવવાનો જો કોઇનો દાવો હોય તો તે માત્ર મિથ્યા પ્રલાપ છે.

જગત્ એ અંધોની પરંપરા છે. દેખતાં છતાં માણસો અંધ છે. જગતમાં સ્વાતંત્ર્યનો અવકાશજ ક્યાં છે? સ્વતંત્રતા જ્યાં દેખાય છે ત્યાં ખરી રીતે ઉછૃંખલતા છે. ખરા સ્વાતંત્ર્યની તો પાંખોજ કાપી નાંખી છે.

અનંત વ્યોમમાં વિચારની પાંખે ઉંચેઉંચે ઉડવાં એ ભાગ્ય ક્યારે આવશે? જ્યાં ભય નથી, જ્યાં બંધન નથી એવા પ્રદેશમાં ક્યારે વીચરાશે?

જીવનના ઉદ્દેશ કે'ં જડે ? આ અંધારામાં કેટલા કાલ કાઢવા પડશે ?

તા. ૧૮–૫–૨૦.

કાલે અહીંનું મ્યુઝીઅમ જોયું. એમાં ખાસ જોવા જેવા અહીંના શાલોના ને ભરતના નમુના હતા. અસલના કારીગરો કેટલું બારીક કામ કરી શકતા તથા કેવી નવી નવી ભાતો કાઢી શકતા તેનો એ પુરાવો છે. કોતરેલા લાકડાના નમુના પણ સારા હતા. બીજું કે'ં ખાસ જોવા જેવું નહોતું.

તા. ૧૯–૫–૨૦.

આજે ઇસ્લામાબાદ ઉર્ફે અનંતનાગ જોવા નીકળ્યાં. સવારે અગીઆર વાગે બોટ ચાલવા માંડી હતી.

બપોરના ત્રણ વાગતાં ટપાલની ખબર કાઢવા હું ફરી ઇસ્લામા સાથે ચાલતી શહેરમાં ગઇ. ચારે ત્યાં પહોંચી. એક નવો અનુભવ: ૭ વાગ્યા સુધી એક જણની દુકાનમાં બેઠી. સાડા છએ ત્યાંથી ટપાલ લઇને નીકળ્યાં. ટાંગામાં સાતેક માઇલ આવ્યાં. ત્યાંથી બોટ દેખાતી હતી. ભરેલાં અને સુકાં આડાઅવળાં ખેતરો ને ટેકરા કુદાવતાં અમે બોટમાં પહોંચ્યાં. રાત પડી ગઇ હતી. ભુખ્યા રહેવું પડયું. રાત આંપોર આગળ રહ્યાં.

તા. ૨૦–૫–૨૦.

સવારના ઉઠી ત્યારે બોટ ચાલવા માંડેલી હતી. બે કાંઠે ભરેલું જેલમનું ધીરે ધીરે વહેતું પાણી અને બંને બાજુએ સેખડોની હારો, સામે ચારેપાસ દેખાતા બરફનાં શિખરો, લીલાછમ ખેતરો અને મેદાનો, વચ્ચે ધીરે ધીરે જતી બોટ—એ બધું ગમે તેવા અશિક્ષિત હૃદયમાંએ આનંદ આણવા પુરતું હતું. સવારના હું ને બાળા સેખડો ઉપર લીલોતરીમાં થોડું ચાલ્યાં, પછી અમદાવાદથી આવેલા પેપરો વાંચ્યાં. જમ્યા પછી થોડાં ગપ્પાં માર્યાં.

બપોરના ત્રણેક વાગે હું ને ઇસ્લામો ઉતર્યાં. ત્યાંથી ખેતરો ખુંદાવી અવંતીપુરનાં ખંડેરો જોયાં. હાલમાં એ જમીન તળેથી ખોદી કાઢેલાં છે. ભીંતો પરના કોતરકામની મૂર્તિઓ જોતાં ઘડીભર વિચાર થયોઃ અસલના વખતની નીતિ હાલના કરતાં વધારે સારી તો નહીંજ હોય. દેવમંદિર જેવા લાગતા ખંડેરમાં જ્યારે આવા ચિત્રો હોય ત્યારે સામાન્ય જનસમૂહની નૈતિક ભાવના કેવી હશે એ ઘડીભર વિચારનો પ્રશ્ન થઇ પડે છે. ત્યાંથી જુના કાગળ, લોઢ, નાના નાના માટીનાં વાસણો, માટીના પાઇપો વગેરે અંદરથી નીકળેલો સામાન જોયો અને બોટ આવવાની વાર હોવાથી હું ચીનારના ઝાડ ઉપર જઇ બેઠી......

બોટ સામા કીનારા પર આવતી હતી એટલે એક શીકારો ભાડે કરી પેલે પાર ઉતર્યાં. ત્યાં સુધીમાં બોટ આગળ ગઇ હતી. બોટ પાસે આવ્યાં છતાં પણ ચાલ્યાજ કર્યું.

ચારે તરફ બરફનાં શિખરો ખુબ ચળકતા હતાં. ભેખડ ઉપર નાની પગથીમાં લીલોતરી ઉપર ચાલવું ઘણુંજ મઝાનું લાગતું હતું. વચ્ચે એક ગામ આવ્યું. બોટ ધીમે ધીમે ચાલતી હોવાથી થોડુંક છેટું પડી ગયું. બહુ વખત લાગશે ધારી હું એક ખેતરમાં ઝાડ ઉપર જઇને બેઠી અને એક ડાળી સારી જોઇ નીરાંતે ગોઠવાઇને સુતી. ઉપર નીલું ભુરું આકાશ, માંહી તરતી રુપેરી વાદળીઓ, એક પાસ ચમકતાં બરફનાં શિખરોની હારો ને હારો અને સામે સાદા ડુંગરોની પંક્તિ, નીચે ઘુંટણભર ઉગેલું લીલુછમ ખેતર, સામે ધીરી વહેતી નદીનો પટ અને ઝાડ પર સુવાનું- એ બધું એવું હતું કે જીવનમાં ઘણી વખત યાદ આવે. વળી પાછું અહીંઆં પણ મન વિચારમાં ચઢ્યું. પક્ષીઓનો ઝીણો ઝીણો અવાજ વિચારગીતમાં સૂર પુરાવતો.

આથી વધારે કૈં દુનીઆમાં હશે ખરું ? પણ આવી સુખમય લાગતી તોએ નકામી જીંદગી ગાળવાથી જીવન જીવ્યું કહેવાય ખરું ?

બીજી રીતેએ શી રીતે જીવાય ? જીવનનો બીજો શો આદર્શ હોઇ શકે ? જીવનની ઘણા લોકોને બહુ કીંમત લાગતી નથી.

આવા સ્વર્ગમાં આવી સ્વતંત્રતા એકદમ મળશે એ ખ્યાલમાંએ નહોતું. અહીં માર્ગદર્શક થવાનો કે શીખામણ આપવાનો દાવો કોઇપણ કરી શકે તેમ નથી. સ્ત્રી તરીકેની ખોટી શરમ અહીં નડે તેમ નથી. પણ 'રસના તો ચટકા હોય, કુંડાં ન હોય.' આનોએ પાછો અંત તો આવવાનોજ છે.

તા. ૨૧–૫–૨૦

આજે પણ સવારે હું ઉઠી ત્યારે બોટ ચાલુ થઇ ગઇ હતી. આજે પણ એનીએજ કુદરત વચ્ચે હું હતી. દિવસ આજે પણ સ્વચ્છ હતો. આજે એક ચીનારનું ઝાડ ૭૪ ફીટના ઘેરાવાળું જોયું.

ચાર વાગતાને સુમારે એકદમ પવન છુટયો અને આકાશ પણ થોડું થોડું ઘેરાવા લાગ્યું. આ પવનમાં બોટ ચાલી શકે તેમ ન હોવાથી કીનારે નાંગરી હું કલાક ફરી આવી. પાછળથી ફરી બોટ ચલાવવાનો પ્રયત્ન કર્યો, પણ અડધો કલાક પછી તે પણ મુકી દેવો પડયો. એટલે આજે ઇસ્લામાબાદને બદલે વચ્ચેજ પડી રહેવું પડયું.

અત્યારે તડકો ફરી નીકળ્યો છે, પણ પવન સુસવાટાબંધ વાય છે. પાણીનો બોટ સાથે અથડાઇને અવાજ થાય છે. રાત્રીનો અંધકાર ધીરે ધીરે આના પર પણ ફરી વળશે ... ...

સુંદરતા એ માનવીનો જન્મસિદ્ધ હક્ક અને વારસો છે. પ્રકૃતિમાં સર્વત્ર સુંદરતા હોય તો ? પૃથ્વી અને કલ્પનાના સ્વર્ગ વચ્ચે અંતર આટલુંજ છે. માનવીના સ્વભાવ સરલ અને સુંદર હોય તો સ્વર્ગ બીજે શોધવા જેવાં નથી.

સત્ય અને આદર્શ ક્યાં જુદાં પડે છે તે કોઇ કહી શકશે ? જીવન એ સત્ય છે કે આદર્શ ? જીવન સત્ય અને અસત્ય બંને છે. આદર્શ બનાવવાનું છે. પણ એ આદર્શો શા અને શાને માટે ? આદર્શ ક્યાંથી શોધવા ? કવિઓનાએ જીવન અને કવનમાં ભેદ નથી ?

જીવન એ શોક કે કડવાશને માટે તો નથીજ. સુખ મળો વા ન મળો એ જુદી વાત છે. પણ આ વિનાકારણના માનસિક અને શારીરિક અત્યાચાર એ તો જગતના મહાનમાં મહાન્ પાપ છે. માનવીના મગજમાં એવાં શાં તત્ત્વો હશે કે જે હંમેશા નીચા તરફજ વળે છે? સત્ એ સ્વાભાવિક હોવું જોઇએ અને કેટલેક અંશે છે પણ ખરું. તેને બદલે આ મલીનતાના બીજ કોણ વાવતું હશે? એક વ્યક્તિ બીજીને ત્રાસ પમાડી શકે કે આપી શકે એ આવી સુંદર દેખાતી પ્રકૃતિનો કાયદો તો નજ હોઇ શકે. પણ પ્રકૃતિની સુંદરતાએ ક્યાં નિર્મલ છે? એમાંએ ઘોર સંગ્રામ અને હિંસકવૃત્તિ તરતજ પરખાઇ આવે છે. જ્યાં જુઓ ત્યાં ઘોરતર જીવનકલહ ચાલીજ રહ્યો છે અને હંમેશાં એમાં બલનોજ વિજય થાય છે.

તા. ૨૩–૫–૨૦

મીલની 'લીબરટી' ના બીજા પ્રકરણના થોડાંક પાના વાંચ્યા. દલીલો બહુ સરસ અને સંગીન આવે છે. કેટલાએ અભ્યાસ અને મનનનું આ પરિણામ છે. હું કશી પણ તૈઆરી વિના આવી તર્કશક્તિ માગું તે ક્યાંથી મળે?

પણ આથી મારા ઘણા સિદ્ધાંતોમાં હું દૃઢ બનીશ અને ઘણા વિચારો પર અજવાળું પડશે. મીલનીજ પદ્ધતિએ હું વિચાર કરું તો મારા વિચાર કે વર્તનમાં કશુંજ ખોટું નથી. હું જાણું છું કે મારામાં અપૂર્ણતા ઘણી છે, હજુ સ્વતંત્ર વિચારોની ખામી છે અને લાંબો વિચાર કરવાની શક્તિ નથી. પણ હું આશા તો રાખી શકું ધીર ધીરે એ સૌએ સુધરશે અને વિકાસ અધુરો નહીં રહે.

ખરી રીતે મેં હજુ કશા મત બાંધ્યાજ નથી. અને અત્યારથી બાંધવા પણ ન જોઇએ. હજુ ઘણા અભ્યાસની, અવલોકનની, મનન-ની અને વિવિધતાની જરુર છે. આ બધી કસોટીમાંથી કસાયા પછીજ વિચારોએ મતોનું શુદ્ધ સુવર્ણરુપ ધારવું જોઇએ. મતો બાંધ્યા

પછી એના ઉપર અન્ય વિચારો ગ્રહણ કરવા કરતાં મતો બાંધ્યા પહેલાંજ સાંભળવા એ સારું છે.

તા. ૨૪-૫-૨૦

આજે રાત્રે સ્વપ્નામાં મી. એંડ્રુસ મળ્યા. સામાજિક સેવા મારે માટે શક્ય છે કે નહીં તે વીશે વાત થઇ. મેં મારાં કારણો દર્શાવ્યાં. બીજી વખત મળવાનું ઠરાવી તે છુટા પડયા.

હમણાથી સ્વપ્નામાં હું ઘણી વ્યક્તિઓ જોઉં છું અને પછી આશ્ચર્ય થાય છે કે આવી બુદ્ધિપુરઃસર વાત હું સ્વપ્નામાં કેમ કરી શકી?

આજે કાલના દિવસની માફક આખી રાત વરસાદ પડયો હતો. ત્રણ દિવસથી આકાશ ઘેરાયલું રહે છે. તેમાં બે દિવસથી તો બહુજ કંટાળો આપે છે. સૂર્ય દેવનાં દર્શન પણ દુર્લભ થઇ પડયાં છે. ઠંડી પણ બહુ લાગે છે. કશા પણ કામના અભાવે દિવસ કેમે કર્યો પસાર થતો નથી. માત્ર મનોરાજ્યમાં કેટલાક તરંગો ઘુમે છે......

વસ્તુમાત્રનો વિકાસ એ પરમ ધર્મ છે. જીવન આખું એજ જાય છે. માત્ર કોઇ ધન્ય પલોથીજ એ સુભગ બને છે.

જ્ઞાન વધે છે તેમ ગુંચવાડો પણ વધે છે. અનુત્તર પ્રશ્નો ચિત્તમાં ઉદ્ભવ્યાંજ જાય છે, પણ તે અનુત્તર રહેવા માટેજ. નગરવાસીઓ નાની નાની વસ્તુઓમાં પણ સુંદરતા શોધે છે અને તેને કૈં કૈં સ્વરુપે ઘટાવી તેમાં રસિકતાની પરાકાષ્ઠા માને છે. પણ સૌંદર્યના ઝરણો અરણ્યમાંજ વહી રહ્યાં છે તેનું પાન કરવા કોઇ રડયોખડયો પ્રવાસીજ નથી આવતો. સૌંદર્યના ભંડાર ગિરિ શિખરો ને ઉંડી ઉંડી ખીણોમાં ભરાઇ રહ્યા છે, તેના તરફ દૃષ્ટિપાત કરવાનોએ કોઇને સમય નથી મળતો. નાની પુષ્પકલિકાના પ્રશંસકની ખોટ નગરમાં નથી. વનલક્ષ્મીની લક્ષ્મીસ્વરુપ અનેક સૌરભભર્યાં પુષ્પો જગતથી અજાણ્યાંજ કરમાઈ જાય છે. નગરમાં સુંદરીઓના સૌંદર્યની સ્પર્ધા ચાલે છે. અને કૃત્રિમ સાધનોથી એ પ્રયત્નો વધ્યાંજ જાય છે. ગ્રામ્યગોરીના સ્વભાવિક

લાલિત્યને ઝાંખી જોનારે કોઇ નથી. જગત્ એક વિચિત્ર પદાર્થ છે. પોતે પોતાનું પ્રદર્શન ન કર્યું હોય તો અમોલ ભંડારો ભર્યા છતાં જગત્ તેની કીંમત કરતું નથી.........

સૌંદર્ય એ માત્ર આકારમાંજ નથી, વર્ણમાંએ નથી. ખરું સૌંદર્ય ભાવમાં વસેલું છે.

પક્ષીસમુદાયનું આ ધીરું મધુરું ગાયન તે કોને માટે ? પ્રકૃતિનું આ સ્વાભાવિક સૌંદર્ય તે કોને કાજે ?

તા. ૨૬–૫–૨૦.

કાલે અમે વેરીનાગ જોવા ગયા હતાં. આકાશ સારી પેઠે ઘેરાએલું હતું, પણ એતો હમણાથી હમેશાંજ એમ રહે છે. બોટમાંથી પોણાબારે લગભગ નીકળ્યાં. ઇસ્લામાબાદનું ગામડું અમારી બોટથી એક માઇલ પર આવેલું છે તેમાં થઇને વેરીનાગ જવાનો રસ્તો નીકળે છે. ગામમાં કૈં પણ જોવા જેવું નથી. ગામથી વેરીનાગ સોળ માઇલ થાય છે.

ગામમાંથી બહાર નીકળતાંજ કુદરતે પોતાની સમૃદ્ધિ ચારે તરફ વેરી દીધી હોય એમ જણાયું. નાનામોટા અસંખ્ય નિર્ઝરોથી માર્ગ ભરપુર હતો. અને વાંકાચુંકા દરેક બાજુએ વહેતા બધાં ઝરણાંઓનું પાણી વેરીનાગથી આવતા એક મોટા ઝરણામાં ભળતું. ચારે પાસ શાલીનાં પાણી ભરેલાં ઢાળ પડતાં ખેતરો અને તેમાં વચ્ચેવચ્ચે બાંધેલી પાળો, વળી વચ્ચે વચ્ચે આવતાં પીળાં ફુલવાળાં તલનાં ખેતરો એ સૌ કોઇ અજબ કારીગરીનો નમુનો હોય તેવાં હતાં. વચ્ચેવચ્ચે આવતાં વૃક્ષોનાં જુથને જુથ, બંને બાજુએ આવી રહેલી વૃક્ષાવલીઓ અને અનેકરુપે વહેતા વહેળીઆઓથી માર્ગ રમણીય બનેલો હતો. રસ્તામાં ઘણેખરે ઠેકાણે લાકડાના કામચલાઉ પુલ વહેળાઓ ઉપર બાંધી લીધેલા હતા. એવા પુલ ઠેકાણે ઠેકાણે આવતા. સામે કાળાં ડુંગરાઓની હાર આવેલી હતી. કોઇ સ્થળે

તો બરફ પણ હતો. લગભગ અરધે પહોંચ્યા પછી ક્યારનો ડોકીઆં કરતો મેઘે સમયની રાહ જોતો હોય તેમ અચાનક દર્શન દીધાં ઝીણાં ઝીણાં ફોરાંને તો પહેલાં અમે ન ગણકાર્યાં પણ તરતજ ટાંગાની છત્રી પર ટપટપ થતા અવાજથી જણાયું કે એકદમ દોડવું સહીસલામત નથી. તેથી એક મોટા ચીનારના વૃક્ષ નીચે ટાંગાને થોભાવ્યો. અકસ્માત્ વૃક્ષ દેવતા પ્રસન્ન થયા હોય તેમ ઝીણાં સફેદ ફુલો જેવું કંઈ ઉપરથી ગરવા માંડયું. પણ પછીથી જણાયું કે એ બરફની કણીઓ હતી. વરસાદ તો પડયો પણ બરફ પડતો જોવાયો એ પણ એક લાભ થએલો માન્યો.

ભરાઇને આવેલું વાદળ આગળ પસાર થઇ ગયું, અને અમે આગળ વધ્યાં. ક્ષેત્રોમાં કાદવમાં કામ કરતાં સ્ત્રીપુરુષો ને બાળકો, માંહી હંકાતા બળદો અને ચિત્રમય જણાતી ભૂમિ, એ સૌ બહુજ સુંદર લાગતા હતાં. પણ થોડા વરસાદેએ જમીન ભીંજવી નાંખી હતી. ચઢાણની જમીન હોવાથી ચીકણી જમીન પરથી ઘોડાના પગ સરકી જતા હતા, તોએ અમે આગળ વધ્યેજ ગયાં.

સૃષ્ટિ સુંદરીએ હમણાં હમણાંથી કુપિતાનું સ્વરુપ ધારણ કર્યું હતું. તેને પ્રસન્ન કરવાના સૂર્યના ઘણા પ્રયત્નોમાંથી કોઇક કદાચ સફળ થતો. ઘડીભર તે પ્રફુલ્લમુખી બનતી, પણ આમ મનાઇ જવા સારુ શરમાતી હોય તેમ પાછી બમણા બળથી મ્લાનતા ધરતી. ઝાપટું આવી ગયા પછી પણ એમજ થયું. થોડીવાર દિનમણિએ સૃષ્ટિને હસાવી અને રસ્તો પણ કોરો થવા માંડયો. પરંતુ થોડીજ વારમાં એ પ્રયત્નો પણ નિષ્ફળ થશે એમ લાગ્યું. સામેની ગિરિમાળ પર પગ ઠેરવી ઉભેલા પ્રચંડ કૃષ્ણ મેઘે અમારા હૃદયમાં ઘણા તર્કોને સ્થાન આપ્યું. એ સંશયગ્રસ્ત સ્થિતિમાંથી અમને મુક્ત કરવા વેરીનાગ થોડે રહ્યું એટલામાં તો એકદમ સામટા બળથી અમારા પર તે તુટી પડયા.

આ વખત અમે રસ્તામાં થોભ્યા નહોતાં. વેરીનાગનો થોડો રસ્તો પણ લાંબો થઈ પડયો. છેવટે જેમતેમ કરી ત્યા પહોંચ્યાં, પણ છેલ્લો પુલ તુટેલો હતો એટલે નિરુપાયે છત્રીઓનો આશ્રય લઇ ઉતરવું પડયું.

અહીંઆં ડાક બંગલો છે નહીં તેની અમને બરાબર ખબર નહોતી. સાધારણ રીતે જોવા આવનાર લોકો ચીશ્મા ઉપરજ જાય છે. પણ આવા વરસાદમાં ત્યાં સીધા જવા કરતાં ડાક બંગલામાં આશ્રય લેવો સારો એમ લાગ્યું. ચીશ્માની પાસે ડાક બંગલા જેવા જણાતા બંગલામાં અમે ગયાં. લગભગ ચાર વાગે ત્યાં પહોંચ્યાં.

મકાન નાનુ હતું અને ત્યાં એક ટેબલ અને લાકડાની ચાર ખુરશી ગોઠવેલી હતી. ઉપર ત્રણેક ટોપીઓ પણ ગોઠવેલી હતી. બે જોડી બુટનું પ્રદર્શન પણ ટેબલ પર કરેલું હતું. અને અંદર કોઇ રહેતું હોય એમ પણ જણાયું. મેં ધાર્યું કે બીજા પણ કોઇ ઉતરેલા હશે. પણ મુસાફરખાનામાં કોઇની દરકાર કરવાની આપણે શી જરુર ? નીરાંતે આપણે તો ગાડીવાળાને ગાડીમાંથી ખાવાનું લાવવાનો ને કા......ને બોલાવી લાવવાનો હુકમ કર્યો.

અંદરથી એક પારસી જેવા જણાતા સદ્‌ગૃહસ્થ બહાર નીકળ્યા. અને જરા ઉંચા નીચા થઇ અકળાતા હોય એમ અંગ્રેજીમાંજ પુછયું. “ અહીંઆ તમે જોવા આવ્યા છો ? રાત્રે રહેવાના છો ? ” મેં ધાર્યું કે આ ડાક બંગલામાં બીજો વધારાનો ખંડ નહીં હોય તેથી ભાઇ સાહેબ અકળાતા હશે, અને પુછતા હશે. પણ ડાક બંગલો કંઈ એમના એકલાનોજ નથી એમ ધારી કંઈ દરકાર ન કરતાં બરાબર સામે જોયા વિનાજ જવાબ દીધોઃ “ અમે અહીં જોવા આવેલાં છીએ. બંગલામાં બીજા ખંડ કેટલા છે ?” આ સમયે સાહેબનું અકળાએલું મુખ અને પાટલુનમાં હાથ નાંખીને ઉભા રહેવાનો દેખાવ એવો હતો કે હસ્યા વિના રહેવાય

નહીં. તેમણે જવાબ દીધો: "આ કૈં ડાક બંગલો નથી, પણ મારો પોતાનો બંગલો છે. આપને થોડો વખત રહેવું હોય ને ખાણું ખાવું હોય તો અહીં ખુશીથી બેસી શકશો." હવે અકળાવાની મારી વારી આવી. મેં કહ્યું કે 'અમે ભુલમાં ડાક બંગલો ધારીને આવ્યાં છીએ. હમણાં અમારો માણસ આવશે એટલે અહીંથી જઇશું. હું તમને હરકત કરવાને માટે બહુ દીલગીર છું.' એટલામાં બીબી સાહેબ અને ત્રણ નાનાં નાનાં ભુલકાં પણ બહાર નીકળ્યાં. એમણે કહ્યું કે "ચીશ્મા ઉપર ઉતરવાની સારી જગા નથી. તમારે ખાણું ખાવું હોય તો અહીંઆજ ખાઓ!" એમ કહી અમને એક ખંડ બેસવાને ખોલી આપ્યો. અને બાઇ પણ ત્યાં આવીને બેઠી. વાતમાંથી જણાયું કે સાહેબ પંજાબી છે. અહીંના એન્જીનીઅર છે અને છ વરસથી રહે છે. એટલામાં ખાવાનું પણ આવી પહોંચ્યું. પણ કા......ગાડી સાચવવા રહ્યા હતા. બાઇ ત્યાંથી ઉઠી ગઇ. અમે સારી પેઠે ઝાપટયું. કા...ના આવતાં પહેલાં તો ખાઇ પણ રહ્યાં.

અમે આ વખતે બહાર આવીને બેઠા હતાં. મીયાં સાહેબનું આખું કુટુંબ પણ બહાર આવ્યું. અમે થોડીક વાત કરી અને ચાનું આમંત્રણ જરાએ આનાકાની વિના સ્વીકાર્યું. મીયાં વીલાયત જઇ આવ્યા છે એટલે સુધરેલી રીતભાતની મેળવણી તેમનામાં હતી.

આટલા પરિચયમાં પણ અમે એક બીજાનાં નામ બીલકુલ જાણ્યા વિનાજ રહી ગયાં. ચા પીને ટાંગાવાળો આવ્યો તેની સાથે ચાલતી પકડી. આટલી મહેનતતે જે ચીશ્મો ( કુવો ) જોવા આવ્યાં હતાં તે પાસેજ હતો ત્યાં ગયાં

વેરીનાગનો ચીશ્મો પહેલી નજરે કુંડ જેવો લાગે છે. પણ તે ઘણોજ ઉંડો છે. અત્યાર સુધી તેને માપવાના બધા યત્નો નિષ્ફળ ગયા છે. પહાડની બરાબર પાસે આ ચીશ્મો આવેલો છે. તેમાંથી પાણી નીકળેજ જાય છે. અને મોટા ઝરણાના આકારમાં બહાર પડે છે.

જેલમ નદીના મુળમાંનું આ પણ એક ગણાય છે. ચીશ્મામાં માછલીઓ પુષ્કળ હતી. આજુબાજુ બેસાય તેવા ગોખ પાડેલા છે અને તેમાં કોઇ કોઇ લોકો થોડીવાર થોભે છે. પણ ત્યાં આપણાથી થોભાય તેમ નથી. એક બે ગોખમાં લીંગ તથા મૂર્તિઓ વગેરે હતું. ત્યાં પંડયો પણ હોય છે. અમારી પાસેથી બીચારો કૈં પામી ગયો નથી.

આ કુવામાંથી પાણી પુષ્કળ નીકળે છે. કોઇ પણ કુવામાંથી આટલું પાણી નહીં નીકળતું હોય. આનું ઝરણુ બહુજ મોટું નીકળે છે. અને રસ્તામાં એને નાનાં મોટાં બીજાં અસંખ્ય ઝરણાં મળી નાની નદીના આકારમાં તે આગળ વધી જેલમમાં પડે છે. અહીંના ઝરાઓની ખુબી કૈં ઓરજ હોય છે. કોઇ જગાએ મટોડીવાળું પાણી પણ મળે છે, અને અનેક આકારોમાં વહે છે. જોયા વિના આનો ખ્યાલ આવે તેમ નથી.

ચીશ્માનું થોડું પાણી બાગમાં આવેલું હતું. અને તેના છેડા આગળથી એક મોટા ધોધ રૂપે તે પાછું બહાર પડતું. વખત હતો એટલે તે જોવા હું જરા ઉપર જઇને ઉભી.

મારા માથા ઉપર ઘટામાં બેસી એક પક્ષી મધુર અવાજે ગાતું હતું. સામે ઝીણુ ઝીણુ થતો ધોધ પણ કૈં અવનવુંજ સંગીત સંભળાવતો હતો. પગ પાસેથીએ પાણી વહી જતું હતું. ચોપાસ તાજી લીલોતરી જોનારનામાં નૂતન બળ પ્રેરતી હતી. આ ધન્ય ક્ષણોમાં નમી જતા મેઘની સાથે એ સંગીત એકાકી સાંભળતાં આથી, વધારે હું શું ઇચ્છું એમ ઘડીભર થયું.

પાંચ વાગી ગયા પછી અમે ત્યાંથી નીકળ્યાં, અને અનેકવિધ મેઘની શોભા જોઇ. મેઘદૂતમાંએ પુરી શોભા તો નહીં વર્ણવી હોય. કોઇ સ્થળે કાળા પહાડે શ્વેતવર્ણા મેઘ, કાળા પર્વત ઉપર ઉભેલા બળભદ્રના ગોરા પાદ સમો ભાસ આપતા. કોઇ કૃષ્ણ સરખા અત્યંત

શ્યામવર્ણા મેઘ પર્વત પર બેસી ગર્જનાની વાંસળી સુણાવતા હતા. એના અનેકવિધ સ્વરુપો ક્ષણે ક્ષણે બદલાતા હતા. રસ્તામાં થોડે ગયા અને વરસાદ સખત વરસવા માંડયો. બાળાની થોડી કચકચ વિના કોઇને બોલવાનું મન થતું ન હતું. તો પણ એકંદરે એ છોકરી બહુ ડાહી થઇ હતી.

થંડીથી બધાના હાડકાં ઠરી ગયા હતાં. પણ ખરેખરી દશા તો બીચારા ટટ્ટુની હતી. પરંતુ એની દયા ખાઇને થોભાય તેમ પણ ન હતું. નીચે ચીકણી કાંપ જેવી જમીન, ઉપરથી પડતો વરસાદ, પુષ્કળ થંડી અને નિર્જન વન એ બધાનો ભય એટલો હતો કે ટટ્ટુની દયાનો વિચાર આવતો તોએ નાસી જતો. બીચારા-ના પગ પણ વારંવાર સરકી જતા હતા. કદાચ અધવચ બેસી જાય તો અમારા બધાનું શું થાય એ શંકા ચિત્તને અકળાવતી હતી. પણ દુબળા દેખાતા એ જાનવરની ધીરજ અથાગ હતી. એને લીધેજ અમે છેવટે પાર પડયાં.

કૃષ્ણ મેઘની ઘેરી છાયામાં રાત્રીનો અંધકાર ભળતો હતો. પણ શુક્લપક્ષ હોવાથી માર્ગ સુઝતો હતો. વારંવાર ઝરણાનાં સંગીત, મેઘની વાંસળી અને ટીટાડીનાં ગાન સંભળાતાં, પણ એમાં ચિત્ત બહુ પરોવાતુ નહીં. ક્ષણેક્ષણે મનમાં અધીરાઇ આવતી અને બોટમાં ક્યારે પહોંચાશે એમ થતું.

છેવટે દૂરથી ઇસ્લામાબાદનો દીવો દેખાયો, અને કાચી સડક ઉપરથી પાકી સડક પર આવ્યાં. મનમાં જરાક નીરાંત વળી, તોએ હજુ તો દોઢ માઇલ કાપવાનો હતો.

જેમ તેમ થંડીથી ઠરી ગએલા અને ટાંગામાં બેસીને અકડાઇ ગએલાં રાત્રે નવ વાગે બોટમાં આવ્યાં. ઇસ્લામાએ અગમચેતી વાપરી સઘડી સળગાવી ઓરડો ગરમ રાખ્યો હતો, એટલે તરતજ આસપાસ ગોઠવાઇ ગયાં. બીજે દિવસે પહેલગામ જવાને કરેલા

ભાતામાંથી બાળા અને કા...એ ખાધું. હજી સુધી મારું રાત્રીનું અનશનવ્રત સાચવી રાખ્યું છે નહીં તો ભુખ તો ઘણીજ લાગી હતી. ખુબ તાપીને લગભગ દશે સુઇ ગઇ.

પહેલગામ જવાનો બીજા દિવસનો વિચાર માંડી વાળ્યો.

તા. ૨૬–૫–૨૦

પહેલાં ગામમાં થઇને અહીંનો ચીરમો જોવા ગઇ. ત્યાં માછલીઓ પુષ્કળ પાળેલી છે. સાથે રસ્તામાંથી રોટલીઓ લઇ લીધી હતી તેના ટુકડા કરી તેમાં નાખવા માંડયા. એક એક કકડો પડતાં માછલીઓની પડાપડ થતી, અને તેને તે ખેંચી જતી. જીવનકલહ તે આનુંજ નામ. જીવનના અનેક પ્રયત્નોમાં કોઇ બળવાન અને અનુકુળ સંયોગોમાં મુકાએલાં જીતી જાય છે. સંયોગ અનુકુળ ન હોય તો એટલીજ યોગ્યતા છતાં જીવન સફલ નથી બનતું.

ત્યાંથી અમે નજીકની ડુંગરી ઉપર ચઢયાં. ચઢતાં ચઢતાં આખા ગામનો તથા દૂર દૂર સુધીનો દેખાવ દેખાતો હતો. છેક ઉપર પહોંચ્યા પછી ચારે બાજુનાં ઘરો, વિશાલ મેદાનો, ખેતરો, પાણી, વૃક્ષો વગેરે દેખાતું હતું. દૂરથી કેડીઓ જેવી લાગતી અનેક સ્થળે જવાની સડકો, રુપેરી કેશવાળા વૃદ્ધ યોગીરાજ જેવા જણાતાં થોડા થોડા બરફ વાળાં પાસેનાં શિખરો પર ટેકરી રહેલો મેઘ એ સૌ કૈં અવનવો ભાવ પ્રેરતાં

પણ અહીં બહુ ઉભા રહેવાય તેમ નહતું. પાછળથી શ્યામલ, ગર્જના કરતો મેઘ ધીરે ધીરે આગળ વધતો હતો અને એ ગર્જનાઓથી અમને પાછા ફરવાની સુચના આપતો હતો.

થોડેક ઉતર્યા નહીં હોઇએ એટલામાં ફોરા પડવા માંડયા એટલે ખુબ સંભાળીને ઉતરવું પડયું. છેક નીચે ઉતરતાં એક વેળા 'ધબાય નમઃ' પણ થયું; પણ તે ન ગણકારતાં એકદમ ઉઠીને ચાલવા માંડયું.

નીચે ઉતર્યાં પછી વરસાદ જરાક વધારે જોરથી પડવા માંડયો, પણ કોટ અને છત્રી સાથે હોવાથી ધીરે ધીરેજ ચાલવા માંડયું. મેઘ વારંવાર ગભીરી ગર્જનાઓ કરતો હતો. વિદ્યુલ્લતા જરીક ચમકીને સંતાઇ જતી. પછી તો વરસાદ પુષ્કળ પડવા માંડયો.

પ્રકૃતિના તોફાનમાં હું તણાતી હતી. જીવનની પ્રકૃતિના પુરમાંએ તણાવાનુંજ છે જીવન એટલે શું? માછલીઓનો જીવનકલહ જોયો તેવો માનવીઓએ આદરવાનો અને નિર્બલ થતાં કે સંયોગ ન મળતાં તિમિરમાં અટવાવાનું. વિજેતાને જીવનની સફલતા ક્યાં છે? ક્ષણભર ચઢેલો નીશો ક્ષણ જતાં ઉતરી જવાનો, અને સાટે વધુ શિથિલ બનાવવાનો. વિજેતાને ઉન્માદનો ભય, પરાજિતને હતાશ થવાનું. જીવનમાં ન્યાય છે? જીવન એ શ્રેય કે પ્રેય ?

બોટમાં આવી ત્યારે બરાબર ભીંજાઇ ગઇ હતી. વિચારમાળાના મણકા વેરાઇ ગયા અને તાત્કાલિક વ્યવહાર યોજ્યો.

તા. ૨૭-૫-૨૦

આખી રાત વરસાદ પડ્યો હતો. દિવસમાં પણ વારંવાર આવી જતો હતો.. આકાશ ઘમઘોર હતું. હજી કૈં મેઘજી મહારાજની કૃપા થાય એમ લાગતું નથી.

બપોરના વરસાદ રહ્યો તે વખતે સાડા બાર વાગે ફરવા બહાર નીકળાયું. માર્ગ શાંત પણ ગંભીર અને ઘેરાએલો હતો. પોણો કલાક ચાલ્યા પછી મેઘરાજાની ચેતવણીથી એકદમ પાછા ફરવું પડ્યું. આજે અછબલ અને મટન જવા વિચાર હતો. પણ સડક કાચી અને કાલના વરસાદથી ખરાબ થએલી હોવાથી તેમજ આજે પણ આકાશ ઘેરાયલું હોવાથી વિચાર માંડી વાળ્યો. બનશે તો કાલે જઇશું અને પરમ દિવસે શ્રીનગર પાછા જઇશું...

જે કુદરત હું જોઉં છું તેના અંગ તરીકે હું હોઉં એમ મને લાગતું નથી. તેમજ તેનાથી કૈં જુદુંજ બળ કે શક્તિ હોઉં, ભોક્તા અને દ્રષ્ટાની સગર્વ દૃષ્ટિએ મારે નીહાળવાનું હોય એમ પણ મને નથી

લાગતું. અમે એક નથી તેમ જુદાં પણ નથી. ત્યારે હું શું છું ? શું હું આ જડ દેખાતી કુદરત સમી છું ? પણ જડ જણાતી કુદરત-માંએ ચેતન છે. અથવા હું એથી વિરોધી બલ છું ? કુદરતને જોઇને હું એથી આનંદ કે શોક અનુભવી શકું છું. મને જોવાથી એને કશો-એ વિકાર થતો નથી. મારા અને એના વચ્ચે રહેલો મહાન્ ભેદ તે આ. ત્યારે શું હું કોઇ વિરોધી બલ છું. તો તો મારાથી, મારા સંભવમાત્ર-થીએ કુદરતમાં ઉત્પાત થવો જોઇએ. તેમ તો થતું નથી. ત્યારે હું શું છું ?

સંયોગો ભાવિને ઘડે છે કે ભાવિ સંયોગોને ઘડે છે ?

તા. ૨૮–૫—૨૦

આજે સવારે પગે ફરવા ગઇ અને દોઢ પોણા બે વાગે અછ-બલ ઘોડા પર જવા નીકળ્યાં. અછબલ અહીંથી આઠ માઇલ છે. અછબલ અમે ચાર જણ ગયાં હતાં. હું, બાળા *× ને ઇસ્લામો.

આજે દિવસ સ્વચ્છ હતો. રવિરાણાએ આજે બધા દિવસનું સાટું વાળવાનો નિશ્ચય કર્યો હોય તેમ વચ્ચે આવતી વાદળીઓને ન ગણ-કારતાં તે ખુબ તપતો હતો. પ્રકૃતિ પ્રસન્ન મુખે આજે ખીલી રહી હતી.

રસ્તામાં મુળ અછબલથી આવતાં ઘણાં ઝરણાં આવે છે.

પર્વત પરનો બરફ સૂર્યપ્રકાશમાં ચળકતો. કેટલાક પર્વતો પર માત્ર બરફના ચીરા અને વચ્ચે વચ્ચે પર્વતની કાળી રેખાઓ કાળી ધોળી ભાત પાડતાં ડુંગરાઓનીએ હારોને હારો હતી.

શાલી અને તલના ક્ષેત્રો, માંહી માંહી બીજાં અનાજ ઉગ્યા વિનાનાં ક્ષેત્રો, અખરોટ, ચીનારનાં વૃક્ષ અને બીજી વિવિધ પ્રકારની વનસ્પતિથી માર્ગ રમણીય બનેલો હતો. બરાબર બે કલાકે અછ-બલ પહોંચ્યાં.

અછબલમાં ડુંગરની તળેથી ઝરણાં ફુટેલાં છે. અને તેમાંથી પુષ્કળ પાણી વહે છે. ત્યાં પાણીની ચાદર પણ કરેલી છે. તેમજ

માછલીઓ ઉછેરવાનો એક જુદો ભાગ ત્યાં રાખ્યો છે. એ માછલીઓ પાંચ પાંચ રુપીએ શેર વેચાય છે. માંહી એક ભાગમાં તો આઠથી દસ શેરના વજનની માછલીઓ હતી. અહીંઆ ડાક બંગલો છે. ઘાસના વિશાલ લીલાં મેદાનો પણ છે. તેના ઉપર તંબુ હોય તો રહી શકાય છે. ઝરણુમાંથી વહેતું પાણી કેટલુંક માછલીઓની જગામાં થઇને વહે છે. કેટલાક પાણીનો એક મોટો ધોધ પડે છે. અને કેટલુંક પાણી ચાદરમાં વહીને ધોધ રુપે બહાર પડે છે. નાના મોટા બીજા ઝરણુઓ સાથે ભળતું આ પાણી છેવટે જેલમમાં ભળે છે. જેલમનું આ પણ એક મુળ કહેવાય છે.

અછબલ એ ઘણીજ રમણીય જગા છે. અને ત્યાં બાગમાં ઘાસ ઉપર તંબુમાં રહ્યાં હોઇએ તો બહુજ ગમે તેવું છે. પાસેના પર્વત પર દેવદારના ઝાડ છે. ઝરણુ નીકળે છે તે સ્થળેથી પણ ઉપર ચઢી શકાય તેવું છે. ઝરણુ ઉપરથી આવતું દેખાતું નથી. પણ પહાડની જમીનમાંથીજ નીકળે છે.

ત્યાં ઝરણુના મંજુલ ધ્વની સાંભળતાં સાંભળતાં ઘાસ ઉપર બેસી નાસ્તો કર્યો, થોડુંક ફર્યા, અને પાંચ વાગે પાછાં નીકળ્યાં. કુદરત બહુ સુંદર હતી. લોકો નવાઇ પામ્યા હોય એમ અમને જોયા કરતા. દુબળા ઘોડા પરે હવે તો થાક લાગ્યો હતો......

થાકેલા થાકેલાએ ઘોડા ચલાવ્યા. અધુરામાં પુરું કાચી સડક, અને તે પણ વરસાદથી બગડેલી હતી. છેવટે સાત વાગે ઘેર આવ્યાં. ભેખડ પરથી બોટમાં જતાં પગ વળતો નહતો.

કાલ પહેલગામ ઘોડા પર નીકળવાનો વિચાર રસ્તામાં કર્યો, પણ પશ્ચિમાકાશમાં એક કાળી વાદળી આવતી હતી. છુટાંછવાયાં બીજાં વાદળ પણ એકઠાં થતાં હતાં. વાદળમાંથી નોબતો ગગડતી હતી એટલે વિચાર મુલતવી રાખ્યો.

તા. ૨૯-૫-૨૦

આજે સવારે ભુવન અને મટન જોવા નીકળ્યાં. કાલનો થાક હજુ સાલતો હતો એટલે ઘોડા ઉપર જવાનું મન ન થયું.

સવારના સાડા આઠે અમે ટાંગામાં નીકળ્યાં. રાત્રે વાદળ ઘેરાતું હતું અને ગર્જનાઓ થતી હતી એટલે આજ વરસાદ પડશે એવું લાગતું હતું. પણ તેને બદલે આજ દિવસ સ્વચ્છ હતો. થોડી રુપેરી વાદળીઓ આમ તેમ ભટકતી અને ક્ષિતિજ પર તેનો જમાવ થએલો હતો, તે બરફનાં શુભ્ર શિખરો સાથે ભળી જતી. તેથી ઘણીખરી બરફની ટોચો વ્યોમને ચુંબતી હોય એવી લાગતી અને આકાશ અને જમીનનો ભેદ લુપ્ત થતો.

આગળ સાદા ડુંગરાની હાર અને પાછળથી ડોકીઆ કરતા બરફનાં શિખરોની પર્વતની સમાન્તર હાર બની હતી. પ્રકાશમાં તપતો બરફ ઝબકારા મારતો હતો.

સડક વરસાદથી બહુ ખરાબ થએલી હતી. તેમાં ચું ચું કરતો અમારો ફર્સ્ટ કલાસ ટાંગો, ઘોડા ઉપર અને છત્રી ઉપર અથડાતા ચાબુકના સટોસટ અવાજ, ને સાથે ઘોડાને સરસ્વતી સંભળાવતો ઘોડાવાળો, એ બધાં વારંવાર વિચારમાંથી એકદમ ચમકાવતાં. તેમાં ઝરણાનું મંજુલ સંગીત પણ ભળતું.

ઘણુંખરું આ બાજુ શાલીનાં અને એથી ઓછાં તલનાં ક્ષેત્રો છે. બીજું અનાજ બહુ જણાતું નથી. પર્વતમાળ ચોગમ વીંટી વળી હતી. દૂર દૂર વૃક્ષોની વચ્ચે એકાદું ઝુંપડું ચિત્રવત્ જણાતું. વચ્ચે નાનાં ગામ પણ આવતાં પણ તે તો બધાં પ્રત્યક્ષ ગંદકીના નમુના હતાં. આ સુંદર ભૂમિમાં વસતા માનવીઓ સુંદરતાને પીછાનવાને શક્તિમાન્ નથી. તેઓ જેટલા ગંદા રહેવાય એટલા રહે છે ને આ સુંદરતાને બગાડે છે.

અમે સાડા નવ વાગે ભુવન પહોંચ્યાં. ત્યાં પંડયાઓનું જોર બહુ છે. અમારી ગાડી જણાતાંજ અમારી પાછળ પાછળ બધા દોડવા માંડયા.

ગાડીમાંથી ઉતરતા પહેલાં તો બધા વીંટળાઇ વળ્યા. મેં પ્રથમથી કહી દીધું કે અમારે કોઇ પંડયાની જરુર નથી, છતાં કોઇ ખસ્યા નહીં પણ વધ્યા, અને અમદાવાદના આવી ગએલાનાં ખરાં-ખોટાં નામ કહેવા મંડયા.

ભુવનમાં પણ પહાડમાંથી પાણી નીકળે છે અને ત્યાંના ચીરમામાં થઇને બહાર જાય છે. ચીરમામાં માછલીઓ પુષ્કળ હતી. એક પંડયાએ રોટલી પાણી પર ધરી રાખી તે પકડવા માછલીઓએ કુદા-કુદ કરી મુકી. પાણી ઘણુંજ નિર્મલ હતાં અને સૂર્યકિરણ પડવાથી એમાંથી અનેક રંગ ઉડતા. ત્યાં ઉભા રહેવાનું તો બહુ મન થયું, પણ પંડયાઓની ભીડથી અકળામણ થઇ એટલે ઉતાવળથીજ ત્યાંથી જોઇ લઇ આગળ ગુફા જોવા ગયાં. કેટલાક પંડયા ત્યાં પણ ગાડી પાછળ દોડયા અને એક તો છેક ઠેઠ સુધી આવ્યો.

આ ગુફા એક ટેકરા ઉપર ચઢતાં બનાવેલી છે. એક સાધારણ ઓરડી જેવી મોટી છે. વચ્ચે સિંહાસન કરી કૈંક મૂર્તિ માંહી પધરા-વેલી હતી. મુસલમાને બારણું ઉઘાડી આપ્યું અને હીંદુ પંડયો ત્યાં આવ્યો હતો તે કહે, 'સ્થાન મારું છે, માટે મને આપો.: ઇસ્લામો અને એ બધાં માંહોમાંહે લઢયા. પરિણામે કોઇનેએ પૈસા પરખાવ્યા વિના અમે પાછાં વળ્યાં.

પાછા વળતાં રસ્તામાં એક બીજી મોટી ગુફા દેખાય છે, એ બહાર દેખાય છે એના કરતાં અંદર ઘણીજ મોટી છે. લગભગ સો કદમ સુધી અંદર જવાય છે. અંદર પથરામાંથી પાણી ઝર્યા કરે છે. છેક અંદર ચામાચીડીઆં બહુ છે. તે અમારો દીવો જોઇને એકસામટાં ચીં ચીં કરવા મંડી પડયાં. એક બાજુ બેસવાના આસનની નાની ઓરડી જેવું પણ હતું અને તેમાં ઓટલી હતી. ગુફાની બહાર એક બીજી નાની ગુફા જેવું થોડે છેટે છે. ત્યાં સ્વામીજીની બેઠક કહેવાય છે. એક પંડયો અહીંઆ આવ્યો હતો તેણે દીવો લઇને બધું બતાવ્યું.

બીજા પંડયાઓએ અમારું નામ લખાવવા બહુ માથાકુટ કરી પણ કૈં વળ્યું નહીં......એનને જરાક દયા આવી અને 'આટલે સુધી દોડતો આવ્યો માટે કૈં આપો' એમ કહ્યું. પણ હું મક્કમ રહી અને આ ત્રાસને નમ્યું ન આપવું એમ ઠરાવ્યું.

પાછા આવતાં રસ્તામાં મટન જવાનો રસ્તો આવે છે. ત્યાં ગાડી ચાલી શકતી નથી, ઘોડા ઉપર કે પગે જવાય છે.

અમે ગાડીમાંથી ઉતર્યાં અને થોડો ચઢાવ ચઢયાં. પણ સાડા દશ થઇ ગયા હતા. અને ઘેર જઇને જમવાનું બાકી હતું. તેથી છેક ઉપર ન જતાં અડધેથીજ પાછા વળ્યાં.

મટન એ ડુંગરાઓની હારની હાર છે. બધા ડુંગરાની ઉપરની સપાટી લગભગ સરખી છે. ઉપર ને ઉપર દરેક હાર પર ફરાય એવો સીધો રસ્તો કાઢેલો છે. વળી ત્યાં પાણી બીલકુલ નહોતું તે નહેર વાટે હાલમાં ત્યાં આણેલું છે. એ નહેર જોવા જેવી છે એમ કહે છે. માત્ર નજરે જોવાનીજ ખામી છે.

એક વાગે મજેથી જમ્યાં.

સાંજે શીકારામાં ફરવા ગઇ. થોડાં હલેસાં માર્યાં. સાંજના તડકામાં બરફ ચમકતો અને ભેખડ પરની ખેતોમાંથી પીળા ફુલનાં તલનાં ખેતરો આવકાર દેતાં હોય એમ નમતાં.

ફરી આવીને બાળા પાસે બેસી ગાયન ગાયાં, લગભગ નવ વાગે ચાંદનીમાં ફરવા...બહેન અને ઇસ્લામા સાથે નીકળી. આજે ચાંદની સરસ ખીલી હતી. આકાશમાં વાદળનું નામનીશાને જણાતું નહતું. ચંદ્રપ્રકાશમાં બરફનો દેખાવ જુદોજ જણાયો. સામે ક્ષિતિજ પર બરફની ઝાંખી, સફેદ અને કૈંક જુદાજ પ્રકાશવાળી ટોચો જણાતી. નક્ષત્રમાળ સ્વસ્થાને શોભી રહી હતી. આસપાસની પ્રકૃતિ પણ ચાંદનીમાં ખીલી રહી હતી. સાડાદસ પછી બોટમા પાછાં આવ્યાં. તે પછી બોટની છત પર કલાક એકલી ચાંદનીમાં બેઠી. થોડું ગાયું. હવે સુવાનું.

તા. ૩૦–૫–૨૦.

આજે સવારે અનંતનાગથી શ્રીનગર આવવા નીકળ્યાં. આજે પણ દિવસ ખુલ્લો હતો અને તડકો સારો નીકળ્યો હતો.

ચારે બાજુ બરફ ઝળકતો અને આંજી નાખતો. જેલમના ધીરા વિશાલ પટ પર બોટ ધીરે ધીરે સરતી હતી.

'મીલ'ની 'લીબરટી'નું છેલ્લું પ્રકરણ પુરું કર્યું. દલીલો સંગીન છે છતાંએ શંકાઓ અને મતભેદને અવકાશ છે.

બેખડો પર ફરી આવી લગભગ પાંચે અવંતીપુર આવી પહોંચ્યાં.

+ + અહીંના ખંડેર જતી વખતે જોયાં ન હોવાથી બોટ થોભાવી એ લોકો જોવા ઉતર્યા.

'મીલ'ના મત પ્રમાણે વ્યક્તિની સ્વતંત્રતા બીજા કોઇને બાધ કર્તા ન હોય તો કોઇથી વચ્ચે પડી શકાય નહીં. માણસે સુખી થવું કે દુ:ખી એ એની પોતાનીજ મુનસફી પર હોવું જોઇએ. વતન કે વિચાર જ્યાં સુધી વ્યક્તિને પોતાનેજ લાગતા વળગતા હોય ત્યાં સુધી એમાં માથું મારવાનો કોઇને હક નથી. આ સિદ્ધાંતને સ્ત્રીઓની (હીંદની) હાલની સ્થિતિ સાથે સરખાવી જોતાં મહાન્ વિરોધ જણાય છે. સ્ત્રીઓની જીંદગી એ ગુલામી કરતાં વધારે સારી નથી. ધણીને સહેજ પણ અગવડ ન પડે માટે સ્ત્રીઓએ પોતાનું સર્વ સુખ, આશા, ભાવિની યોજનાઓ, ઉન્નત જીવનનાં સ્વપ્નાં અને પોતાનાં અંતર પ્રમાણે જીવવાની વૃતિ; એ સર્વને તિલાંજલી આપવી જોઇએ. આમાં કોઇ ન્યાય પુછતું નથી, માત્ર રૂઢીનીજ ગુલામી છે. આની સામે જરા પણ અવાજ કે કાર્ય સ્ત્રીઓ તરફથી થાય તો તેને દાબી દેવાના સર્વ પ્રયત્નો ઉપાયમાં યોજાય છે. આ બધાનું મુળ આર્થિક પરતંત્રતા છે. જ્યાં સુધી સ્ત્રીઓને પુરુષો જેટલાજ હક અને રક્ષણ કાયદા તરફથી મળે નહીં, તેમજ સ્ત્રીઓને સ્વતંત્ર આર્થિક સાધનો ન હોય ત્યાં સુધી આ સ્થિતિ અનિવાર્ય છે.

ચાંદની રાતની ખરી સમૃદ્ધિ આજેજ પ્રત્યક્ષ થઇ. ચંદ્ર પર આછાં આછાં વાદળાં હતાં છતાંએ ચંદ્રમા પુર બહારમાં હતો. જેલમ દરીઆવના પાણીમાં ઇંદુ અનેક રૂપે સ્નાન કરતો. જગત્ આખું રુપેરી રસે રસી દીધું હતું. બરફ પર ચાંદનીની છટા કૈં ઓરજ હતી. બરફના અને સાફ ડુંગરોનું જળમાં પડેલું પ્રતિબિંબ અતિ-મનોહર ભાસતું.

કીનારે કીનારે આવતાં ગામોમાંથી સ્ત્રી પુરુષોના ગાવાનો સામટો ધ્વનિ આવતો, અને રાત્રીની શાંતિમાં ઘણે દૂર સુધી સંભળાતો. ચંદ્રિકા અને જળ એક બીજામાં ઓતપ્રોત થયાં હતાં. છુટાછવાયાં ઉડુગણ કહીં કહીં દર્શન દેતાં. કેટલાક વાદળમાં સંતાયા હતાં. બોટની છત પર બેસીને જોતાં આ સર્વ અતિ ભવ્ય લાગતું.

પવનની ધીમી લહેરી દૂરથી જરા આવી ને જતી. પણ પવન બહુજ ઓછો હતો. વૃક્ષો અને ક્ષેત્રો સર્વ સ્તબ્ધ હતાં, અને જળમાં પોતાનું સ્વરુપ જોતી વનિતા સમાં કાંઠડે ઉભાં હતાં.

દૂરથી કદી શ્વાનવર્ગની જાગૃતિ કર્ણદ્વારા પ્રત્યક્ષ થતી. બોટ ચલાવતા વાંસડાનો અવાજ કૈં અનેરો લાગતો.

ચંદ્ર કિરણમાં હલેસાથી હાલતું જળ અને હલેસું બંને ચમકતાં. બોટનો દીપક ગુંચળાં વળી વળી પાણીમાં ઉંડો લપાતો. સારુંએ વિશ્વ સુધામય અને શશીમય થઇ ગયું હતું.

જીવન અનુભવવાની આવી પળો તો વિરલજ હોય છે.

તા૦ ૩૧-૫-૨૦

સવારે ઉઠી ત્યારે પાંપોર આગળ બોટ નાંગરેલી હતી. આકાશ ઘેરાએલું હતું. પાંપોરમાં કેસરનાં ક્ષેત્રો જોવા ગયાં.

કેસર ઉગવાને હજુ અઢી ત્રણ મહીનાની વાર છે. હાલ વાવેતર થએલું છે. કેસરના થોડાંક કંદ ખોદાવીને લીધાં. કહે છે કે કેસરના છોડ ઉગે છે અને જ્યારે એના પર લાલ ફુલો આવે છે ત્યારે દેખાવ ઘણોજ સરસ થાય છે. દૂર દૂરથી લોકો જોવા આવે છે.

બોટ ધીરે પાણી પર આવતી હતી, ને હું ભેખડની નાની પગથી પર ચાલતી હતી. આસપાસ જોયું અને ભેખડને કીનારે નાની પગથી પર ચાલવું એ જરા વિકટ હતું. કેટલીક વાર જવનાં છાતી સમાં ખેતરો અને ભાંગના છોડની વચ્ચે પણ ચાલવું પડતું. કદી સરી જવાય એવી નાની સીધા ઢોળાવવાળી પગથી પર ચાલવાનું આવતું. બપોર થઇ ગયા હતા પણ તડકો બીલકુલ નહતો. કદી જરાક છાંટ આવતી. એકંદરે ઘણુંજ રમ્ય હતું.

બપોરના અઢી વાગે અમે શ્રીનગર આવી પહોંચ્યાં × × સવા પાંચે ફરવા નીકળી.

લગભગ બાર દિવસમાં શ્રીનગરમાં અદ્દભુત ફેરફાર થએલો લાગ્યો. વસંત સર્વાંગ સોળે કળાએ ખીલવા માંડી હતી, અનેકવિધ રંગોનાં અનેક પ્રકારનાં પુષ્પો ડાળીએ ડાળીએ સેંકડોની સંખ્યામાં ઝુલી રહ્યાં હતાં. કળીઓનાં ઝુમખાં શાખાએ શાખાએ લટકી રહ્યાં હતાં. વસંતની આવી સમૃદ્ધિનો સાક્ષાત્કાર મેં કદીએ કર્યો નહતો.

આજે હાઉસબોટો પણ વધેલી લાગી. એથી રહેનારા પણ વધ્યા હશે એમ લાગ્યું. ઘણાખરા સરસ બગીચા યુરોપીયનોના જ હતા.

અહીં બહાર ગામથી આવેલામાં અંગ્રેજો જ દેખાય છે. એમની સ્વતંત્ર જીવન ગાળવાની રીત, અને સુખ ભોગવવાની, સગવડ મેળવવાની અને આનંદ કરવાની રીત જોતાં આપણા હીંદી બાઇઓ એ બધામાં કેટલા પછાત છે એનું સ્મરણ થયું.

આવા સ્વર્ગમાં હમેશાં મારાથી વસાય તેમ નથી......

બની શકે તો આવી વસંતમાં દરેક વખતે હું આવું. આ બધાની વચ્ચે ભાવિ જીવનનું એક ચિત્ર અંતરમાં ખડું થયું. અમુક સમય આવા સ્થળોમાં ગાળ્યો હોય, અમુક સમય માત્ર મુસાફરીજ કરી હોય, તો સમાજના ઘણા બંધનોમાંથી છુટાં થઇ શકાય. મુસાફરી ઘણી કરવાથી અનુભવ અને જ્ઞાન વધે, અને દેશથી કે દેશની સ્થિતિ-

થી અજાણ્યા નહીં રહેવાય. બાકીનો સમય આવા સ્થળોમાં ગાળ્યા-થી શાંતિ મળી શકે, સમયનો સદુપયોગ થાય, અને જીંદગી અનુભવાય. કોઇ કોઇ વખત પ્રોત્સાહન મેળવવા કોઇ કોઇ મિત્રોને આમંત્ર્યા હોય, તો આખાએ જગત્ સાથે ભળવાની જરુર જરાએ નથી.

તે પછી કેમ રહેવું, કેવી રીતે સગવડો મેળવવી, કયાં કયાં સ્થળોએ ફરવું વગેરે વગેરે અનેક વિચારો આવ્યા. મનોરાજ્ય પણ મહાલવા જેવું તો છેજ.

હું જેવા માર્ગોએ ભમું છું તેવે સ્થળે કોઇ પણ શોખીન ફર-નારા નજરે પડતા નથી. આડા અવળા માર્ગ તો મારે જ માટે છે.

હવે કોઇ નવા સાહસની જરુર લાગે છે.

અજવાળી રાત છે, પણ વરસાદ ખુબ પડી ગયો; વાદળાથી અંધારું ઘોર છે.

તા. ૧–૬–૨૦.

દિવસ વાદળાવાળો હતો, છતાં બપોરના થોડોક ઉઘાડ નીકળ્યો હતો. સાંજે બદામના વનની વચ્ચે થઇને ફરી આવી. વચ્ચે એક પુરાતન પથ્થરનું ખંડીએર જોયું.

આવી, જમી અને બાળાને લઇને થોડે ફરી આવીને બોટની છત પર જઇ બેઠી.

આજ પૂર્ણિમાનો દિવસ હતો. પૂર્વાકાશમાં થાળ જેવો ચંદ્રમા ઝાડોમાં સંતાતો નીકળતો. કદી વાદળોમાં પણ સંતાઇ જતો. પૂર્ણિમા-ની રાત્રી હતી એટલે શીકારામાં ફરવા જવાનું મન થયું. નવેક વાગે નીકળ્યાં.

થોડેક દૂર ગયા પછી ચંદ્રમા વાદળોમાં છુપાઇ ગયો એટલે ફરવાની બહુ મઝા ન આવી. પણ શાંત પ્રકૃતિમાંએ આકર્ષકતા હતી.

આવતી વખતે મેં બોટ ચલાવવાનો પહેલો પાઠ શીખવા માંડયો. ઈસ્લામાની સૂચનાનુસાર બોટ ચલાવી એકલાં છ માણસથી

ભરેલો શીકારો બોટ સુધી ચલાવ્યો. શીકારો વારંવાર આડો આવળો થઇ જતો તેને સીધો કરવો પડતો. શરુઆતના પ્રમાણમાં છેક ઉતરતું ન કહેવાય. જ્યાં ત્યાં બધાંને ઘેર આણ્યાં ખરાં.

ફરી આવતી વખતે વળી પાછી માનવજીવનના હેતુ વીશે ઘડભાંગ ચાલી. જીંદગી બહુ મોંઘી અને અનુપમ વસ્તુ હોય અને તેમાં કૈં મહાન્ હેતુ સમાએલો હોય તો જીવન આવા પ્રકારનું ન જોઇએ. ઘણુંખરું માણસો શું કરે છે? ખાય છે, પીએ છે અને ઉંઘે છે. જન્મે છે, મોટાં થાય છે અને મરી જાય છે. જન્મવું અને મરવું એટલો જ હેતુ જીવનનો હોય તો એને મહાન્ ન કહી શકાય. ફુલો ખીલે છે ને કરમાય છે. એ સુગંધી આપે કે ન આપે તેથી એનું જીવન મહાન્ નથી બનતું. ખીલવું અને કરમાવું એજ પ્રકૃતિનો નિયમ હોય તો ખીલવામાંએ શી મહત્તા છે?

જીવન આવી નજીવી આવશ્યકતાઓનું કેમ બનેલું હશે? આનંદમાંએ ક્ષુદ્રતા નથી? આવા નજીવા જીવનોનાં સુખદુઃખને આટલું મહત્ત્વ આપવાનું શું કારણ? પુષ્પો ઉગે છે તે કોઇ પગ તળે કચરાઇને ને કોઇ વીંધાઇને કોઇના ઉપભોગનું પાત્ર થવા. જીંદગીએ આવી જ છે. એને ઉંચે આણવાનો દાવો કોણ કરી શકે?

ઘણા વિષયો પર લખવાનું મન થાય છે. પણ બધાએ પ્રશ્નોનું મુળ જોઇએ તો જીંદગી અને મનુષ્ય; અથવા મનુષ્યને ખાતર જીંદગી. અને એ જીંદગીને આ મનુષ્યોના વિચાર પ્રમાણે જેટલી સર્વોત્તમ બનાવી શકાય તેના ઉપાયોજ હોય છે. આ મુળ વીશેજ મતભેદ હોય તો એને માટે લખવાની ધૃષ્ટતા શી રીતે કરી શકાય?

માણસ આમ વિચારોજ કર્યા કરે તો તેનાથી કૈંજ ન થાય. ત્યારે આ બધાનું ફળ શું?

મને ખાસ આ બે પ્રશ્નો સૌથી વધારે ગુંચવે છે. એના ઉત્તર મળતા નથી.

તા. ૪-૬-૨૦.

આજે સવારે રેશમનું કારખાનું જોયું. રેશમના કીડા, રેશમ કાઢવાની રીત તથા સાળખાતું વગેરે બધું ફરીને જોયું. આ કારખાનું વીજળીથી ચાલે છે. પ્રથમ કોશેટાને ગરમ પાણીથી ઉકાળી માંહીથી તાર કાઢે છે અને તે રેંટ પર વીંટાય છે. સૌથી બારીક રેશમ વીલાયત મોકલવામાં આવે છે. તેનાથી ઉતરતું રેશમ અત્રે વપરાય છે. સૌથી બારીક રેશમનું કાપડ અત્રે બનતું નથી. રેશમની સાળો હાથવતી ચાલે છે. સુતરના કાપડની માફક જ રેશમી કાપડ વણાય છે. અત્રે માત્ર ત્રણુજ જાતના કાપડના નમુના નીકળે છે, અને કોઇનો પનો ૩૨ ઇંચથી વધારે નથી. મજુરોના પગાર છ આના, સાડા ત્રણ આના તથા ત્રણ આના એ પ્રમાણે ઘણું કરીને છે. મકાનની બાંધણી ઘણીજ સારી અને હવા અજવાળાની પુરતી સગવડવાળી હતી. ઉપર માળ બીલકુલ નથી. છાપરાને ઠેકાણે કાચ અને પતરાં હતાં. અહીંઆ મજુરોની શારીરિક આવશ્યકતાઓને માટે પણ સારી ગોઠવણ હતી. સ્વચ્છતા બધે સારી હતી. મજુરોને માટે આજ રીતનાં કારખાનાં હોય તો ઘણાંજ સગવડભર્યાં થઇ પડે. કંપાઉંડ ઘણુંજ વિશાળ હતું. અને એક મકાનથી બીજાનું અંતર સારા પ્રમાણમાં રાખવામાં આવ્યું હતું.

બપોરનો આખો વખત કાપડ લેવામાં ગયો, સાંજે છાપાં વાંચ્યાં. બાળા પાસે બેઠી, વગેરે.

આજે દિવસ ખુલ્લો હતો. વદ બીજનો દિવસ હતો એટલે ચંદ્રમા જરા મોડો ઉગવાનો હતો. સાડાઆઠ પછી હું અને × × × બહેન ઇસ્લામાને લઇને ફરવા નીકળ્યાં. શ્રીનગરમાં રાતે તો આજેજ ફરવા નીકળ્યાં. રસ્તાઓ ઉપર વીજળીના દીવા છે. પહેલાં પાણીના કીનારે કીનારે ચાલ્યાં. જેલમના શાંત જળમાં બોટોના દીવા ગુંચળાં વળી વળી પાણીમાં ઉંડા ઉતરતા લાગતા હતા. ઉપર સ્વચ્છ આકાશમાં ઉડુગણ કૈં છાની છાની વાતો કરતા હતા. ત્યાંથી નીચેના રસ્તે વળ્યાં, અને

શહેરના અને બહારના આડાઅવળા રસ્તે રસ્તે ભમ્યાં. દીવા ન હોય ત્યાં એકલા તારાનો પ્રકાશ વૃક્ષોમાં ચળાઇને કદાચ આવતો. કોઇ રડયા-ખડયા માનવી કે ગાડીનો અવાજ આવતો. રસ્તામાં અને શહેરમાં વૃક્ષોની સાથે દીવા શોભતા હતા. શહેર બહાર તો તદ્દન શાંતિ હતી. ઉપરના ઘુમ્મટમાં માત્ર તારાઓજ ઉંડી ઉંડી ભવ્યતાની પ્રતિતિ કરાવતા હતા.

દૂરથી કુતરાં ભસતાં સંભળાતાં. રોજા મહીનો હોવાથી દૂરનાં ગામડામાંથી સ્ત્રી પુરુષોનો મિશ્ર સંગીતધ્વનિ કાન પર અથડાતો હતો. કદાચ એકાદ પ્રશ્નોત્તર શીવાય અમે મુંગાં મુંગાં ચાલતાં હતાં. વાત કરવાનું મન નહોતું થતું.

પર્વતની પાછળથી ચંદ્રમાએ ડોકીયું કરવા માંડયું. દૂર દૂર સુધી લંબાએલો રસ્તો, સ્તબ્ધ પર્વત અને તેને તરતનોજ ઉજાળવા માંડેલો ચંદ્રમા, કૃશાંગી સુંદરી સમા ઉપરથી જરા નમેલાં સીધા ઉંચાં સફેદાનાં વૃક્ષો, અને વચ્ચે ચીનારની ઘટાઓ, પુષ્પોનો સુવાસ અને સર્વત્ર નિઃસ્તબ્ધતાથી પ્રકૃતિનું સ્વરુપ શાંત સમાધિમય કો યોગીના સમુ હતું. પ્રકૃતિ નટી તો નહીં હોય કે દરેક સમયે જુદાં જુદાં સ્વરુપ ધરે છે ?

છેવટે સાડાદસ વાગે રખડતાં રખડતાં બોટ ઉપર આવ્યાં. હજી મારામાં એક ખામી છે. હું ફરી તો શકું પણ એકલાં નહીં. હજી સાહાચ્ય જોઇએ છે. ઇસ્લામો નહોત તો કદીએ આમ એકલાં જવાની હીંમત ન થાત. હજુ એટલી નબળાઇ ક્યારે જશે એ ?

હું ગમે એટલી હીંમત કરું પણ જનસમાજ જ્યાં સુધી આવો છે ત્યાં સુધી શી રીતે છુટાં થવાય ? કોઇક પાપ કરશે એ બીક પણ આપણેજ માથે ? પણ એનું પરિણામ આપણે ભોગવવું પડે એટલા ખાતર એ બીક જરુરની નહીં ?

સ્ત્રીઓ ક્યારે નિર્ભય અને સ્વતંત્ર થશે? પુરુષોની પશુવૃત્તિ જશે ત્યારેજ.

એક બીજી પણ ખામી છે. હું નકામી બાબતોનો વિચાર પ્રમાણ-માં વધારે કરું છું. પણ ખરેખરી મહાન્ વસ્તુઓ હું ભાગ્યેજ વિચારું છું. આ ટેવ જરૂર સુધારવી જોઇએ.

ખરેખરું સુખ, સ્વચ્છંદતા કે સ્વતંત્રતા જે કહો તે તો અત્યારે આંગ્લ પ્રજાજ ભોગવે છે. એ રીતે જીવવા જેવું હશે? મને તો નથી લાગતું. એમાંએ છેવટે સંતોષ તો નજ મળે.

તા. ૫-૬-૨૦.

આખો દિવસ સામાન જોવા અને લેવામાં ગયો. આજે સંધ્યા અવર્ણ્ય હતી. જળમાં અને વ્યોમમાં પલે પલે બદલાતા રંગો અને સંધ્યાની છાયાના રંગથી રંગાએલાં બરફનાં શિખરો એ આજે પહેલ-વહેલાંજ જોયાં. આવી સંધ્યા કદી નહોતી જોઇ. ચારે દિશાએ વારં-વાર નજર ફેરવતાં બીજી બાજુએ કૈં જોવાનું રહી જશે એની બીક લાગતી. સમર્થ ચિત્રકારની પીંછી કે કવિની કલમ પણ આની આગળ કામ ન કરી શકે. એના વર્ણનમાં ઉતરવું એ મારે માટે કેવળ અશક્ય છે.

આજે રાજ્ય તરફથી અંગ્રેજોને ખાણું આપવાનું હતું અને દારુ-ખાનું છોડવાનું હતું. તે જોવા ભપકો મારીને સવાનવ વાગે બાળા, × × × બહેન ને હું નીકળ્યાં. બે દિવસથી ગરમી પડતી હોવાથી જેલમ-નાં જળ બરફના પીગળવાથી વધ્યાં હતાં. બોટમાંના દીવા સ્નાન કરવાને પાણીમાં ઉંડા ઉતરી તરતા હતા. ઉપર નિર્મલ આકાશમાં તારાઓની ફુલવાડી પથરાઇ રહી હતી. શીકારો ભરવેગે જતો હતો. પવનની ઝીણી લહરી આવતી અને જતી. અમે ત્યાં પહોંચ્યાં ત્યારે બોટોના મેળાથી પાણી હલમલી રહ્યાં હતાં. મહેલની સામે ઝાડ પર અને ચોકઠાં ગોઠવી રોશની કરવામાં આવી હતી. વચ્ચે દારુખાનું છોડવાની બોટો ઉભી કરી હતી. દસવાગે દારુખાનું શરુ થવાનું હતું. હાલતા પાણીમાં

અસંખ્ય શીકારા ડોલતા. માછીઓ અને માલીકોના અવાજથી વાતાવરણ ભરાઇ ગયું હતું. કોઇ બહારગામના હીંદુ નજરે પડતા નહીં. માત્ર યુરોપીઅનો અને અહીંના દેશીઓજ હતા. ગુજરાતીમાં તો અમેજ હોઇશું.

દસ વાગ્યા પછી દારુખાનું છુટવા માંડયું. રંગબેરંગી પ્રકાશ દારૂખાનામાંથી નીકળતો. તેનાથી ઘડીભર પાણી પણ સળગતું હોય એવું લાગતું. જળમાં પડતું રંગનું પ્રતિબિંબ વધારે શોભાથી ખીલી ઉઠતું. હવાઇઓ, ગુબ્બારા વગેરે ખુબ છુટયાં.

શોભા કોની વધારે ? મનુષ્યકૃત રોશનીની કે આકાશમાં ઝગમગતા દીપકોની ?

કોણ જાણે કેમ મને આ બધામાં રસ નથી આવતો.

આવતી વખતે ચંદ્રમા તરતનો જ દેખાતો હતો. એનો ઝાંખો ઉજાસ જલમાં પડતો. સૃષ્ટિની સમાધિમાં મનુષ્યના પ્રયત્નો ભંગ પાડવા યત્ન કરતા તોએ એ તો અચલજ હતી. બરફની ટોચોની શ્વેત હાર શશીની શાંત સુધામાં નહાતી હોય તેમ આછી આછી ચમકતી હતી. રાત્રીએ પોતાના સોડીયામાં જગતને વીંટયું હતું. ઇંદુ કલંકનું પાપ ધોવા જળમાં ઉંડો ઉતરતો હતો અને અનેક રુપે ક્રીડા કરતો હતો. બોટમાં આવ્યા ત્યારે પોણાબાર વાગ્યા હતા.

તા. ૭–૬–૨૦

બે દિવસથી ઘણો ખરો વખત સામાન જોવામાં જાય છે. સાંજે ફરી આવી. સુવર્ણ રંગી સંધ્યા આજે ભભકતી હતી. રાતે શીકારામાં ફરવા નીકળ્યાં. જેલમનો પ્રવાહ અંધકારમાં સ્થિર લાગતો. તારાઓ ઉંડા જળમાં લપાઇ ગયા હતા. નિર્મલા વ્યોમમાં એક રુપેરી દોરો લટકતો. અંધકારે પોતાના સોડીયામાં સૃષ્ટિને વીંટી દીધી હતી. જાદુગરની માયાજાળ સમા વૃક્ષોના આછા આછા આકાર જણાતા.શાંતિ દેવી સદેહે પધારી હતી. માત્ર દૂર ગામડામાં ગાનારીઓનો અવાજ તેને ગણકારતો ન હતો.

તા. ૮-૬-૨૦

સાંજે ને સવારે ફરવા ગઇ હતી × × × વરસાદ આવતાં ખુબ નડયો. ભૂમિદેવીને નમસ્કાર કર્યાં.

અહીંની માટી વરસાદમાં બહુ ચીકણી છે. રસ્તામાં પગ ઠરતો નથી.

ગમે તેવી સુંદરતાથીએ રોજના સહવાસથી ટેવાઇ જવાય છે. એને જોવા માટે ખાસ વિચાર બંધ કરવા પડતા નથી.

તા. ૯-૬-૨૦

× × × સાંજે પોણુાચાર પછી હું ફરવા નીકળી. પ્રમાણુમાં લાંબે ફરી આવી. આવતી વખતે બદામોના વનમાં થઇને આવ્યાં. બે દિવસ સંધ્યાસમયે રુપેરી કીનારી થાય છે. પશ્ચિમાકાશમાં રુપેરી પાલવના કાળા અંબર જેવું લાગે છે. પ્રકૃતિની છાયા ઘેરી ઘેરી જણુાય છે. અને સૃષ્ટિસુંદરી કૈં ગભીર ચિંતન કરતી હોય એમ લાગે છે.

રસ્તામાં ચાલતાં સુંદરતા શું એ ઉપર એક લેખ વાંચેલો તે ઉપર વિચાર આવ્યો. સુંદરતાને બે પ્રકારે વર્ણવેલી છે. સુંદરતા એ એક પ્રકારનું બળ છે. તે ભાવનાઓને જગાડે છે, વાસનાનો ઉદ્ભવ કરે છે. વર્તનને નમ્ર બનાવે છે. એમાં નૈતિક ભાવના સમાએલી છે. કેટલાક એને વસ્તુગત તુલના માને છે, અને એનો હેતુ માત્ર આનંદ આપવાનો છે એમ કહે છે. પણુ એ સિદ્ધાંત ભુલભરેલોજ નહીં પણુ ભયંકર પણુ છે. બીજો પક્ષ એમ કહે છે કે સુંદરતા જગતના બીજા વ્યવહારની સાથે સહકારમાં હોવી જોઇએ. અને જે ઉપયોગી છે તેજ સુંદર હોઇ શકે. દાખલા તરીકે, એક માંદલું મનુષ્ય કદી સુંદર લાગતું નથી. પણુ ખીલેલા અવયવવાળું અને તંદુરસ્ત માણુસજ સુંદર લાગે છે. ગ્રીકોના સુંદરતાના નમુના જેવાં પુતળામાં શારીરિક વિકાસ

પુરેપુરો દેખાડવામાં આવતો. ગમે તેવું સુંદર બાંધકામ નિયમ વિના ગમે તેમ ગોઠવેલું હશે, સુંદર સ્તંભો અને કમાનોને મકાનના ટેકાને બદલે ગમે તેમ મુકેલાં હશે તો એમાં ગમે તેટલી મહેનત હશે તોએ એ સુંદર નહીં ગણાય. એટલે ઉપયોગિતા પરજ સુંદરતાનો આધાર રહેલો છે; જે ઉપયોગી ન હોય તે સુંદર પણ ન હોઇ શકે; આ સિદ્ધાંતમાં કૈંક સત્ય છે પણ પુરેપુરું સત્ય નથી. ઉપયોગી હોય એવી ઘણીએ વસ્તુઓ બેડોળ પણ હોઇ શકે. ગમે તેવા તંદુરસ્ત માણસનું ચપટું નાક કોઇને ગમશે ખરું? સુંદરતામાં આકારની પણ જરુર નથી? ખરી રીતે ફુલોમાં ઉપયોગી તત્ત્વ શું છે? ભલે એનામાં સુગંધ છે પણ એના વિના જગત્ જીવી શકે. માત્ર સુંદરતાને ખાતર-જ સુંદરતાને આપણે નથી આદર દેતા? ફુલોએ માનવીની સુંદરતા જોવાની ને શોધવાની આકાંક્ષા તૃપ્ત કરે છે માટેજ પ્રિય લાગે છે.

ઉપયોગિતામાં સુંદરતા છે એ સત્ય છે. સ્વચ્છતામાંએ સુંદરતા રહેલી છે એ પણ સત્ય છે. પણ એ બધાં માત્ર અર્ધસત્યો છે. ઢાલની એકજ બાજુ છે. સુંદરતાને ખાતર પણ સુંદરતા હોઇ શકે. અને એનું મુળ માનવીના આનંદ પામવાની અને તૃપ્તિ શોધવાની વૃત્તિમાં નથી ત્યારે શામાં છે?

પણ માણસે સંતુષ્ટ શા માટે થવું જોઇએ? અને સુંદરતા શોધવાના કોડ અધુરા રહે એમાં શી હાનિ હશે? તૃપ્ત થવામાં ખરું સુખ નથી પણ તૃપ્તિને શોધવામાં છે. તૃપ્ત થયા પછી તૃપ્તિની ભાવના-જ રહેતી નથી, અને તૃપ્ત થવાય તો પછી જીવવાનું પ્રયોજન પણ શું હોઇ શકે?

સુંદરતા માત્ર આકારમાંજ નથી તેમ ઉપયોગિતામાંએ નથી. એકલી સ્વચ્છતામાંએ સુંદરતા નથી. પણ એ બધાના સંયોગમાં અને એને પ્રેરનાર ભાવનામાં છે.

મનુષ્યજાતિ જેમ જેમ ઉત્ક્રાંત થતી જાય છે તેમ તેમ એની સુંદરતા શોધવાની વૃત્તિ પણ વધે છે. વૃત્તિઓએ ઘણી વખતે વાસના કે આકાંક્ષાનુંજ સ્વરુપ નથી હોતી? અને મનુષ્યજાતિમાં જો વાસનાઓ વધતી હોય, પછી ભલે તે સુંદરતા માટેજ હોય તોએ તે ચઢે છે કે પડે છે? સુંદરતા એ નયનની તૃપ્તિ હશે કે હૃદયની? નયનો તૃપ્ત થયાં સાંભળ્યાં નથી, અને જો એ નયનની તૃપ્તિ હોય તો એ ક્ષણનીજ તૃપ્તિ છે. પણ જો એ હૃદયની હોય તો? હૃદયની પરિક્ષકશક્તિ તો હજી મારામાં નથી.

સુંદરતા એ જીવનમાં આવશ્યક હશે?

તા. ૧૦-૬-૨૦.

આજે સવારથી વાદળાં ઓછા થયા હતાં. આજે હું શીકારો ચલાવીને ગઇ.

બપોરનાં શેતુર વીણવા ગયાં. ને ખેડુતની માફક ખુબ શેતુર વીણ્યાં. ઉપરથી સુબહાનો ડાળીઓ હલાવતો. કેટલીક વખત તો તે અમારા વાંસાપર ટપાટપ પડતાં.

પછીનો વખત ખરીદી કરવામાં ગયો. ફરવા ન જવાયું.

આજે સંધ્યા અનુપમ હતી. સુવર્ણ રસે રસાએલા મેઘખંડ વ્યોમમાં વેરાએલા હતા. બરફમાંથીએ સોનેરી ઉજાસ મારતો. સૂર્યાસ્ત સમયની કાળા વાદળાંની સોનેરી કીનારો અપૂર્વ તેજથી ઝળકતી અને પાણીમાંથી સોનેરી મેઘખંડનાં પ્રતિબિંબ ઝલક મારતાં. સુંદર વસ્ત્રાલંકારવતી રૂપગર્વિતા માનુની સમી સૃષ્ટિસુંદરી મલકતી હતી. બોટની છત પર સંધ્યાની એકેએક કીનારી લુપ્ત થતાં સુધી ઉઠાયું નહીં.

રાતે ફરવા જવાનો વિચાર માંડી વાળ્યો ને સામાન દેખાડયો, નકશો જોયો, વગેરે, વગેરે.

તા. ૧૧-૬-૨૦.

આજે સવારથી વાદળાં અને પવન હતો. સવારના તો થોડા

ઘણાં ઝાપટાં પણ પડી ગયાં. હમણાથી સાંજના ફરવા નીકળાય એવું હોતું નથી માટે આજે બપોરના નીકળી. એ વખતે તડકો નીકળ્યો હતો.

જેલમને તીરે તીરે ભેખડો પર અને ખેતરોની વચમાં થઇને ચાલવા માંડ્યું. ઘઉંનાં ખેતરોને પવન હલાવી રહ્યો હતો, પણ બપોરના પવન જરા ઓછો હતો. લગભગ ત્રણેક કલાક ચાલી હોઇશ. આવતી વખતે વાદળાં થઇ ગયા હતાં અને મેઘના ટંકારખાનાની નોબતો ગગડતી હતી.

અહીંઆ તડકા અને વરસાદના બંને દેખાવ એકી વખતે જોવાના મળે છે. એક બાજુએ પર્વત શ્યામ મેઘથી તદ્દન ઢંકાઇ ગએલા હોય છે. કેટલીક બાજુના બરફના શિખરો તડકામાં ખુબ ચળકે છે. અને કોઇ બાજુ મેઘની થોડી આછી આછી છાયાજ હોય છે. ઘડીયારમાં પવન વાદળના રથને દોડાવીને આ બધુંએ ઢાંકી દે છે. આ જોઇ કૈં કૈં કલ્પનાઓ થતી. બોટમાં આવી ત્યારે સવાચાર થઇ ગયા હતા. આવી કે તરતજ ફોરાં પડયાં. થોડી વારમાં પવન પણ પુસ્કળ છુટયો.

પવન આજે બહુ તોફાન કરે છે. વૃક્ષોને પુર જોસથી હલવી હલવી નચવે છે. વિશાલ, શાંત જેલમ પણ પવનની સાથે મસ્તીમાં ચઢી છે, અને મોજાંઓ ઉછાળે છે. શાંત દેખાતાં હૃદયોએ જ્યારે મર્યાદા મુકે ત્યારે ?

× × × બહેનના ને બાળાના વીણી લાવેલાં શેતુર ખુબ ખાધાં.

અહીંઆ ખોરાક પુષ્કળ ખવાય છે. કદી અભાવ થતો નથી. સાદામાં સાદી રસોઇએ હોંસથી ખવાય છે.

મન ખરેખર માંકડું છે. તે કહ્યું માનતું નથી. જે વિચાર ન કરવો હોય તેજ એને આવે છે.

હવે આ વરસાદ ને પવન પીછો મુકે તો ઠીક. હજી તો કેટ-કેટલાં સ્થળ જોવાં છે. આમ તો વિચારમાં વહાણાં વાઇ જશે.

આજે કૈં વંચાયું નથી.

તા. ૩૧–૬–૨૦.

સવારે ઉઠી ત્યારે દિવસ સ્વચ્છ લાગ્યો. તેથી ગુલમર્ગ જવા વિચાર કર્યો. ઘણા દિવસથી ગુલમર્ગ જવાનો વિચાર કરતા હતાં. પણ આસ્માનની કૃપા ન હોવાથી મુલતવી રાખવું પડતું હતું. મોટરવાળાને તડકો નીકળે એ દિવસે આવવાનું કહ્યું હતું. પણ એજંટ બનીને આવેલો માણુસ છેલ્લી ઘડીએ ફરી ગયો. છેવટે વધારાના પૈસા આપવાનું કરીને નીકળ્યાં.

દૂર દૂરના છેડા પર રુપેરી વાદળો પર્વત પર પગ માંડીને બેઠા હતાં. મધ્યમાં સાફ હતું. તડકો સારો નીકળ્યો હતો.

ગુલમર્ગ શ્રીનગરથી ત્રીસ કે પાંત્રીસ માઇલ હશે. ત્યાં લગભગ હંમેશાં વરસાદ પડે છે અને બહુજ ઠંડી રહે છે. ઘડીમાં વાદળ, ઘડીભર તડકો અને ઘડીમાં વરસાદની ઝડીઓ, એવી ત્યાંની ઋતુ રહે છે. શીઆળામાં તો ત્યાં બીલકુલ જઇ શકાતું નથી. માત્ર થોડા ચોકીદારોજ રહે છે.

મોટર ટાંગમર્ગથી આગળ જતી નથી. ત્યાંથી ઉપર જવાને માટે દાંડી તેમજ ઘોડા મળે છે. પર્વતની કીનારે કીનારે રસ્તો કોતરી કાઢેલો છે. ઉભું ચઢાણ છે.

તડકામાં વહેળીઆનાં પાણી ચળકતા હતાં. આખી સડક પર ઉંચા સફેદાના વૃક્ષની બંને બાજુએ હાર છે. તડકો હોવાથી વૃક્ષો પણ હાસ્ય કરતાં હોય એમ લાગતું હતું. જેમ જેમ ગુલમર્ગ તરફ વધતાં ગયાં તેમ તેમ પથ્થરની જમીન વધારે આવવા માંડી. ત્યાંથી પાણી વહેતાં.

સામે ગુલમર્ગની ટેકરી દેખાતી હતી. આખો પર્વત ઉંચા ઉંચા દેવદારના વનથી ભરાએલો છે, જેમ જેમ નજીક ગયાં તેમ ખુબી વધારે જણાવા લાગી.

ટાંગમર્ગ બાર વાગે પહોંચ્યાં, ત્યાં સ્ટ્રોબેરી ને ચેરી ખાધાં અને ઘોડાઓ કરી લીધા. ઉપર ચઢવાનો રસ્તો દેવદારના વનોમાં થઇને જાય છે. ઉપર બરફ ચમકતો, કલકલ નાદ કરતું ઝરણું સંગીત-મય લાગતું. નીચેનો દેખાવ પણ નજરે પડતો.

ઉપર ચઢવાનો રસ્તો ચારેક માઇલનો છે, અમે એક કલાકે ઉપર પહોંચ્યાં. ગુલમર્ગ એક નાના સરખા ગામ જેવું છે—ગામજ છે. વચમાં મોટાં મોટા ઘાસના મેદાનો છે. તેમાંથી જવા આવવાના રસ્તા કાઢેલા છે. અજાણ્યા માણુસ તો એક સરખા રસ્તા અને બંગલાથી ભુલાજ પડે. ગુલમર્ગના પહાડની એક કોરાણેથી જતા રસ્તા ઉપર બધાને મુકી હું થોડે સુધી ગઇ. ત્યાંથી જોએલો દેખાવ અદ્દભુત હતો. નીચેની ખીણમાં ખળખળ વહેતું ઝરણું દેવદારના વનમાં થઇને જતું હતું. સામે નીચાણમાં શ્રીનગર શહેર પણ દેખાતું. ખીણમાં નીચે સુધી નજર પહોંચતી. ચારેપાસ તડકા છાંયડાવાળાં હિમના શિખરો ચળકતા હતાં. આવા સ્થળો જોવાનાં ભાગ્યેજ મળે છે.

ત્યાંથી આવીને બધા સાથે ગુલમર્ગમાં ફર્યાં. ગુલમર્ગની ભીંત જેવા પર્વતના ઉંચાણુ પર પણ બરફ હતો. એ બરફ ગામમાં બધેથી દેખાય છે. બરફ ખુબ પાસે હતો. આટલો નજીકથી બરફ આજેજ જોયો. ઉપર જવાનો આડો અવળો કાઢેલો રસ્તો તો વખતે પાંચ સાત માઇલ હશે. પણ સીધો જોતાં તો સામેજ લાગતો. ઉંચાણમાં મૈલ પણ નહીં હોય.

ગુલમર્ગમાં હંમેશ વરસાદ પડતો હોવાથી અને આજેજ પાછા ફરવાનું હોવાથી ફરવામાં બહુ ધીરજ નહીં રહી. વાદળ આગળ

ધસવા માંડયા હતાં, થોડાક છાંટા પણ પડયા. એટલે ઉતાવળ કરી ઉતરવા માંડયું.

ઉતરતાં પગેજ ઉતરતાં ખુબ દોડાદોડ કરી. આવા જંગલમાં આમ દોડવામાં ખુબ મજાહ પડી.

નીચે ઉતરી ડાક બંગલામાં ચા, ટોસ્ટ, બીસ્કીટ વગેરે ખાધાં ને પાછા ફર્યા.

પાછા આવ્યાં ત્યારેતો પ્રકૃતિ હસતીજ હતી. સીનેમાની ફીલ્મ માફક એક પછી એક દૃશ્યો પસાર થતાં હતાં. પણ દૃષ્ટિ અંતરમાં વળી...બાળા ને × × બંને કચકચ કરતાં હતાં.

૭ વાગે ઘેર આવ્યાં. આવીને મોકલવાનો સામાન પેક કરાવ્યો. હીસાબ કર્યા, આંકડો તૈયાર કર્યો, વી. વી.

જગત એકલી ભાવનામય સૃષ્ટિથી જીવાતું નથી. સત્ય સ્થિતિના ભાનની પણ તેટલી જ જરુર છે.

બાળાને વાત કહેવી પડી.

સવારે વાદળાં હતાં. પણ બપોરે ઉઘાડ હતો. સુવર્ણ ખંડ સમા વાદળને સાંજે લટકતાં જોયું. સૂર્યાસ્ત સમયની સોનેરી કીનારો પણ સરસ હતી.

બાળા સાથે નકામો વખત બહુ કાઢયો.

તા. ૧૬–૬–૨૦.

આજ ગાંધરબલ આવવા નીકળ્યાં. શ્રીનગરનો કંઈક વધારે ખ્યાલ આવ્યો. પવનનું જોર ખુબ હતું. વાદળ પણ હતાં. પાણી ઉંચાં નીચાં થઈને અવાજ કરતાં. શ્રીનગર કરતાં બહારની કુદરત બહુજ મનોહર લાગે છે. આવા સ્થળોમાં મનુષ્યકૃત દોષો ન હોય તો સ્વર્ગ આથી ભાગ્યેજ સુંદર ગણાત.

મેઘના ખંડોમાં સૂર્ય અનેકવિધ રંગોને પુરતો અને ભાત પાડતો. સાંજે તો મેઘધનુષ્ય પણ અર્ધું ખીલ્યું હતું. સફેદ વાદળમાં

બળી જતાં શ્વેત શિખરો કોઇક સ્થળે વાદળ સાથે એકાકાર થતાં, કોઇ સ્થળોએ ચળકતાં. ચારે બાજુ ધ્યાનસ્થ ડુંગરાઓની હાર ખડી હતી. લીલીછમ ભૂમિમાતા અને એને ખોળે રમતાં, ચરતાં ગાયોનાં ધણ, અજબાળ અને ઘેટાંનાં ટોળાં સ્વચ્છંદે ખેલતાં. ઘોડાઓ પણ વછેરાઓ સાથે આળોટતા અને તોફાન કરતા. પવન બહુ હોવાથી કીસ્તી વારંવાર થોભાવવી પડતી. સાંજે ભેખડ પર ચાલી.

બપોરના નકશો જોયો. ક્યાં ક્યાં જવું તેનો વિચાર કીધો. બની શકે તો આણીપાસ કલકત્તા અને આમ હરદ્વાર ને દહેરાદુન સુધી જવા વિચાર છે.

સાંજે શાદીપોર આગળ મુકામ કર્યો. પાણી બહુ નીર્મળાં દેખાય છે. ફરવાનાં મેદાનો ને વૃક્ષો પણ અહીં વધારે હશે એમ લાગે છે. જગા સારી છે. રહેવા જેવું છે.

એક પાસ વીજળીઓ ચમકતી, પણ બીજી પાસ સ્વચ્છ થતું જતું હતું. અને ઉડુગણ પોતાના તેજની ઝીણી પાંખો વીકસાવતા હતા. પવનને લીધે બારણા વાસી અંદર જતું રહેવું પડ્યું.

તા. ૧૬-૬-૨૦

સવારે ઉઠી ત્યારે તો બોટ અંચીરાના સરોવરમાં આવતી હતી. નીચે બધે કમળના વેલા ને નેતરની સળીઓ ઉગેલી હતી. સરોવર ઘણું વિશાલ લાગ્યું. ત્યાંથી એક નાળામાં વળ્યા. નાળું નાનું છે. પણ પાણી જોરદાર હતાં. બંને બાજુએ સરકાર તરફથી એક જાતનાં ઝાડ વાવી દીધાં છે, તેમાંથી રાજ્યને ઉપજ આવે છે. થોડુંક એમાં ચાલી. સાડા દસે ગાંધરબલ. જમી પરવારી સાડા બારે માનસબલ ઘોડા ઉપર ગયાં. ગાંધરબલથી ઘોડાને રસ્તે ૭ માઇલ છે.

ખુલ્લો દિવસ. ઘોડો ઠીક ચાલ્યો. એક સ્થળે ચેરી લઇ ખાધાં.

અઢી વાગે માનસબલ: સ્થળ બહુ મનોહર છે. અમે જે સ્થળે બેઠા હતાં ત્યાં ઘાસના મોટા ઓટલા જેવું હતું. તેની બધી બાજુએ

ચીનારનાં વૃક્ષોનો છાંયો થયો હતો. નીચે માનસબલનું ગામડું તથા સરોવર આવી રહ્યાં હતાં. એક બાજુએ ડુંગરાઓની હાર હતી. ગરમી હોવાથી પક્ષીઓનું કુજન અવિરામ ચાલતું. સ્વપ્નમાં કલ્પેલા કોઇ પ્રદેશ સમો આ દેખાવ હતો. ચીનાર નીચે થોડી વાર સુઇ થાક ખાધો. પછી ઇસ્લામાએ લાવેલી છાબડીમાં ભરેલાં સેતુર ખુબ ખાધાં ......બહેને સ્ટવ પર બનાવી તે ચહા પીધી. બાબાનો અખરોટનો ભુકો પણ ખાધો.

તે પછી નીચાણમાં એક ગુફા છે તે જોઇ આવ્યાં. ત્યાંના એક બાવાએ તે બનાવેલી છે. એના વખતમાં ત્યાં વાડી બહુ સારી હતી. હાલ પ્રથમ જેવી રહી નથી.

પાંચેક વાગે નીકળ્યાં. ઘોડો ચલાવવાના થોડા પાઠ ઇસ્લામાએ શીખવ્યા. એક વાર પડતાં પડતાં બચી. પોણા સાતે બોટમાં. દૂરથી કોઈ બે ગુજરાતી સ્ત્રીઓ અને બે પુરુષો જેવા કોઇકનાં દર્શન આજે પહેલવહેલાં થયાં.

૧૭–૬–૨૦.

સવારે હું ને ઇસ્લામો ઘોડા પર તુલમુદ ગયા હતાં. રસ્તાની બંને બાજુએ શાળીના ખેતરો આવેલાં છે. ગાંધરબલથી તુલમુદ ત્રણેક માઇલ છે. ત્યાં એક ચીશ્મો છે. તેમાં વચ્ચે એક દહેરી કરી દેવીની સ્થાપના કરેલી છે. આસપાસ પથર જડી લીધા છે. એને લીધે બધે છાંયો રહે છે. ચીશ્માનું પાણી બહુ ગદું લાગતું હતું. તેમાં ફુલને દુધ ચઢતાં હશે. એક પંડયા જેવા માણસે કહ્યું કે પાણીના રંગ માતાજીની કૃપાથી બદલાય છે. મેં પુછ્યું: ‘કયારે?’ ‘કોઇ વખત દિવસમાંએ ત્રણ રંગ કરે નહીં તો વર્ષે દહાડેએ ન થાય,’ જવાબ મળ્યો. વખતે આમાં ખરું કારણ વાદળાં હશે. વાદળના જુદા જુદા રંગને લીધે પાણીમાં પણ રંગ દેખાતા હશે. દિવસ ખુલ્લો હોય ત્યારે નહીં લાગતું હોય. એક ગુજરાતી બાઇ મળ્યા. થોડી વાત કરી. એક બીજાની બોટોના નંબર કહ્યા.

આવીને જરા વાંચ્યું……

જોડેની બોટવાળા પારસીઓની થોડી ઓળખાણ થઇ.

સંધ્યાના રાતા સોનેરી રંગ સરસ હતા.

ચીનાર નીચે બેસી સવાદસ સુધી ગપ્પાં માર્યાં. ભુરા વ્યોમમાં હીરાકણીઓ ચમકતી. જળમાં એના પડછાયા ઉતરતા હતા, ચેતનવંતુ જગત્ જડ સમું થતું. તોએ જડના ગર્ભમાં ચેતન સ્ફુરતું હોય, જીવંત હોય એમ ભાન થતું. દૂર ગામડામાં ગાતી સ્ત્રીઓના અવાજ આવે છે. શ્વાન વર્ગ પણ બાકી રહી નથી જતો. શાંત રજનીમાં દૂરના અવાજ પણ સ્પષ્ટ સંભળાય છે, અને કૈંક ઉંડા ભાવ પ્રેરે છે.

તા. ૧૮–૬–૨૦.

સવારે શીકારે શીખવા ગઇ. ઉતરાઇમાં ઠીક ચાલે છે, ચઢાઇમાં હજુ બરાબર ચાલતો નથી.

થોડું વાંચ્યું. ઘોડા પર ફરી આવી. થાક ઓછો લાગે છે, આવીને પાસેવાળાની બોટમાં મળવા ગયાં.

આજની આ દિનચર્યા. અહીંનું જીવન હવે તો ઘરના જેવું સરલ થઇ ગયું છે. કૈં નવાઇ નથી લાગતી.

તા. ૧૯–૬–૨૦.

ઘોડા પર એક કલાક આજે વધારે, ઠીક કર્યું કહેવાય.

આવીને × × × લાલ નામના કોઇ ગૃહસ્થ × × × પાસે ઉભા હતા તેની જોડે થોડી વાત કરી. મુંબઇમાં રુ નો વેપાર કરે છે. સંસ્કાર જરાએ નથી.

સાંજે પણ એ ને એક મ્યુનીસીપાલીટીમાં ડાકટરી કરનાર × × × સાથે લાવ્યા હતા તેની જોડે વાત કરી. અને તદ્દન × + લાગ્યા. શેઠની સાથે આવ્યા છે એટલે ઠીક છે.

સાંજે ફરી આવી. આજનો દેખાવ વળી નવીજ જાતનો હતો. માઇલો સુધી પથરાએલાં લીલાં શાળીનાં ખેતરો, એક બાજુ પર્વત ને તળેટીમાં વાડીઓ,

વચ્ચે વચ્ચે એકાદું ઝુપડું એ કૈં નવીજ સુંદરતાનો ભાસ આપતાં. ખુબી તો એ હતી કે પાસેથી અને આઘેથી એના એજ દેખાવમાં નવી નવી મનોહરતા લાગતી. જ્યાં ત્યાં માણસો કામે લાગી ગયા હતાં. એમની મહેનતને પરિણામે થએલી આ સુંદર રચના એનો પુરેપુરો બદલો વાળતી.

મારામાં અહીંઆ એક ફેર લાગે છે. હું અહીંઆ આશાવાદી બની છું × + અહીંઆ હું ભાવિમાં શ્રદ્ધા અને આશા રાખી શકું છું. નવી યોજનાઓ પણ ઘડી શકાય છે. અહીંથી ગયા પછી ટકશે?

પણ જીંદગી શોખ મારવામાંએ ગાળવામાં શું? જન્મવું, જીવવું, બીજો હેતુજ નહીં હોય?

આવી કુદરત ને શાંતિ નથી હોતી ત્યાં એને માટે તલસું છું. અહીં છે ત્યારે આથીએ વધુ કૈંક ઇચ્છું છું કે સફલતા અનુભવાય. જીંદગી એ શું? રસ કે આનંદ? અનંતતાના આંગણે કૈં હેતુ પુરઃસર ખેલ કે ભરાઇને ઠલવાઇ જવાનું?

જમીને શીકારો લઇ ફરવા નીકળ્યાં, હવે ચલાવવામાં સહેજ ખામી હશે.

આવ્યા પછી બીજા કોઇ નંબર '૮' ને જોયા. સ્ત્રીઓની જોડે તો સીધી રીતે વાત કરતાંએ પાપ લાગતું હશે. પણ એ ભાઇ સ્ત્રીઓ તરફ સન્માનની લાગણીથીજ એમ કરતાં હોય એમ લાગતું નથીઃ

૨૦-૬-૨૦.

સવારે થોડું ઘોડા પર ફરી આવી. બપોરના ઠીક વંચાયું. વાદળાં થયાં હતાં. પવન ખુબ જોરમાં ફુંકાતો હતો. થોડા છાંટા પડયા.

જીવનને વીશે બે મત છે. કોઇક કહે છે કે જીંદગી એ શું અને શાને માટે એની ભાંજગડમાં ન પડતાં માત્ર કાર્ય કરવાં, અને વિજ્ઞાનમાં શ્રદ્ધા રાખવી. કાર્ય કરવાથીજ માણસ ટકી રહે છે.

બીજો પક્ષ કહે છે કે કાર્ય કરવાં એટલોજ ઉદ્દેશ માત્ર જીવનનો નથી. કાર્ય કરવાથીજ માણસથી નભી શકાતું નથી. પણ તે સાથે આત્માનેએ સંતોષવો પડે છે. અને તે ખાતર કૈં આશા પણ હોવી જોઇએ.

કાર્યો કરવાથીજ જગતનો ઉદ્ધાર થાય છે અથવા જીવન સફળ બને છે? જગતમાં ઘણાં કાર્યો ન થતાં હોત તો જગત્ સુંદર ન હોત? સટોરીયાઓ એમ કહે કે અમને ખાવાની પણ ફુરસદ નથી મળતી તો એમનાં કાર્યોથી જગતને લાભ થએલો મનાશે? થોકડાબંધ નકામા કાગળો ભરી લખનારા લેખકો વખત, કાગળ અને પૈસા તેમજ મહેનતનોએ વ્યય કરે છે. તેથી કોનો ઉદ્ધાર થાય છે ? એ લોકોએ એમ નહીં કહે કે અમે કાર્યો કરીએ છીએ. અને એવાં તો ઘણાંએ કાર્યો છે કે જે કર્યાથી કોઇનેએ લાભ થતો હોય એવું નથી જણાતું. તોએ એ બધા કરનારા તો તેમના કાર્યને કર્તવ્ય-ની ગણત્રીમાં ગણવાના.

બીજા પક્ષ પ્રમાણે આત્માને સંતોષવો, બંધુભાવ વધારવો, દરેક પર પ્રેમ રાખવો એ સિદ્ધાંત સિદ્ધાંત તરીકે ઘણોજ સરસ લાગે છે. પરંતુ આ સૂત્રોનો ઉપદેશ કેટલા હજારો વર્ષોથી થતાં મનુષ્યોનાં મન પર તેનું પરિણામ કેટલું થએલું છે?

દરેક ધર્મ કે તત્ત્વજ્ઞાનને ઉદ્દેશ ને ઉપદેશ એજ છતાં માનવીના મન પર એની અસર કેમ આટલી થોડી થએલી છે? મનુષ્ય સ્વભાવ-માંજ કૈં એવું નથી? 'આત્મવત્ સર્વ ભૂતેષુ'નો વિચાર કરવાએ કોણ થોભે છે? કોઇ દહાડોએ એવો સમય આવશે કે જ્યારે દરેક દેશો, વર્ણો અને વ્યક્તિઓ વચ્ચે સહકારનો ભાવ રહેશે?

સાંજે એક બી. એ. થએલી છોકરી મળી. દોઢેક વર્ષ થયું બી. એ. થઇ છે. હાલ એક પારસી સ્કુલમાં શિક્ષક તરીકે કામ કરે છે. ભાષા તદ્દન પારસીશાહી છે. શુદ્ધ ગુજરાતીનો કદી ખ્યાલ પણ

આવ્યો હશે કે નહીં તે કહી શકાતું નથી. + + + સાહિત્ય કે કુદરતનો શોખ લાગતો નથી. રસવૃત્તિ ઓછી ખીલેલી લાગે છે. મુંબાઈના જીવનનો શોખ વધારે છે. પારસીશાહી રીતોનો શોખ હશે. ... ... ... ...

નથી જુના વિચારનાં કુટુંબોમાં રસવૃત્તિ કે નથી નવી કેળવણી-વાળા ઉછરતા વર્ગમાં. પુરુષોજ ગમાર જેવા હોય છે ત્યાં સ્ત્રીઓની શી આશા ? જ્યાં દેશના મોટા વર્ગની આ દશા હોય ત્યાં સ્વાતંત્ર્ય કે નૂતનતાની શી આશા રાખી શકાય ?

૨૧-૬-૧૦.

કોઈ સ્થળ એવું હશે કે જ્યાં જરાએ સ્વાર્થવૃત્તિ ન હોય ! સ્વર્ગને પણ આ વૃત્તિ નરકાલય બનાવે છે. મનુષ્યોની વૃત્તિઓ ન બદલાય તો જગત્ એક તસુ પણ ઉંચે જવાનું નથી.

૨૨-૬-૨૦.

દિવસ આખોએ નકામો ગાળ્યો.... સાથે બે ત્રણ કલાક ગપાટા માર્યા, એટલું વધારામાં.

ટોલ્સ્ટોયનો ' ધર્મ ' ઉપરનો નિબંધ વાંચ્યો. હજુ અધુરો છે. ટોલ્સ્ટોય એના ત્રણ વિભાગ પાડે છે. અને દરેકનાં જુદા જુદા વર્ગ કરે છે. એના મત પ્રમાણે વ્યક્તિત્વ કે અમુક રાજ્ય કે સમાજ ખીલવવાની ઇચ્છા ઉતરતા પ્રકારની છે. એક સર્વ શક્તિમાન ઇચ્છાને અનુસરીને સર્વ કાર્યો કરવાં એ એ ઉત્તમ માને છે. એ કહે છે કે સાયન્સ કે ફીલોસોફી કરતાં આમાં લાગણીની વધારે જરુર છે. અને સાયન્સ કે ફીલોસોફી આ વિષયમાં મદદ આપતાં નથી પણ ઉલટાં ગુંચવે છે. કારણ કે એમાંએ જણુ જણના જુદા મત હોય છે. અને ઘણાખરાં કથન પરસ્પર વિરુદ્ધ હોય છે.

હું ટોલ્સ્ટોયના આ મત સાથે સંપૂર્ણાંશે સંમત નથી. વ્યક્તિત્વ ન ખીલવ્યું હોય તો એક મહાન્ ઇચ્છાને તેના ખરા સ્વરુપમાં

જાણીજ ન શકાય, અને એ ઇચ્છાને અનુવર્તીને કરવાનાં બુદ્ધિપૂર્વકનાં કાર્યો વ્યક્તિના વિકાસ વિના કરીજ ન શકાય. વ્યક્તિત્વ ન ખીલવ્યું હોય તો હેય, જ્ઞેય કે ઉપાદેયના વિભાગ માનવી કરી કે જાણી ન શકે. વળી સમાજ કે રાજ્ય સુધરેલાં ન હોય તો તેમાં વ્યક્તિના વિકાસના પ્રસંગો અને સાધનો બહુ ઓછાં હોય છે. માણસ જે દેશમાં કે રાજ્યમાં જન્મ્યો હોય તેનો બીજા દેશ કે રાજ્ય આડે ન અવાય તે રીતે વિકાસ દેશકાળને અનુસરીને કરવો એ તેની ફરજ છે. માનવીની શક્તિ અમાપ કે અનંત નથી કે તે એકજ કાળે બધા સમાજ કે રાજ્યોનો ઉદ્ધાર કરી શકે, અને તેટલાજ માટે શરુઆત કરવાનાં પહેલાં સ્થળ તેને નજીકમાંથીજ શોધવાં પડે છે. પ્રથમ પોતાના વ્યક્તિત્વનો વિકાસ થયા પછી કુદરતી રીતેજ કુટુંબ, સમાજ ને રાજ્ય એ અનુક્રમે આવવાનાં. જે માનવીનું વ્યક્તિત્વ એટલું વિશાલ હોય કે તેના સ્નેહ અને ચારિત્ર્યની સરિતા કુટુંબ, સમાજ કે રાજ્યની હદમાં ન સમાતાં સમસ્ત વિશ્વને રસાળ કરવા વહે તેને 'વસુધૈવ કુટુંબકમ્' કરવામાં વાંધો નથી. બાકી તે વિના જગતને કુટુંબ કરવા અધુરાઓ નીકળે તો તેથી કોઇનું એ કલ્યાણ થવાનું નથી.

૨૩-૬-૨૦.

બપોરના ભવાની ઉપર મેળો હતો તે જોવા ગયાં. ઘણી પંડીતાણીઓ આજે જોઇ, મેં જેવી ધારી હતી તેવી નથી.

આજે...ને હું ઘણો વખત સાથે રહ્યાં. 'આનંદી' છે. ઉંડાણ નથી એ મારો મત દૃઢ થાય છે. કુટુંબને પણ જોયું. ... ...

મન બહુ આનંદમાં છે.

સાંજના થોડે સુધી ફરવા ગયાં. વાદળવાળા આકાશ નીચે ક્યાંઇ બરફ ચમકતો, ક્યાંઇ નિસ્તેજ હતો. ક્ષેત્રો દૂર સુધી પથરાએલાં હતાં. સાદા પર્વતોએ મનોહર લાગતા. ક્ષેત્રોમાં સ્ત્રીપુરુષો કામ

કરતાં. કોઈ સ્થળે જંગલી ગુલાબ પણ હતાં...ની વાતોમાં કેં જોયું ને ન જોયું.

બાળાને મુકીને કાલે જવાનું મન થતું નથી.

આજે કેં વંચાયું નથી. સવારે મને કીર્તિમંત થવાનું એક જાગ્રત સ્વપ્ન આવ્યું. જેમને હાલ કીર્તિ મળી છે, એવા ઘણા જણ યાદ આવ્યા. એટલીએ યોગ્યતા ન આવી શકે? પણ ના, એ વસ્તુની પાછળ પડવુંજ નથી. યોગ્યતા નથી એમ માની લેવામાં શું ખોટું છે?

૨૪-૬-૨૦.

સવારથી એક મડમની કીસ્તી સાથે ઝગડો વહોરવો પડયો. કપડાં પણ બાંધ્યાં. બપોરની ટપાલને ખાતર બે વાગ્યા સુધી ખોટી થઇ. છેવટે નજ આવી. આખરે બે વાગ્યા પછી સુનમર્ગ આવવા નીકળી.

લગભગ સોળેક માઇલનો પહેલો પડાવ કાપ્યો. ઘોડાને આજેજ નાળ જડેલી હોવાથી દોડતો નહતો.

માર્ગ બહુજ રમણીય હતો. લીલા દેવદારના વૃક્ષોથી ભરાએલો સામો પર્વત, રસ્તામાં આવતાં અસંખ્ય ઝરણાં, અને તેમાં એક મોટો વહેળો તો આખે રસ્તે ઘુઘવતો હતો. હરીઆળા ક્ષેત્રોથી આંખો ભરાઇ જતી. આખે રસ્તે જંગલી ગુલાબના ને બીજા ફુલના છોડ આવતા.

રસ્તો ચઢઉતરનો ને પથરવાળો હતો. વચ્ચે નાળાઓ ઉપર નાના મોટા અનેક પુલો આવતા. કંગનના પહેલા પડાવ પાસે આવ્યા ત્યારે સાડા છ થયા હતા. તંબુ વગેરે સામાન ન આવેલો હોવાથી અડધો કલાક ઝાડ તળે ખુરસી પર બેઠી. કારણકે ડાક બંગલો બે સાહેબોએ રોકેલો હતો. બેઠા બેઠા છાપું વાંચ્યું.

તંબુ આવ્યા પછી તંબુ ઠોકાયો એટલે ઉતાવળે નાસ્તો કરી લીધો. અને સામેના મોટા ઝરાનું સંગીત સાંભળવા ગઇ.

દેખાવ અદ્દભુત હતો. માનવીની ક્ષુદ્રતાને તુચ્છકારતો ઝરો કૈં ઘેરાં ગભીરાં ગીત ગાતો. ઝરો બહુ મોટો ને નાની નદી જેવો હતો.

સામે ઝાડોથી ભરચક ભરાયલો પર્વત તેમ જ ચારે બાજુએ વીંટાઇ વળેલી ગિરિમાળ; તેમાંએ કોઇ કોઇ શિખરપર ઝળકતો બરફ એ બહુ ઉંડી અસર કરતાં. ચોગમ કાળાં વાદળાં છવાઇ ગયાં હતાં. આ સુંદરતાને જોઇને કૈંક ભવ્યતાની લાગણી પણ થઇ આવતી.

ઘાસના મોટા લીલા મેદાનમાં મારો તંબુ ઠોકાવ્યો હતો ત્યાં પાછી ફરીને ચા પીધી. મારા સ્વપ્નમાંજ મેં આવી રીતે ન સગાં કે વહાલાં સાથે એવી રીતે આવી સુંદરતા વચ્ચે સ્વતંત્ર રહેવાનું કલ્પ્યું હશે. આ સ્વપ્ન પણ સત્ય થયું છે. આવામાં કોઇ એકાદ જણ મન મોકળું મુકીને વાત કરી શકાય તેવું હોય !

સ્વપ્નાં કે સત્ય અનુભવોમાં અહીં ભાગ લેનાર તો કોઇજ નથી. બધાંને બોટમાં મુકતાં જરા મનમાં કૈં થતું હતું. હવે એવું કૈં લાગતું નથી.

દૃઢ ઇચ્છાઓ કોઇ કાળે પણ ફળવતી થયા વિના રહેતી નથી.

ગુજરાતી સ્ત્રીના પગલાં ભાગ્યેજ આ રસ્તે થયાં હશે. તેમાંએ એકલાં તો મારા જેવું કોઇ ઉદ્ધતજ નીકળે.

...બધાં આ જાણે તો શું કહે ? હું આ બધું યોગ્ય કરું છું કે નહીં ? ... ...

૨૫–૬–૨૦.

સવારે સવાપાંચે ઉઠી ત્યારે અજવાળું ખુબ થઇ ગયું હતું. ચા પી પરવારીને સાત વાગતામાં ઘોડા ઉપર.

સુનમર્ગથી નીકળેલો એક જબરજસ્ત વહેળો આખે રસ્તે આવે છે. તેના બાજુ પર થઇનેજ પર્વતની કીનારે કીનારે રસ્તો કાઢેલો છે. કોઇ વખત ખીણમાં જરા સંતાઇ જાય છે, પણ બમણા પાછો વેગથી નજરે પડે છે. વહેળો એટલો જોસમાં વહે છે કે ભુસેચુકે કોઇ અંદર

પડે તો ક્ષણુ વારમાં કયાં ને કયાં નીકળી જાય, અને હાડકુંએ હાથમાં ન આવે. આ વહેળાને બીજાં શિખરોમાંથી પણુ મોટાં ઝરણાં આવી મળે છે. જમણા હાથના પર્વત પર આખે રસ્તે પુષ્કળ દેવદારનાં વન હતાં. માંહી માંહી ખેતી પણુ કરેલી હતી. કોઇ કોઇ સ્થળે છુટાંછવાયાં ઝુંપડાં બહુજ સુંદર લાગતાં. રસ્તો પથરવાળો હતો. કોઇ કોઇ સ્થળે તો એટલો નાનો ને ખરાબ આવતો કે ઘોડો જરાક મસ્તી કરે તો નીચે ખીણુમાં જોસબંધ વહેતાં પાણીમાં ક્યા ને ક્યાં તણાઇ જવાય.

કોઇ સ્વર્ગભૂમિમાં પ્રવાસ કરતી હોઉં એમ લાગે છે. કોઇ વખત ખીણોમાં ને કોઇ વખત ઉપરના રસ્તા ઉપર પસાર થવું પડતું અને નાના નાના ઘણા પુલો વટાવવા પડતા. વચ્ચે વચ્ચે ટુબગીઆ ઘોડા ભાર ઉપાડીને જતા મળતા. અહીંના વતનીઓ પણ ઘણા મળતા.

દિવસ સ્વચ્છ હતો. કોઇ કોઇ રુપેરી વાદળાં આકાશમા તરતાં પણુ રવિરાજ તેથી ગ્રસ્ત નહોતો થતો.

સાડા નવ પછી થાકની જોડે સૂર્યની ગરમી સાલવા માંડી. સુંદરતામાં ડુબી ગએલું મન હવે રસ્તો કયારે ખુટશે એ વિચારમાં વળ્યું. બે ત્રણુ માઇલ તો ચાલી પણુ નાંખ્યું.

આખરે બીજા પડાવ ગુંડ આગળ આવી પહોંચ્યા. ચૌદેક માઇલ હશે ત્યાં સરાઇ આગળ ઘોડા ઉભા રાખ્યા. બીજો સામાન આવી ન પહોંચ્યો હોવાથી અખરોટના વૃક્ષ નીચે ખુરસી નાખી સામે જોસથી ઘીણુ ઘીણુ થતા ઝરાનું સંગીત સાંભળવા બેઠી. 'મોડર્ન રીવ્યુ' પાસે હતું પણુ વાંચવા મન ન થયું.

ભુખ હવે સાલતી હતી. સામાનના ઘોડાઓ આવવાની ઓછા-માં ઓછા કલાકની હજુ વાર હતી. અહીં થંડું સરસ ત્રણ્ પથાલાં

ભરીને દુધ પીધું. સરબતથીએ આ દુધ વધારે મીઠું લાગ્યું.

એક વાગે સામાન આવ્યો. ગરમ પાણીથી સરસ સ્નાન કીધું. બે વાગે ઇસ્લામાએ બનાવેલી તળેલી રોટલીઓ, વટાણાનું શાક અને ખીચડી ખાવા બેઠી.......

રાત થોડે આગળ જઇને રહેવાનો વિચાર હોવાથી તંબુ આગળથીજ મોકલાવ્યો હતો. સાંજના પાંચે નીકળ્યાં. આકાશમાં થોડાં વાદળાં દેખાતાં હતાં અને તડકો નહતો. હવે બધો રસ્તો લગભગ કીનારી પરજ આવે છે. એક બાજુએ કાળા ઉભા પહાડ અને તેની કીનારીએ ચાલવાનું. વચ્ચે પુર જોસથી વહેતાં પાણી અને બીજે કાંઠે દેવદારનાં વનથી ભરાએલા પર્વત. કોઇ કોઇ ઉપર ચમકતો બરફ અને ઘેરી છાયાવાળો સાંજનો વખત એ બધાંથી મન મોહ પણ પામતું અને ગંભીર પણ થતું.

લગભગ પાંચેક માઇલ આવ્યાં. કુલનના ગામડા આગળ તંબુ ઉભો કરેલો હતો ત્યાં જઈ વેષ બદલી નાખ્યો.

ઇસ્લામો એક રીતે ઘણો ઉપયોગી માણસ છે. માત્ર એનામાં લોભ ઓછો હોત તો હું એને હંમેશાં સાથે રાખત.

અત્યારે વાદળાં વેરાઇ ગયાં છે. મધ્યાકાશમાં ચંદ્ર ઝરાનું ગીત સાંભળવા સ્થિર થઇને ઉભો રહ્યો છે. મારી સામેનાજ શિખર પરનો બરફ ઇંદુના શાંત પ્રકાશમાં સ્નાન કરતો હોય એવું લાગે છે. કેં ગુઢ સંગીત રેલાવતા પાણીના ધોધના પડઘા આખા વનમાં વ્યાપી રહ્યા છે.

ચંદ્ર પ્રકાશમાં દૂરથીએ પાણી કાળા પથરાઓની વચ્ચે બહુજ શ્વેત લાગે છે. અને ઉછળતા તરંગોથી નૃત્ય કરે છે. આને શી ઉપમા આપવી તે સુઝતું નથી.

પર્વતના એક ઝુંપડામાંથી એક દીપક કોઇને બોલાવી રહ્યો છે. છુટીછવાઇ તારાકણીઓ પરસ્પર કેં ગોષ્ટી કરી રહી છે. આખા વિશ્વની

સુંદરતા આ ગિરિમાલની વચ્ચે ખીણુમાંજ પુરાઇ રહી હોય એમ લાગે છે.

તા. ૨૬–૬–૨૦.

કુલનથી સવારે પોણાસાતે સુનમર્ગ આવવા નીકળ્યાં. આજે ફક્ત સાડા દસ માઇલ જ કાપવાના હતા. રસ્તો આજે ઘણોજ ખરાબ અને પહાડી આવ્યો. ઘડીમાં ઝરાની પાસે ખીણમાં ને ઘડીમાં ઉપર ચઢવાનું. માર્ગ એટલો વિકટ હતો કે ન પુછો વાત. અહીંના ઘોડાજ આમાં ચાલી શકે.

રસ્તો વિકટ તો હતો પણ મનોહર પણ બહુજ હતો. આજે તો જંગલની વચમાં થઇનેજ પસાર થવાનું હતું. માર્ગમાં પાણીના પુષ્કળ ઝરણ આવતાં અને મોટા ધોધમાં જઇને પડતાં. નાયગરાનો ધોધ પણ આમજ વહેતો હશે?

એક તો પહાડી રસ્તો ને તેમાં મોટું બ્રોકુનું ટોળું નડ્યું. સાંકડા રસ્તામાં બ્રોકું (ઘેટાંની) ની સેનામાંથી રસ્તો કાઢવો પણ મુશ્કેલ અને આ સેનાએ રાવણને જીતવા ગએલા વાંદરાઓની સેના જેવડીજ હતી.

હવે તો સામસામા બે પહાડો બહુજ નજીક હતા, અને વચ્ચેથી ઘુઘવાટા કરતો ધોધ વહેતો. સામા પર્વતની ભીંત પર બરફના થરને થર આવતા. એક જગાએ તો ખરેખરી મઝા થઇ, રસ્તામાં એક ઠેકાણે બરફ પર થઇને પસાર થવાનું હતું, નીચે જોસભેર વહેતાં પાણી અને એક બાજુ ઉભો સીધો પહાડ. તેના પર બરફ બાઝી ગએલો અને માત્ર એક વહેંત જેવડી બરફની પગથી પર ચાલીને જવાનું હતું. ઘોડા પર તો જઇ શકાય તેમ હતુંજ નહીં. અને જરાક પગ સરે તો સોએ વર્ષ પુરાંજ થાય. એક હાથે કોઇ કોઇ વખત ટેકો દેતી અને એક હાથે છત્રીને ટેકવી તેમ કરી એટલી કીનારી ચાલી ગઇ.

બીજે પણ એક સ્થળે બરફ પર ચાલવાનું આવતું હતું. પણ તે એટલું સખ્ત નહોતું. ત્રણેક માઇલ તો પગેજ ચાલી પુરા કર્યા. ચારે પાસ જ્યાં જુવો ત્યાં ઉભા પર્વતની દીવાલો હતી, આજ રસ્તેથી 'લદાક, અરકંદ, યારકંદ' વગેરે સ્થળે જવાય છે. અમરનાથ પણ અહીંથી જઇ શકાય ખરું 'અહીં ઘણું ખરું' અંગ્રેજોજ આવે છે. ક્વચિતજ કોઇ હીંદી અહીંઆ આવતા હશે. હીંદી સ્ત્રીઓનાં પગલાં થયાં હશે ?

પોણા અગીઆરે સુનમર્ગ. દસ માઇલ કાપતાં ચાર કલાક. આજના રસ્તાની ખુબી.

ઇસ્લામો પાછળ રહ્યો હતો તે હજુ સુધી આવી પહોંચ્યો નહતો. હું ને ઘોડાવાળો બંને એકલાંજ હતાં. ઇસ્લામાને શું થયું હશે એના ઘણા તર્કવિતર્ક થયા. રસ્તામાં પડી તો નહીં ગયો હોય ? સામાન પણ આવી નહોતો પહોંચ્યો. પર્વત પરના ઘાસના મોટા મેદાનમાં એક ટેકરા પર ઝાડ તળે જઇ બેઠી અને ઘોડાવાળાને ઘોડો લઇ ઇસ્લામાની ખબર કાઢવા મોકલ્યો.

આશરે અરધો કલાક આમ બેસી રહ્યા પછી ઇસ્લામો આવી પહોંચ્યો. એના ઘોડાએ ઘાસમાં કે ખાધું હશે તેનો નીશો ચઢ્યો હતો. એટલે ચાલ્યો નહીં તેથી વાર થઇ. મેં ઘોડો ન મોકલ્યો હોત તો તે વખતે પણ ન આવત.

ત્યાંથી તંબુની જગા પસંદ કરવા એ આગળ ગયો. થોડી વાર પછી એ ગઇ. દૂરથી કોઇ સાહેબના ત્રણ ચાર તંબુ ઠોકેલા હોય એમ જણાયું.

એ તંબુથી દૂર હું એક ઝાડ તળે પથર પર જઇ બેઠી. ઇસ્લામો તો સાહેબના ખાનસામા પાસે પહોંચી ગયો. અને એણે ત્યાંથી વાટકો ભરી દુધ લાવી આપ્યું. દુધ પીધું એટલે જરાક નીરાંત થઇ.

વખત જતો હતો. સામાન નહોતો આવી પહોંચ્યો. એથી હજાર તર્કોને મનમાં સ્થાન મળતું. કે ધોધમાં પડી તો નહીં ગયું હોય? કોઇ માણસ કે ઘોડાનો પગ સરક્યો હશે તો? જે હતું તે બધું એમાંજ હતું. સામાન ન આવી પહોંચે કે કૈં અકસ્માત્ થાય તો મારી શી દશા થાય?

બબ્બે વખત માણસો ખબર કાઢી આવ્યા. છેવટે ઓવરકોટ પાથરી ઘાસ ઉપર સુઇ ગઇ. આકાશ ઘેરાવા માંડતું હતું. તંબુ આવ્યા પહેલાં વરસાદ પડશે તો શી મઝા થશે તે ચિંતા થઇ.

ચારે પાસ બરફનાં ઉચાં શિખરો આવી રહ્યાં હતાં. આસપાસ ટેકરાવાળું લીલું મેદાન હતું. એક નાનો ઝરો વચ્ચે થઇને વહેતો હતો. ઝાડ પરથી એક કાગડો કા કા કરીને ઉડી ગયો. દેવદારનાં વૃક્ષો પવનમાં ખુબ હાલતાં. કોઇ પક્ષી ગાતું. પણ સામાન હવે ક્યારે આવશે એજ વિચાર એક રમી રહ્યો હતો.

વાટ જોવડાવી જોવડાવીને બે વાગ્યા પછી સામાન આવી પહોંચ્યો. કૈં થોડું ઘણું રસ્તામાં એ લોકોએ ગુમાવ્યું તો હતુંજ. ઝટઝટ એક પાસ તંબુ ઉભો કરવા માંડયો ને ફોરાં પડવા માંડયાં. જરાક મોડો આવ્યો હોત તો ભીંજાવુંજ પડત. ટપાલ અહીંઆ મંગાવી હતી તે પણ આવી પહોંચી.

બરફ પર આજેજ ચઢવું હતું. પણ વાદળાં ઘેરાય છે એટલે કાલેજ વાત.

સાંજના મેદાનોમાં ટેકરીઓ પર એકલી ફરી આવી. સાંજ ઘેરાએલી હતી. મને પણ જરા સુનું સુનું લાગતું હતું. બધાંથી હું કેટલે દૂર હતી? અહીંથી એકદમ જતા રહેવાનું મન થયું. આવીને ટપાલ લખી. વાદળ વેરાવા માંડયાં હતાં એટલે બહાર આરામચેર પર બેઠી. ચંદ્રમા ધીરે ધીરે પર્વત પર પગલાં માંડી ઉપર ચઢતો હતો અને સૃષ્ટિને અજવાળતો હતો. સાડાનવ સુધી આમને આમ બેસી રહી.

તા. ૨૭-૬-૨૦.

જે બરફ પર જવાને આટલી મહેનત ને રખડપટ્ટી કરી હતી તે છેવટે આજ જોયો. લગભગ નવ વાગે હું ઇસ્લામો ને બે ઘોડા-વાળા ચાલતાં બરફ જોવા નીકળ્યાં. અમારી પાછળ દેખાતાં શિખરો પરજ જવાનું હતું. લીલા ટેકરીઓવાળાં મેદાનમાંથી પસાર થઇ પથરામાં ચાલવા માંડયું. સામે દેખાતા બરફનો એક મોટો ઝરો ખીણમાંથી વહેતો હતો. એક ટેકરી ઉતરી અમે ઝરાની નજીક જઇ પહોંચ્યાં. અમે જે ટેકરી પર ચાલતાં હતાં ત્યાં પણ નીચેની બાજુ પર બરફનાં મોટાં ચોસલાં બાઝેલાં હતાં. જે ટેકરી પર જવાનું હતું તેની અને અમે ચાલતાં હતાં તે બંનેની વચ્ચે થઇને એ ઝરો વહેતો હતો. અને તે પણ એક સ્થળેથી નહીં. ચાલતાં ચાલતાં એક નાના ઝરણા આગળ આવી પહોંચ્યા. અને બુટ મોજા ઉતારી ઘાસની ચંપલો પહેરી.

પાણી બહુજ થંડાં હતાં. પગ મુકતાંજ કળી જતો. એવા બે ત્રણ ઝરણુ લાકડી લઇને વટાવ્યા. એક ઝરો તો ઢીંચણની થોડે નીચે સુધીના પાણીવાળો હતો. છેવટે એક મોટા વહેળા આગળ આવી પહોંચ્યાં. ત્યાં પાણી ઢીંચણ ઉપર હતાં. એટલે નીરુપાયે ઇસ્લામાની પીઠ પર બેસી એ ધોધ વટાવવો પડયો.

સામે પર્વતમાં બરફના થરને થર બાઝેલા હતાં. હવે ગરમીનો વખત છે એટલે બરફ પીગળવા માંડયો છે, અને બહુ સખત નથી. હાથમાં લઇએ તો ભુકી જેવો હોય છે. મેં ઘાસની ચંપલો પહેરી ઉપર ચઢવા તો માંડયું પણ પગ એકદમ થંડા થવા માંડયા, એટલે ફરી પાછા નીચે ઉતરી બુટ મોજાં પહેરી લીધાં, અને તેના ઉપર ઘાસની ચંપલો પગ બહુ સરે નહીં માટે ચઢાવી. આ ટેકરીને શીત-લગંજ કહે છે.

આગળ એક ઘોડાવાળો ચઢતો હતો. પાછળ ઇસ્લામો તથા બીજો ઘોડાવાળો રહ્યાં હતાં. મારા હાથમાં એક મોટી અણીવાળી લાકડી હતી તે ટેકવી ટેકવી બરફ પર ચઢવા માંડ્યું. પ્રથમ એમ લાગતું કે આ સીધા ટેકરા પર શી રીતે ચઢાશે? પણ જેમ તેમ પગ ટેકવીને ચઢવા માંડ્યું. એમ કરતાં ઘણી વાર પગ સરકી જતો. છેક ઉપરના શિખર પરથી બરફ પીગળતો, તેનો ધોધ નીચેના બરફના એક મોટા કાણામાં પડતો. એ જગા બહુજ સીધી હતી. તોએ અમે અડધે સુધી ચઢ્યાં. ઉતરતી વખતે હેરાન થવાની બીકે છેક ઉપર જવાનો વિચાર માંડી વાળ્યો અને પાછા વળ્યાં.

ખરેખરી મઝા તો ઉતરતી વખતે આવી. સીધા બરફ પર પગ ઘણી વાર ઠરતો નહતો. અને વારંવાર સરકી જવાતું, પણ ઇસ્લામો મને બચાવી લેતો. તે મારી આગળ ચાલતો. એક વખત એણે બેઠા બેઠા સરકવા માંડ્યું. એનું જોઇને મને પણ મન થયું, બહુ સીધો ઢોળાવ આવે ત્યારે મેં પણ એ પ્રયોગ અજમાવ્યો. મારી આગળ ઇસ્લામો સરકતો, પાછળ હું. આમ કરવામાં ઘણીજ મજાહ પડી. ઘણી વખત ચાલતાં ચાલતાં ઘોડાવાળાઓ, ઇસ્લામો ને હું વારંવાર સરકીને પડી જતાં.

છેવટે અમે ઉતરી રહ્યાં. બહુ સીધો ઢોળાવ ન હોય ત્યાં તો ઉતાવળા પણ ચલાતું. થોડેથી એક ઘાસની ચંપલ તુટી ગઇ.

પાછાં આવતાં બધાં જ વહેલાં આવ્યાં. સાડી પાછળથી સરકવાને લીધે ભીની ને મટોડીવાળી થઇ ગઇ હતી. તંબુ સુધી પહોંચવાનો ઓછામાં ઓછો બે માઇલનો રસ્તો હશે.

સાંજના ખાઇપીને પોણાચારે સુનમર્ગથી નીકળ્યાં. એક ટુંકા પણ સખત રસ્તે ઇસ્લામાએ દોર્યાં. એ રસ્તો દેવદારના વનમાં થઇને નીકળતો હતો. વચ્ચે એક ઝરણ વહેતું હતું. રસ્તો એટલો તો ઉભો

હતો કે જરાક પગ સરકે તો ક્યાંને ક્યાં પડાય તેનો પત્તોએ ન લાગે. તેમાંએ પાછું એક વેંતનીજ પગથી પર ચાલવાનું હતું.

આજ પણ પાછી પેલીજ બરફની પગથી વચ્ચે આવી.

કુલન આવ્યાં ત્યારે પોણાઆઠ થયા હતાં. ત્યાં તાજું દુધ પી કલાક વીસામો લઇ ગુંડના પડાવ આગળ આવવા નીકળ્યાં. ચંદનીરાત હોવાથી વાંધો નહીં આવે એમ લાગ્યું. પણ થોડે ચાલ્યાં પછી ચંદ્રમા તો વાદળાથી ગ્રસ્ત થયો હતો. એક પાસ વીજળીઓ પણ ચમકવા માંડી. કોઇ કોઈ વખત ગર્જનાઓ પણ સંભળાતી. પણ એ બધાં નિષ્ફલ પ્રયત્નો હતાં.

ગુંડ બે માઇલ રહ્યું હશે એવામાં શશી કારાગ્રહમાંથી છુટયો હોય તેમ પુર જોશમાં પ્રકાશવા માંડયો. અને આખા અરણ્યને શ્વેત કિરણની રસધારાથી ભીંજવી દીધું.

ગુંડ આવ્યાં ત્યારે પોણાદસ થયા હતા. ચાંદની સરસ ખીલી હતી. તેથી આરામચેર નાખી સામે વહી જતા ધોધ અને તેમાં પડતાં સુધાકરનાં પ્રતિબિંબને ક્યાં સુધી જોયા કર્યું. એવું રમણીય લાગતું હતું!

સામાન આવી પહોંચ્યો. બીછાનું તૈઆર થયાની ખબર ઇસ્લામાએ આપી એટલે ત્યાંથી ઉઠી.

૨૯–૬–૨૦.

આ બાજુ ભાર ઉપાડવામાં 'ઝાંપા' નામનાં જાનવર બહુ વપરાય છે. આ જાનવર ઘણાંજ મજબુત હોય છે. અને સખતમાં સખત રસ્તે પણ સારું કામ આપે છે.

વળી આ તરફથી જતા લદાક તરફના 'લામા' પણ ઘણીવાર જોવામાં આવે છે. આ લોકો ઘણા જ ક્રૂર હોય છે. વાંધો પડે તો માણસને દબાવીને મારી નાખે છે. કાલે એક જણને ઇસ્લામાએ પુછયુંઃ 'તુમ લામા હય?' એણે હાનો જવાબ આપ્યો અને ઘોડ-

વાળાને કહ્યું: 'હમ સીર કાટનેવાલા લામા હય.' આ લોકો બહુ બેડોળ લાગે છે. જરા પણ ગમતા નથી.

સાડા અગીઆરે કુલન તંબુવાળો આગળ આવ્યો હતો પણ વાંસ પાછળજ ભુલી ગયો હતો એટલે એ નકામોજ હતો.

મુસ્લામાએ આણેલું દુધ પીને અખરોટના ઝાડ નીચે ધોધ વહેતો જોતી બેઠી. બે અઢી કલાક આમને આમ વાટ જોવી પડી. સૂર્ય પ્રખર તપતો હતો. મન પણ શૂન્ય થઇ ગયું હતું. કૈં વિચારજ નહોતા આવતા.

એટલી બધી જડતા આવી ગઇ છે કે એક પણ સારો વિચારજ ન આવે? આટલા સમયમાં કોઇ લેખક, કવિ કે શોધકે શા શા વિચારપુષ્પો ગુંથ્યાં હોત! ઘણી વાર એમ થાય છે કે વિચાર કરવાનો વખતજ નથી મળતો. આમ વખત મળે ત્યારે વિચાર નથી આવતાં. ને એ વેળા વ્યર્થજ વહી જાય છે. વિચારજ ન હોય ત્યાં એના ડોળ કરે શું?

સવારના મુસાફરીમાં તાપ અકળાવતો હોવાથી સાંજે થોડે આગળ જઇ રહેવા વિચાર કર્યો. સાંજના ચા પીધા પછી ચાંદની રાત હોવાથી વાંધો ન હતો. નવેક વાગતે નીકળ્યાં.

નિરભ્ર વ્યોમમાં જ્યોત્સ્ના ખીલી રહી હતી. રુપમય શ્વેત ચાદર સૃષ્ટિ સુંદરીએ સજી હોય એમ એ શોભી રહી હતી. શાળીના ક્ષેત્રોમાં તારાઓનાં પ્રતિબિંબ, નાચતા અનિલથી ઝુલતા વૃક્ષવૃંદ, સ્થિતિ કે લય સમયે એક જ ભાવ ધરનારા અવિચલ પર્વતરાજ, એ બધાં બહુજ સુંદર લાગતાં. પર્વતમાં કોઇ કોઇ સ્થળે કરેલી તાપણીની જ્યોતો દીપક સમી નાની નાની લાગતી. મારો વિચાર પગે ચાલીને માર્ગ પુરો કરવાનો હતો. સાડા ત્રણ માઇલ ચાલી. પછીનો માર્ગ ઝરણાઓથી ભીંજાએલો હતો.

બધું મળીને સાડા પાંચ માઇલ આવ્યાં અને વહેળાથી પાંચ સાત હાથ દૂર તંબુ નાખવાનું ઠરાવ્યું.

સાડા અગીઆરે સામાન આવ્યો. તંબુ ઠોકાયો એટલે સુવાની તૈઆરી કરી.

તા. ૨૯–૬–૨૦.

સાડા છએ ઉઠી, એક કલાકમાં પરવારી ગાંધરબલ આવવા નીકળ્યાં, ઘોડો સરસ દોડયો. જરાક તેનું અભિમાન પણ આવ્યું. પોણા બે કલાકમાં ગાંધરબલ. ચઢ ઉતરની જમીનમાં દોડતે ઘોડે કૈં જોવાયું નહીં.

બાળા એટલી વારમાં જરા ફેરવાઇ ગઇ હોય એમ લાગ્યું; સાંજના શીકારમાં ફરી આવ્યાં.

તા. ૩૦–૬–૨૦.

લગભગ બાર વાગતાં કા...ને ને ઇસ્લામાને સખત તકરાર થઇ. મેં...તેનો પક્ષ નહીં લીધો માટે તેને બહુ ખોટું લાગ્યું.
......સાંજના ત્રણ પછી નીકળ્યાં.

આવા સ્થળમાંએ લઢવાની વૃત્તિ કેમ થતી હશે? માનવીની વૃત્તિએ કેવા પ્રકારની છે. કોઇ ખરું કે ખોટું કરે તેમાં બીજાએ ટેકો આપવોજ જોઇએ?

સાડા છએ શાદીપુર. અંચારસરોવરમાં શીકારો ચલાવ્યો. શાદીપોરમાં હું ને.........ફરી આવ્યાં. એ લોક પણ અમારી સાથે આવે એમ મેં કહ્યું. પણ એના પિતા તથા માંઝી ( વહાણુનો માલીક ખલાસી ) બહાર ગએલા હોવાથી કૈં નક્કી ન થયું.

સાંજને બદલે સવારે નીકળવાનું ઠરાવ્યું. શુક્લપક્ષની ચતુર્દશીનો દિવસ આજે હતો. ચાંદની પુર બહારમાં હતી. અંચારસરોવરનાં જળ દૂર સુધી પથરાએલાં હતાં. વચ્ચેની જમીન પરનાં વૃક્ષનાં પ્રતિબિંબ સ્થિર જળમાં પડતાં. એક પાસ મટોડીવાળાં ખેતરો ને તેની આગળ-

ની ટેકરી જણાતાં. એક શીકારામાં કોઇ ફોનોગ્રાફ વગાડતું પસાર થયું. મધુર અવાજ પવનની ધીમી લહેરી સાથે દૂર દૂર સુધી ઘસડાઇ ગયો. બધે એવું શાંત ને સુંદર લાગતું!

આવી સૃષ્ટિમાં સમતોલપણું જતું રહે એ મનુષ્યજાતિને શોભા આપનારું તો નથીજ. કેટલાકની આખી જીંદગી કલહ કરવામાંજ ચાલી જતી હશે. સુંદર જીવનનું સ્વપ્નુંએ કદી તેમને આવતું હશે?

સાડા દસ સુધી આમને આમ છત પર બેસી રહી. ઉંઘથી આંખો નમી જતી હતી. તોપણ નીચે ઉતરવાનું મન નહોતું થતું. જળનાં તરંગોમાં ચંદ્રનાં કિરણો નાચતાં. અનિલની ઝીણી ઝીણી લહેરો પાંપણોને નમાવી દેતી. શશીનો પ્રકાશ જગતને લીંપતો. શાંતિદેવી અહીંજ મૂર્તિમતી વસતી હતી.

ધીરે ધીરે મગજ ઘેરાઇ જતું હતું. અને ચેતનમાંથી જડતા તરફ ઢળતું હતું. જડતાની પરિસીમાએ પહોંચે તે પહેલાં હું ઉઠી. અને નીચે ઉતરી.

તા. ૧–૭–૨૦.

પ્રભાતમાં ઉઠી ત્યારે બોટ ચાલુ થઇ ગઇ હતી. સાત વાગતામાં તો સુંબલ આગળ આવી પહોંચ્યાં. અહીં પાણીનો પટ વિશાલ છે. ક્ષેત્રો દૂર દૂર સુધીનાં જણાય છે. ગામ જરા દૂર હશે.

તાપને લીધે પાણી વધી ગયાં હતાં. તેથી મોટી કીસ્તી પુલ તળેથી નીકળે તેમ ન હતું. કીચનબોટના હૅાલને શણગારી તેમાંજ સોંપુર આવવા નીકળ્યાં. સોંપુર વુલર લેકમાંથી આવવાનું છે.

વુલર લેકનાં પાણી ઘણાંજ સ્વચ્છ છે. અને એમાં ઘણી જાતનાં ફુલોના વેલા થાય છે. સફેદ કમળ, પીળાં તથા ગુલાબી ફુલ તો અમે જોયાં. આખું સરોવર જાતજાતના વેલાઓથી ભરપુર હતું. કમળ અને બીજા વેલાઓનાં પત્તાં એના ઉપર તરતાં. કમળનાં મોટાં પાંદડાં પરનું પાણી હીરાકણીઓ માફક ચળકતું. એક સ્થળે તો

અમારી બોટ વેલાઓ વચ્ચે એવી ગુંચવાઇ ગઇ કે કેમે કરી નીકળતી નહોતી. ઇસ્લામો ને એની બૈરી તો લગભગ રડમસ જેવાં થઇ ગયાં હતાં. બપોર પછી આ જગાએ પવન સખત ઉઠતો એટલે કીસ્તીને પણ જોખમમાં આવવાનો ડર હતો. મારા મનમાં પણ કૈં કૈં શંકાઓ થઇ. ચારે તરફ ઘણે દૂર દૂર સુધી પાણી હતું. એકે કીનારો દેખાતો ન હતો. અહીં ડુબી જઇએ તો ગમે એવો તરનાર માણસ પણ આ વેલાઓમાંથી નીકળવો મુશ્કેલ તો અમારો તો આશરોજ ન હતો. એ સ્થિતિની પણ ઘડીભર કલ્પના થઇ. બધાં સખત મહેનત કરતા હતાં. છેવટે બોટ નીકળી. ત્યાંથી પાણીમાં રોપેલા ઝાડોની વચ્ચે થઇ કીસ્તીને કાઢી. થોડી વારમાં અમે નિર્મલ પાણીમાં આવ્યાં.

આ સરોવર બહુજ વિશાલ અને સુંદર છે. અને તેમાંના વિવિધ પ્રકારનાં પુષ્પો અને વેલાઓથી તે બહુજ સુશોભિત લાગે છે. મને આ સરોવર બહુજ ગમ્યું.

પોણા ચારે સોંપુર.........

સાંજે શીકારામાં ફરી આવ્યાં. પવન શરુ થયો હતો, એને લીધે સરોવરના પાણી સમુદ્રની માફક ઉછળતાં. શીકારાને ફરતા ચારે તરફના પાણી, દૂરના કીનારા ને પર્વત જણાતાં. અહીંનો દેખાવ વળી જુદીજ જાતનો છે. જાણે દરીઆમાંજ ફરતાં હોઇએ એવો ભાસ થાય છે.

૨-૭-૨૦.

સવારમાં સોંપુરમાં રેશમના કીડા ઉછેરવાની રીત જોઇ. 'સીલ્ક ફેકટરી'ના અંગ્રેજો ગામના લોકોને કીડાનાં બીજ આપે છે. તેને આ લોકો ઘરમાં ઉછેરે છે. એને માટે ઘરમાં ખાસ એક ઓરડી જુદી રાખે છે. તેની અંદર સેતુરની ડાળીઓ સહિત પાંદડાં ભરે છે, અને તેમાં કીડાને મુકે છે. કીડો દહાડે દહાડે મોટો થાય છે.

અને પોતાના મોમાંથી તાંતણા કાઢે છે અને પોતાના આખા શરીર ઉપર વીંટે છે. છેવટે એ એમાંને એમાંજ મરી જાય છે. આ કીડાઓ સફેદ અને લાંબા ઇયળ જેવા હોય છે.

સોંપુરથી સાડાદસે બોટ ચલાવી. પવન બીલકુલ ન હતો. પીળાં ફુલોથી સરોવર ભરેલું હતું.

આજનો દિવસ તદ્દન નકામો ને આળસમાં ગયો. આજની માફક બધા દિવસ નજ જઇ શકે. આઠ વાગે સુંબલ.

વચ્ચે એક પુલ નીચેથી કીસ્તી કાઢતાં પાણી બહુ જોરમાં હોવાથી અમને બધાને ઉતારી મુકયાં હતાં. આ કીસ્તી ડુબી જાય તો એક પહેરવાનું કપડું સરખુંએ બહાર ન હોતું. અમારી કેવી અથડામણ થાય ?

વદ એકમનો ચંદ્રમા ઉગવા માંડયો હતો ને ધીરે ધીરે ઉંચે ચઢતો હતો.

૩–૭–૨૦.

આખો દિવસ કીસ્તી ચલાવી શ્રીનગરની બહાર આવી પહોંચ્યાં. શ્રીનગરની અંદર શહેરમાં રાત રહેવું બહુ અઘરું લાગ્યું. તાપ પુષ્કળ લાગ્યો.

૪–૭–૨૦.

એક વાગે ‘ ડાલ સરોવર ’ માં આવી પહોંચ્યાં. ત્રણ દિવસ અહીંજ રહેવાનો વિચાર છે.

ડાલના પાણી ઘણાંજ નીર્મળ છે. અને નીચેના વેલા સ્પષ્ટ દેખાય છે. સાંજના શીકારામાં બેસીને ડાલમાં કલાક ફરી. ડાલની ગલી કુંચીઓ બહુજ સુંદર છે.

તે પછી ફરવા ગઇ. ગરમી અમદાવાદને જેવીજ હોય એવું લાગ્યું.

આવી ત્યારે મુંબાઇવાળાં...મળવા આવ્યાં હતાં......શોખ બહુ મારે છે. ભપકો પુષ્કળ રાખે છે. પણ એથી શું? સત્તર દિવસમાં કાશ્મીરથી કંટાળી ગયાં અને કાલે જવાના છે!

૫–૭–૨૦.

બપોરના——ને હું 'કાર્પેટ ફેકટરી' જોવા ગયાં. અમે જે ફેકટરી જોવા ગયાં તે અંગ્રેજની માલીકીની હતી. હીંદી કારીગીરીના નમુના અહીં જોયા. કોણ કહી શકે કે આ કળા જાણનારા અને શોધનારા આપણા પૂર્વજો જંગલી હતા?

સૌંદર્ય અને કળાની ભાવના આમાં પુરેપુરી વીકસેલી છે. પાછા આવતાં ઓચીંત્યો વરસાદ નડયો.

આજ શ્રીનગરની કુલફી ખાધી.

૬–૭–૨૦.

આજનોએ ઘણોખરો વખત ગાલીચા જોવામાં ગયો. કારીગરોને ઘેર જઇને પણ જોઇ આવ્યાં.

કોણ જાણે કેમ આ કારીગરોના મોં ઉપર ઉત્સાહ નથી જણાતો. એકજ જગાએ બેસીને કલાકો સુધી કામ કરવાથી આમ થતું હશે? ઉત્સાહ આથી મંદ પડી જતો હશે?

હીંદુસ્તાનમાં કારીગરો ને મજુરોને ઉત્તેજન કે આનંદનાં સાધનોજ કયાં છે? કળાની ભાવના એમના ધંધામાં અતિ વીકસેલી છે એ ખરું પણ એના આનંદનો આસ્વાદ પુરેપુરો લેવાને એ લોકો સર્જાએલાં નથી. એમના કામ પછી એમને એ કામ કર્યા બદલ આનંદ ને સંતોષ થતો હશે કે નહીં તેજ મને શંકાની વાત લાગે છે.

કળા એ ગમે તેટલી સુંદર હોય તોએ ઘણું ખરું એ મોજશોખનેજ પોષનારી છે. આવાં મોજશોખનાં સાધનો માટે કળાના ઉત્તેજનના નામે મજુરોની આખી જીંદગી નિષ્ફલ કરવામાં આવે

છે. જેને એ કાર્યમાં રસ હોય તે ભલે એ કરે, પણ તે આળસુ ધનવાનોના કળાને નામે પોષાતા ગર્વને સંતોષવા તો નહીંજ. આવી વસ્તુઓ વિના જીવન નભી શકે તેમ છે. વળી એ કાર્યના કરનાર કારીગર કે મજુરોને હંમેશાં મજુરી કરીનેજ જીવન નભાવવું પડે છે. નથી એમને મળતો આનંદ કે સંતોષ. સવારથી તે સાંજ સુધી કામ પર બેસવું એટલુંજ એમની આખી જીંદગીનું સૂત્ર હોય છે. એમને નથી બીજા કોઇ પણ પ્રકારના જીવનનું સ્વપ્નું કે મનોરાજ્ય ભોગવવાના અભિલાષા; તો પછી પશુઓમાં ને આ વર્ગમાં શો ફેર ગણી શકાય?

ગમે તેવી સુંદર કલાને ખાતર પણ જીંદગી આવી પશુ જેવી કે નિરસ તો નજ બનવી જોઇએ. જગતનો અર્ધોભાગ ખરેખરી નકામી વસ્તુઓ પેદા કરવામાંજ રોકાયો છે.

શા માટે આ બધા વિના ન ચાલી શકે? જરુરીઆતો વધારી કેટલીએ જીંદગીઓ પશુ જેવી બનાવવી એ મનુષ્યત્વને છાજે? છતાંએ જગત્ એમાંજ ગર્વ નથી લેતું?

શા માટે સાદામાં સાદું જીવન ન નભી શકે? આખોએ દેશ દારિદ્રયમાં ડુબી ગયો હોય ત્યારે વૈભવનું સ્વપ્નુંએ કેમ આવવું જોઇએ? તોએ મન આ વસ્તુઓ ઉપર આકર્ષાય છે કેમ?

મન તો અસ્થિર છે. આગ્નમાં ધૃત નાખવાથી બળતા અગ્નિ માફક મનનેએ સંતોષવા જતાં ઉલટું પ્રદિપ્ત થાય છે. મનનો તો સંયમ રાખવોજ સારો.

૭—૭—૨૦.

થઇ રહ્યું. આજે છેલ્લો દિવસ. કાલે તો શ્રીનગર પાસેથી છેલ્લી વીદાય લેવી પડશે.

આજે છેલ્લો દિવસ હોવાથી થોડીક મજાહ કરી લેવાનું ધાર્યું. બાળા, હું ને–બ્હેન ત્રણુજ જણાં નીશાતબાગ જવા નીકળ્યાં.

પ્રથમ એક ફૂળથી ભરપુર વાડી જોઇ. તેમાં અપકવ ને પકવ ફળોથી ડાળીઓ નમી જતી. ત્યાંથી એક બીજો બાગ જોયો. આમાં માત્ર ચીનારનાં ઝાડજ છે.

તે પછી કમળ જોવા ગયાં. હજુ ડાલમાં બીજે કોઇ સ્થળે ફુટયાં નથી. માત્ર એકજ સ્થળે થયાં છે. આ જાત અમદાવાદમાં ચંડોળામાં થતાં કમળને મળતી છે. તેમાંથી કેટલાંક કમળ અને કમળપત્રો ચુંટયાં. ત્યાંથી નીશાતબાગ ગયાં. પુષ્કળ રંગનાં ફુલોને જોઇ નયનને તૃપ્ત કર્યાં. થોડી વાર ચીનાર તળે સુતાં.

આવતી વખતે તડકો સખત થતો હતો. તેથી મોટાં કમળપત્રો તોડી તેની છત્રીઓ અને ટોપીઓ બનાવી તે ઓઢી અને પહેરી. શીકારો ચલાવતાં મેં પણ ખુબ હલેસાં માર્યાં. હવે મારો હાથ સારો ચાલે છે. બધા માંજીની સાથે કૈંપણ ભુલ વિના ચલાવી શકું છું. કમળપત્રો તોડી પાણી છાંટતાં તેના પરથી પારાના માફક સરી જતાં. દિવસ વાદળ વાળો હતો. પણ પાછળથી તડકો નીકળ્યો હતો. ડાલના સ્વચ્છ પાણી તેમાં ચમકતા. દૂરના ચીનારા પરની સંફદાની હારો સ્પષ્ટ જણાતી. વચ્ચે એક નાની બેટ જેવા વાડીમાં તુત (સેતુર) ખાવા ઉતર્યાં. વાડી નાની પણ ઘટાદાર છે. તુત પર ઠીક સપાટો ચલાવ્યો.

અગીઆર વાગે પાછા એક બીજી જાતનાં 'તુત' પણ ખાધાં.

ફરવા નીકળવું હતું. પણ......બધાં આવ્યાં એટલે બંધ રાખવું પડયું.

૮–૭–૨૦.

જે સુંદરતાને આટલી મોહભરી જોવા હોંસ ધરી હતી તેને મુકી-ને નીકળવું પડયું.

દસ વાગતાં શ્રીનગરથી નીકળ્યાં. રસ્તામાં બરફ ઘણો ખરો પીગળી ગયો હતો. એટલે કોઇક દુર્બલ ઝરણો સીવાય ઘણાંખરાં સુકાઇ

ગયાં હતાં. રસ્તો આવતી વખતે વધારે સુંદર હતો. આ પર્વતમાં દેવદારનાં પુષ્કળ વન છે. બાકીના ભાગમાં ઢાળ પડતી ખેતી કરેલી છે. એ ખેતરોની પાસે પહાડમાં ઉંચા નીચા સ્થળે બંધાએલા મરીના ઝુંપડાં સરસ લાગે છે. સંધ્યાકાળની ઘેરી છાયા ઢળતી હતી. આખા દિવસના તાપથી કંટાળેલા હોવાથી એ સમયે પર્વત વધારે સુંદર લાગતો. રાત્રે નવ વાગે મરીમાં એક હોટેલમાં ગયાં.

૯–૭–૨૦.

સવારે એક માણસને સાથે લઇ મરી જોયું. મરીના બધા રસ્તા ચઢાણવાળા છે. ગામ બહુ સુઘડ અને સ્વચ્છ છે. મોટી મોટી ભભકાદાર દુકાનો પણ છે. બંગલાઓ નાના નાના છે. કેટલાંક મકાનો મોટાં છે. ત્યા ઘણુંખરું અંગ્રેજો આવે છે.

મરીની ટેકરી પરથી દૂર સુધીના નાનાં મોટાં શિખરો દેખાય છે. વચ્ચે વચ્ચેના ખીણો બહુ મનોહર લાગે છે. પ્રભાતના વાદળાંનો ઘેરી છાયાવાળો દિવસ અને આ ટેકરી પર ફરવાનું બહુજ સરસ લગ્યાં. સુખ તો અંગ્રેજોજ ભોગવે છે. અહીંઆ સાહેબ લોકોને માટેજ બધું હોય એવું લાગે છે, પ્રમાણમાં અહીંનું જીવન મોઘું પડતું હશે.

અગીઆરે રાવલપીંડી.........

આખો દિવસ ત્યાં રહી.........ને.........ની સાથે રાતની ટ્રેનમાં ટેક્ષીલાનાં ખંડેરો જોવા નીકળ્યાં. સરાઇ કાળા સ્ટેશનેથી જવાય છે. સાડા બારે રાતના સરાઇ કાળા વેઇટીંગરુમમાં રહ્યાં.

સવારે પંચે ઉઠયાં. છએ ટેક્ષીલા જવા નીકળ્યાં. મ્યુઝીયમનો ઉપરી સાહેબ સીમલા ગએલો હોવાથી મ્યુઝીયમ બંધ હતું. ત્યાના બધાં ખંડેરો જોયાં ચાર સ્થળોએ જોવાનું છે. આખું ગામ દટાઇ ગયું હશે એમ લાગે છે. બાકીની બૌધોની મૂર્તિઓ છે. ખંડેરોમાં દુકાનો દરવાજા, ગામ, વગેરે સ્પષ્ટ જણાઇ આવે છે સ્તૂપો પણ

દેખાય છે. કોઇ કોઇ મૂર્તિઓ તો તો અણીશુદ્ધ હતી. એક સ્થળે ઘટામાં બેસી નાસ્તો કર્યો, ચાલતાં આજુબાજુનો પ્રદેશ અને તેમાં આવેલી ઝાડી પીરામીડ જેવી લાગતી, ચિત્રો જોયાં છે એટલે ખ્યાલ આવ્યો.

તાપ ઉતાવળે વધતો જતો હતો, આ વખતનો તાપ અહીંઆ બહુ સખત લાગે છે. પોણાઅગીઆરે સ્ટેશન પર, અને અગીઆર વીસની ટ્રેન પીંડી જવા પકડી.

પીંડીથી છ વાગે લાહોર આવવા ઉપડયાં. ટ્રેનમાં ગરમી બહુજ લાગતી. આખી રાત અકળામણમાં ગઇ.



# યુરોપના પત્રો

## (૧)

## ઇટલીથી એક પત્ર

મીલાન..............

રા. ભાઇ શંકરલાલ !

અમે બ્રીડીન્સી ઉતર્યા અને નેપલ્સ શરુ થયું ત્યારથી તમને પત્ર લખવાનો વિચાર કરું છું. તે પછી તો રોમ, ફ્લોરેન્સ ને વેનીસ પુરાં થયાં અને મીલાન આવ્યું, પણ હજી મારા વિચારને આચારમાં મુકવા જેટલો સમય નથી મળ્યો.

આ વખતની મુસાફરી શરુ કરતાં કેટકેટલાં જણને કાગળો લખવાના વિચાર કરી મુકેલા ? નીરખેલી સુંદરતાને શાહીના થોડાક છેકામાં કડી લેવા ધારી હતી, પણ અહીંના સુંદરતા, શ્રમ અને અનુભવોનાં વૈવિધ્યે એ સર્વ મનોરથો અફળ કર્યા. આ બધાંને અંતરમાં ઉતારવા જેટલો સમયે નથી રહેતો. સાંજનાં થાકીપાકીને આવીએ ત્યારે આરામ સાથે ઘણું અંતર પડી જાય તે ખમાતું નથી. અને તેમાંએ ઘણુંખરું રાતના નાટક જોવાનું હોયજ. સન્મુખભાઇ અને કાંતિલાલની માફક હુંએ પત્રો લખી અમર થઇ શકત, પણ ' વો દીન કહાં સે ? ' હશે, એક વાતનો સંતોષ થાય છે કે પત્રાલેખનથી મળતું એ અમરત્વ ઘણું સામાન્ય નહીં થઇ ગયું. પત્રોના લેખક તરીકે હમણાં તો ગુજરાતી સાહિત્યમાં એ બેજ તારાઓ ઝળકવાના. હું નીસાસો મુકું છું, શાને માટે ? એમની આવી એકલતા જોઇને કે એ પદ મને મળતું રહી ગયું તેની નિરાશામાં ? કોણ જાણે ?

પણ જો આવી પ્રસ્તાવના સહિત શોભીતો કાગળ લખવા જઇશ તો મને ખાત્રી છે કે આ કાગળ અધુરોજ રહેવાનો, ને આશા-

જનક છતાં અધવચ અટકેલા જનોના જેવા એના હાલ થવાના. પણ મારાં બગાસાંના ભાર નીચે એનું આયુષ્ય કચરાઇ નહીં જાય તેની હું ખાત્રી નથી આપી શકતી. હું પત્ર લખવા બેસતી હતી ત્યારે ન જન્મેલા બાલક જેવા આ પત્રને મારી સાથેના દ્વિજવર્યે 'દીર્ઘાયુ ભવ'નો આશીર્વાદ આપ્યો હતો તેના પુણ્યે એ કદાચ જીવે તો જીવે.

હવે ગંભીર થઇ જાઓ. અતિશય વિચાર વિના હું ઇટલી વીશે અભિપ્રાય આપવા બેઠી છું. 'અભિપ્રાય' ઘણો ભારે શબ્દ લાગતો હોય તો 'નમ્ર મત' એને બદલે વાંચશો તો ચાલશે.

અમારી સ્ટીમરની જીંદગી વિશે તો તમને અધુરું અધુરું કંઇક લખ્યું છે. આળસુઓને હાલરડાં ગાતા અને કવિઓને પ્રેરણા અર્પતા સમુદ્રદેવને પાછળ મુકી હવે અમે કલાકારો, પોપો, મેડીસીઓ અને સત્તાધિકારીઓનાં સ્મરણો જગાવતી ભૂમિમાં વીચરીએ છીએ. કોન્સ્ટનટાઇન, મેઝીની ને ગેરીબાલ્ડી, અને વીક્ટર ઇમેન્યુઅલનાં સ્મરણોને આ ભૂમિ ઘડીભર ભુલવા દેતી નથી. સેવનોરોલાનો પ્રાણોત્સર્ગ અહીંઆજ સ્વધર્માર્થે થયો હતો. ચિત્રકારો અને શિલ્પીઓએ અહીંઆજ કલામાં પ્રાણ પુર્યા હતા. પોપોની સત્તાનો વિકાસ અને વિલાસ આજ સ્થલોએ જોયા છે. મેડીસીઓનાં સત્તા અને તોર આજ ભૂમિએ સહ્યા હતા. વર્જીલ અને ડેન્ટે જેવાની સરજનહાર વસુંધરાનો ભાગ્યશાળી ખુણો આજ છે. મગરુર રામનોએ જગત્ ઉપર રાજ્ય કર્યું તે અહીંઆથી જ. એમના સ્મરણાવશેષો રજમાં રગદોળાય છે તો એ એમની મગરુબી હજી એટલાજ તોરથી એ સાચવી રહ્યાં છે. શાં કલા, વૈભવ, દમામ, ધર્માંધતા અને શૌર્ય આ ભૂમિમા એક વાર દેખાતાં હતાં! આજે અત્રે એના અવશેષો છે પણ એમાંનો પેલો જીવતો અગ્નિ નથી. સુદ્દઢ છે પણ આત્મા નથી. સાપ ગયા અને લીસોટા રહ્યા!

જગતભરના યાત્રાળુઓ ઇટલીની સુંદરતાની યાત્રાએ આવે છે. એના થંડાં પુતળાં, ઝાંખા થતા ન થતા ચિત્રસમૂહો અને સુંદર આકાશ (આપણે માટે તો નવાઇ વગરનું) જોઇ જોઇને વખાણે છે અને ચાલ્યા જાય છે. આ બધાની પાછળનો જીવંત ઇટલીનો ખ્યાલ કોઇથી લેવાતો નથી. ધબકતું હોય તોએ એનું હૈયું એટલું ધીમું છે કે આવનારના કાન સુધી તે પહોંચી શકતું નથી.

પણ આ બધાનું તત્વલોચન હું શા માટે કરું છું? જે નથી જોઇ શકાતું તેનો શોક મુકી દઇ જે ભૂતકાલને અત્રે જીવતો–લમણે હાથ મુકીને બેઠેલો, શોકાતુર અને ગંભીર છતાં ભવ્ય તેમ આશા-જનક–જોયો છે તેને જ હું તો વર્ણવીશ.

ઇટલીમાં આવનાર પ્રવાસી સૌથી પહેલાં તો એના કલાભંડારો નીરખીનેજ અંજાઇ જાય. આપણા દેશની માફક અહીંની કલા સત્તા અને ધર્મે પોષી છે. એ કલાના પ્રતાપે એ બંનેની અસર પણ સામાન્ય જનસમૂહ ઉપર ઘણી વધી જતી. માઇકલ એન્જેલો, બર-નીની ને રાફેલ; ટીશીઅન અને ટીન્ટોરેટો; ફીલીપ્પો અને ફીલી-પીનો; લીઓનાર્ડો ડી વીંસી ને કેનોવાઃ આ અને એવા એવા બીજા ઘણાએક સમર્થ ચિત્રકારો અને શિલ્પીઓ છે. અહીં આ બધા જુના ઉસ્તાદો (Old masters) ગણાય છે. એક એક કલાસ્વામી-એ પોતાની પાછળ એટલું બધું કામ મુકયું છે કે દરેકનો સર્વાંગ અભ્યાસ કરતાં તો વર્ષો લાગે. ઇટલીની હવેની કલા તો આ બધાનું અનુકરણ છે. દરેક વસ્તુને પ્રકૃતિના એક જાતના ચક્રનો નિયમ લાગુ પડે છે. ટોચ ઉપર પહોંચ્યા પછી પાછું તો ફરવુંજ પડે. અને 'સર્ચલાઇટ'ના પ્રકાશ પછી તો સામાન્ય વીજળીના દીવાઓએ ઝાંખાઝાંખા લાગે. આવું થયું હોય તો ના ન કહેવાય.

અહીંની કલા ધનવાનોની કલા છે. અહીંના કલાવિધાયકોએ કામ કર્યું છે તે ધનવાનો અને ધર્મના આશ્રય નીચે. પરિણામ એ

થયું કે સામાન્ય જનસમૂહના જીવનની સુંદરતાઓને એ કલામાં સ્થાન નથી મળ્યું. કાં તો બાઇબલના જુદા જુદા પ્રસંગો ચીતરવામાં કલાની સફલતા મનાઇ છે કે કાં તો સત્તાવાનોની ધુન પોષવામાં–એમને દેવો કે અસલની દંતકથાઓનાં પાત્રો તરીકે ચીતરવામાં અથવા એ જેવા હતા એવાને અમર કરવામાં એમની સર્વ શક્તિઓ ખર્ચાઇ ગઇ છે. 'મેડોના ને ચાઇલ્ડ' કે ક્રાઇસ્ટનું 'ક્રુસીફીકશન' ન ચીતર્યું હોય એવો તો કોઇ ચિત્રકાર ભાગ્યેજ હશે. છેલ્લાંછેલ્લાં તો અમને એકનો એક વિષય જોતાંજોતાંએ કંટાળો આવતો. 'Good things' ની પણ કૈં હદ હોય છે.

અહીંની ચિત્રકળામાં સૃષ્ટિસૌંદર્યને કૈંજ સ્થાન નથી. પશ્ચાદ્ભુમિ (back ground) તરીકે પણ એનો ઉપયોગ ભાગ્યેજ થાય છે. કુદરત એમને જોઇએ તે કરતાં ઘણી માયાવિની લાગી હશે, કે એમની કલાને ન્યાય આપવાને કે શોભાવવાને ઘણી ઉતરતી લાગી હશે? ગમે તેમ પણ સૃષ્ટિની ભવ્યતામાં દિવ્યતા અને દૈવત્વ કલ્પનારા આપણા આર્યહૃદયને તો આ ખામી તરતજ નજરે ચઢે છે.

અહીંની રંગપુરણી ઘેરી અને ઉંડી વધારે હોય છે. પહેલી નજરે ધ્યાન ન ખેંચે એવા કોઇ ચિત્રને વધારે ને વધારે જોતા જઇએ તેમ તેમ એની વિગતો દૃષ્ટિ આગળ એક પછી એક ઉઘડે છે; અને એને વખાણ્યા વગર રહેવાતું નથી. અહીંના જુના કલાકારોની કલા આપણી બંગાળી સ્કુલને કૈંક મળતી આવે છે. ઇટલીમાં કલાના વિકાસ ને પ્રગતિ ઉત્તરોત્તર એવી રીતે થતાં ગયાં છે કે બધું સામટું જોયા પછી એન્જેલો કે રાફેલની કલા માટેનું આશ્ચર્ય ઉડી જાય છે. આ સ્વતંત્રતાના યુગમાં 'ઓલ્ડ માસ્ટર્સ' (પુરાતન કલાસ્વામીઓ) ની સત્તા અને ધર્મની ગુલામી માટે અમે તે મત આપીએ, તોપણ એમણે જે કર્યું છે તેને માટે 'ઓહો' થયા વિના રહેતું નથી. રંગોની સમૃદ્ધિ, ભાવોનું આલેખન, વિસ્ત-

તતા અને ઝીણુવટ, સફાઇ ( smoothness ) અને આકર્ષકતા એ અહીંની કલાનાં પ્રધાન લક્ષણો છે. શિલ્પકલામાં પણુ આ દેશે અદ્ભુત કામ કર્યું છે. આકૃતિઓની રેખાએ રેખામાંથી જાણે સંપૂર્ણતા ઝરે છે! કેટલીક આકૃતિઓના એકેએક નમુનામાંથી એકએક મહાકાવ્ય નીતરે છે. કઠણુ આરસના ટુકડાઓમાંથી આ લોકોએ એવી ભવ્ય સૃષ્ટિ સરજી છે કે ઘણી વાર તો એ મનુષ્યકૃત હોય એમ નથી લાગતું. આકારદ્વારા માણસ શું શું બનાવી શકે એની કલ્પના તો આ આકારો જેયા પછીજ આવે; પણુ શિલ્પમાં તો આજથી બે હજાર વર્ષ પૂર્વેનાં ગ્રીક અને રોમન પુતળાં જરાએ ઉતરતાં નથી. ગ્રીક અને રોમનોમાં તો શારીરિક આકારોની સંપૂર્ણતા એ જીવનનું લક્ષ્ય ગણાતું હતું. એમના આકારો બધા શારીરિક સંપૂર્ણતાની દૃષ્ટિએ રચાતા; પણુ કાવ્યમયતા ( poetic conception ) તો પાછળથીજ વધી લાગે છે.

કાંસામાં અને કાચમાં પણુ આની આ કળા જુદે રુપે દર્શન દે છે, અને 'મોઝેઇક'માંએ ઝીણા પથ્થર કે કાચમાંથી અદ્ભુત ચિત્રો ઉપજાવે છે. 'ફ્રેસ્કો'ને જોતાં જોતાંએ આંખો થાકે છે. અને 'ટેપેસ્ટ્રી વર્ક' પણુ એમાંની કલા કરતાંએ એની પાછળ રહેલી મહેનતનો ખ્યાલ આપી પ્રશંસા કરાવે છે. હવે તો અમારી પાસે વિશેષણોએ ખુટી ગયાં છે. માત્ર "ઘણું સરસ છે" એ શીવાય બીજું કંઇ જ સુઝતું નથી. ભાઇ મુનશીને બીજાં સરસ વિશેષણો શોધી કાઢવા એચાર વાર વીનવ્યા પણુ ખરા, પણ એમને કહેવામાં પણુ 'બીજાં કૈં સરસ વિશેષણો હવે શોધી કાઢોને' એમ 'સરસ'નો બહિષ્કાર થયો નથી. અને ભાઇ મુનશી તો હમણાં એટલી શક્તિ સાચવી રાખવાનું કહે છે ને બીજાં વિશેષણો શોધવાની તસ્દી લેવાની નાજ પાડે છે. ચાલો શું કરીએ? મોટા માણસ છે.

સ્થાપત્યમાં 'ગોથીક' નું સ્ટાઇલ પ્રાબલ્ય વધારે દેખાય છે. ગ્રીક અને રોમન સ્તંભો, બારકાંઓ વગેરેનો ઉપયોગ પણ ઘણો થાય છે. આરસ વગર તો વાત નહીં; અને તે પણ એક બે જાતના નહીં પણ જેટલા મળે તેટલી જાતના.

અહીંનાં દેવળોમાં 'ઓર્ગન'ની ગોઠવણ ઘણી સરસ હોય છે. એની નળીઓ છાપરામાં થઇ લગભગ આખા હોલમાં પથરાય છે, અને તેને લીધે આખા દેવળમાં સંગીતની ભવ્યતાની અસર છવાઇ જાય છે. રંગીન કાચની બારીઓમાંથી આવતો ધીમો પ્રકાશ એક પ્રકારની ખાસ આધ્યાત્મિકતાભર્યું વાતાવરણ પ્રસારે છે. દેવળમાં પ્રાર્થના કરતા પાદરીઓના અવાજ વેદોચ્ચારને મળતા હોય એવા લાગે છે અને મંદિરની બાંધણી એવી હોય છે કે એનો અવાજ હવામાં તરતો તરતો મોજારૂપે આવતો સ્પષ્ટ લાગે છે. પણ કોણ જાણે કેમ આ કલાના વારસો–ઇટાલીઅનો–મને કૈં ઘણાજ શુષ્ક દેખાય છે.

એમના મુખ પર ગુલાબી છે, છતાં ગુલાબ સ્વાભાવિક કે તાજાં નથી હોતાં. બીજા યુરોપીઅનોને જોવા ટેવાએલી આપણી આંખમાં એમનું નાનું કદ કૈં ધ્યાનમાંજ નથી ઉતરતું. કલામાં આટલું સૌંદર્ય ઉતારનાર લોકોમાં કૈં સૌંદર્ય બહુ ઉભરાઇ જતું હોય એવું પણ નથી લાગતું. એમનું સુધરેલું ગંદાપણું આપણને મહાત કરે છે. આપણી માફક આ લોકો વાતોડીઆ હોય એવા દેખાય છે. ગરીબ પણ દેખાય છે. ધર્મ અને સત્તાના જોતરાંને લીધે એમનો વિકાસ વધતો અટકી ગયો છે, અને યુરોપના બીજા દેશોના પ્રમાણમાં અજ્ઞાન પણ વધારે લાગે છે. ભાષાની મુશ્કેલીને લીધે એમના વીશે બીજું તો શું જોવાય ?

ઇટાલીઅન સંગીત આખા યુરોપમાં ખાસ વખણાય છે. અમે 'ઓપેરા' જોવાની જેટલી તક મળે તેટલી ચુકતાં નથી. કૃત્રિમ ગણો

કે ખરો ગણો પણ આ લોકો અવાજને શું કેળવે છે? આપણાં તાન ને મીંડ છે તેવાં પણ એમનામાં હોય છે. સંગીતમાં ભાવદર્શનની ખુબી તો આ લોકોએજ સિદ્ધ કરી છે; અને 'ઓરકેસ્ટ્રા'ની ગોઠવણ પણ આપણા સંગીતશાસ્ત્રીઓને મુંઝવણમાં નાખે એવી હોય છે. પોણોસો કે સો વાદ્યોનું સંમેલન જરાએ વિસંવાદ ન આવે એવી રીતે કરવું એ કંઈ નાનીસુની વાત નથી. આપણી માફક વાદ્ય સંગીતને અનુસરતું નથી પણ ભાવને અનુસરે છે; અને તેથી એની અસર કંઈ જુદીજ થાય છે. આ સંગીતથી ન ટેવાએલા આપણા કાનને પણ જરાક ટેવ પડે પછી તો એ છેક અંતરમાં ઉંડે જાય છે. અલબત, આપણે 'સીમ્ફનીઓ'નો કે 'વોલ્ટ્ઝ' કે 'માર્ચ' વચ્ચેનો ભેદ ન પારખી શકીએ એ જુદી વાત છે, પણ એ આપણને ડોલાવે છે તો ખરુંજ.

હવે આ કાગળ કયારે પુરો થશે? મને ઉંઘ આવે છે અને હજુ તો મારે કેટલું બધું કહેવાનું છે?

રોમન કેથોલીક અહીંનો ખાસ સંપ્રદાય હોય એમ લાગે છે. અહીંના લોકો શ્રદ્ધાળુ પણ વધારે દેખાય છે. પણ મને એક પ્રશ્ન થાય છે. અજ્ઞાન લોકોનેજ ધાર્મિક થવાનો પરવાનો ખાસ મળતો હોય એવું કેમ દેખાય છે? ધર્મની સ્થાપના જ્ઞાનના પાયા પર રચાય છે. એને ટકાવવા માટે અજ્ઞાનની જરુર કેમ પડતી હશે? અજ્ઞાનજન્ય શ્રદ્ધા ટકાવી રાખતી હશે પણ ઉદ્ધાર કરતી હશે કે નહીં?

પણ આવા આવા પ્રશ્નો નકામા ઉભા કરવા એ મારું કામ નથી.

અમે પોપને મળવા ગએલાં. અમારા અનુભવ કરતાં ત્યાં આવી વર્ણવતાં એ વાતમાં વધારે રસ પુરાશે. કેટલાક અનુભવોજ એવા હોય છે કે એમને દૂરથી જોતાંજ વધારે રસિક બને છે.

પણ પોપની સંસ્થા વીશે એક વાત કહેવા જેવી છે. મધ્યકાલીન ભપકો અને રીતભાત અમને બીજે કયાંય આવી રીતે જોવા

ન મળત. પોપ બીચારો ભલો માણસ લાગતો હતો. કૈં નહીં તો દેખાતો તો હતોજ. એને મળવા જતાં બધાએ આખું શરીર ઢંકાય એવો કાળો પોશાક પહેરવો પડે છે. અમારી રંગીન સાડીઓથી અમે પતંગીઆં જેવાં લાગતાં હઇશું કે કેમ એ સવાલ પર ચાર કલાક નીરાંતે વિચાર કરવાનો વખતજ મળતો નથી એટલીજ મુશ્કેલી છે. અમારું પ્રદર્શન તો શરુ થઇ ગયું હતું, પણ તે તો બધેજ થાય છે.

આ બધું જોયા પછી એક વિચાર સ્ફુર્યા વિના રહેતો નથી. ખ્રીસ્તી ધર્મની અસર અહીંના લોકો પર એ ધર્મમાં રહેલા સિદ્ધાંતોને આધારે છે કે આ કળા, દમામ અને સત્તાના પરિણામરુપે છે? અસલ ઇટલીના દેવદેવીઓને પુજનારાને આ લોકો જંગલી અને નિર્દય કહી ધિક્કારે છે. આ લોકોએ નિર્દય અને જુલ્મ દેખાડેલાં તે તો જાણે લોકોના આત્માનો ઉદ્ધારાર્થે ન હોય! ત્રાસનાં સાધનો હજુએ ખાસ રસપૂર્વક બતાવાય છે. આત્માનો ઉદ્ધાર કરતાં દેહને ત્રાસ દેવો એ તો પુણ્યનું કામ મનાય છે. એ રીતે પણ ક્રાઇસ્ટનો ધર્મ તો પ્રસર્યો!

ખ્રીસ્તી ધર્મને પ્રસારવામાં જુલ્મ અને સત્તાએ થોડો ભાગ નથી ભજવ્યો. કળાની મદદથી એનો દેહ શણગારાયો. લોકોને એણે નમ્રતા શીખવી. નમ્રતા શીખવનારાની નિર્દયતા પર અંકુશ મુકાવાનો ભય પણું ઓછો થતો ગયો.

પંથ કે સંપ્રદાયના બહારના ખોખાંએ કેટલા આત્માઓને કચડી નાખ્યા છે? ધર્મ ઓળખ્યા વિના લોકો ધર્મ પાળે છે. અંતરને શોધવાને બદલે અર્થવાળી કે અર્થ વિનાની ક્રિયાઓ એ જીવનનું મુખ્ય કર્મ મનાય છે. જેણે જેને શોધી હશે તેને ભલે તેમાં અર્થ લાગતો હોય પણ એ અર્થનું ચોકઠું બધાનાં અંતરને બંધબેસતું થતું નથી. ધર્મ કોઇનો આપેલો આવતો નથી. માણસ પોતે શોધે

નહીં ત્યાં સુધી તે તેને જડતો નથી. પણ જન્મના દ્વાર પર તો પાટીઉ ચોઢેલું છેઃ 'ધર્મ શોધવાની સખત મનાઇ છે;' ભુલે ચુકે કોઇ તેને પોતાની મેળે શોધે તો તેને મૂર્ખ માનવામાં આવે છે.

ધર્મની માફક સત્તાની તોક પણ કેટલાક જન્મે ત્યારથી તેમને ગળે ભેરવાએલીજ હોય છે. ગુલામ સ્વતંત્રતાને સભય નીહાળતાં શીખે છે તેમ લોકોનો મોટો ભાગ પણ નાની મોટી એમને વીંટતી સર્વ સાંકળોમાંથી બહાર નીકળવાના કોઇ રડ્યાખડ્યા પ્રયત્નનેએ ભયપૂર્વક નીહાળે છે. જનસમૂહ તો માત્ર પૂજા કરવાનોજ સર્જાએલો છે. જે હાથ એમને ડામે એનેજ પ્રણામ કરવામાં એમનો જન્મારો જાય છે. મેડીચીઓએ અહીંઆ ત્રણસો વર્ષ રાજ્ય કર્યું. યુરોપના સત્તાધારીઓ, મહારાણીઓ અને પોપોનાં પદ એમનામાંથી પુરાયાં, જો-હુકમી કરી અને દુર્ગુણોને પોષ્યા. વૈભવ માણ્યો અને ગરીબોને કચર્યા. પણ એમનાં મંદિરો ને મહેલો, એમનાં કલાભુવનો અને વિહારસ્થાનો તો લોકોની પ્રશંસા અને પૂજાની નજરેજ જોવાશે. એ ભપકો ને દોર-એ મોજશોખ અને સુંદરતા એટલાં આંજી નાખનારાં હોય છે કે એની પાછળ રહેલા ભયંકર સત્યને તે સહેલાઇથી ઢાંકી દે છે.

ઇટલીનું સૃષ્ટિસૌંદર્ય આપણા હીંદના કેટલાક પ્રદેશોને મળતું છે. પહાડોની વચ્ચે ટ્રેન પસાર થાય છે ત્યારે દક્ષિણના ડુંગરાઓની હાર યાદ આવે છે. આપણાં ઝરણાં જેવી નદીઓ સફેદ કાંકરાઓ પરથી મૃદુતાથી સરતી જાય છે. કોઇ કોઇ ખીણો તો ઘણી સરસ લાગે છે.

પણ આ સૃષ્ટિસૌંદર્ય જોયા પછી ત્યાંનું સૌંદર્ય આપણે વધારે પીછાની શકીએ છીએ. આપણે ત્યાંએ સૌંદર્ય તો આથીએ વધારે અને વિવિધતા ભર્યું-વેરાએલું પડયું છે, પણ એને સાહિત્યમાં અમર કરવાને કે વર્ણવવાને-ખરો શબ્દ વાપરીએ તો જાહેરાત આપવાને-કોઇએ દરકાર નથી લીધી. આપણી ખીણો અને પર્વતોએ અહીંના લોકો આવીને આપણને બતાવે ત્યારે આપણે જોઇએ. હીંદુસ્તાનની

એક સારી માર્ગદર્શિકા (ગાઇડબુક) પણ કોઇ હીંદીએ લખી નથી. આપણા કવિઓ અને લેખકો કાં તો સંસ્કૃત કવિઓનું ગાએલું ગાય છે કે અંગ્રેજી ભાવોના પડઘા પાડે છે. પોતાની આંખે જોનાર અને પોતાની ભાષામાં કહેનાર કવિઓ આપણે ત્યાં ક્યારે પાકશે ?

અમે રોમમાં કીટ્સ અને શેલીની કબર જોઇ. નેપલ્સમાં વર્જીલ-ની જોઇ હતી અને ડેન્ટેનાં સ્મરણોથી તો ફ્લોરેન્સ ભરપુર છે. શેલીને માટે તો કોઇ દહાડો નીરાંતે લખીશ. ડેન્ટે તો મેં વાંચ્યો નથી. ડેન્ટે વીશે મેં એક બે વાર્તાઓ વાંચી છે. એની જીવનકથા મેં કૈંક વાંચી છે. એ તો હું ઘણી નાની હતી ત્યારની વાત, પણ ત્યારથી ડેન્ટે મારા પ્રિયજનોની યાદીમાં આવી ગયો છે. એના જેવા માણસની દયા ખાવાનો મને અધિકાર નથી, પણ સહાનુભૂતિ રાખ-વાનો તો છેજ. He moved me so deeply when I read his life's story that I almost loved him; and thought I would have tried to soothe him in a childish way, had he been still alive. ( તેનું જીવન-વૃત્તાંત મેં વાંચ્યું ત્યારે મને એટલી લાગણી થઇ કે મેં તેને લગભગ ચહાવા માંડયું; અને મને લાગ્યું કે તે હજુ જીવતો હોત તો બાલિશ-ભાવથી તેને શાંત્વન દેવાનો યત્ન મેં કર્યો હોત. )

મેં હજુ તમને વીસુવીઅસ-સ્રષ્ટાની અખંડ બળતી વેદી-માટે તો કૈં કહ્યુંજ નહીં. અમે ગયાં ત્યારે સાંજનો વખત હતો. આકાશ વાદળાંથી ઘેરાએલું હતું, પણ સૂર્યનાં કિરણો એક પાસ થઇ નીચેના બેટમાં પડતાં. તેને લીધે જળમાં એક સોનેરી લીસોટો સ્વર્ગના માર્ગ જેવો પડયો હતો. ઉપર કુકસની ‘ ફ્યુનીક્યુલર રેલ્વે ’ મારફતે જવાય છે. સીધા ઢોળાવ પર ચઢતી આ ગાડીમાંથી નીચેનો પ્રદેશ અત્યંત સુંદર લાગતો હતો. સામે દેખાતું નેપલ્સ અને તળેટીમાં દેખાતું બાયા,

પાણીની વચ્ચે જરા દૂર દેખાતો કેપ્રીનો ટાપુ અને પેલો સ્વર્ગનો માર્ગ, વિધરંગી આકાશ અને પાણીઃ એ સર્વ આકાશમાં ધીમે ધીમે ઉપર ચઢતાં જોઇએ તેથી અસરકારક (impressing) લાગતું હતું. અમે તે વખતે બહુ તોફાની મનોદશામાં ન હતાં. આવા સમયમાં ઘણી વાર આવે છે તેવા વિષાદથી અંતર ભારે લાગતું હતું. પણ તેમાંએ કેટલીક મીઠી વૃત્તિઓ કોઇ ફીરસ્તો નરમાશથી આવે અને જાય અને પાછળ મૃદુતા અને સુગંધનું વાતાવરણ પ્રસારી જાય તેમ આવતી અને જતી. આખા દિવસના થાકને લીધે બહારથી જરાક અમે ઢીલાં (dull) લાગતાં પણ જેમ જેમ ઉપર ચઢતાં ગયાં તેમ તેમ એ વૃત્તિ ઓછી થતી ગઇ. આ રેલ્વેને બદલે જો પાંખો ઉડવાને મળી હોત!

ઉપર ચઢ્યા પછી સાંકડી પગથી પર થઇને થોડુંક ચાલવું પડે છે. એ પહાડ પર લાવાની ગંધ હતી. થંડીથી બધાંનાં મોં લાલ થઇ ગયાં હતાં.

અમે જરાક દૂર ગયાં ને સામી ટેકરી પર વીસુવીઅસની અખંડ ધુણીનાં દર્શન થયાં. કોઇ સ્થળે મોતીની સેર જેવી લાગતી એ ધુણી લીલા, ભુરા, ગુલાબી રંગમાં ઉપર ચઢતાં ચઢતાં બદલાતી. એના મુખ પર રાતા પીળા ભડકાની આંચ પણ દેખાતી. આ નિરંતરનો યજ્ઞ જોઇને પ્રકૃતિ સ્તબ્ધ બની હોય તેમ ભય, માન અને આશ્ચર્ય દર્શાવતી એ ત્યાં સ્થિર ઉભેલી લાગતી. એ દિવસ અને એ સ્થળ તો કદી ભુલાય એવાં નથી.

અમારી સાથે કેટલાક અમેરીકન મુસાફરોનું ટોળું પણ હતું. દરેકના હાથમાં બીડેકર (મુસાફરીની માર્ગોપદેશિકા) અને કેમેરા તો હોયજ. કેમેરા વગર તો એમને ચાલીજ ન શકે. કૈં સરસ જગા જોઇ કે એ લોકો ફોટો લેવાની ધમાલ કરવાના. અમે પણ કેમેરા હીંદથી આવતાં મુસાફરીની જરૂરીઆત તરીકે સાથે તો લીધો છે,

પણ કોઇ દિવસ હાથમાં લઇને હજુ ફેરવ્યો નથી. કુદરતની ભવ્યતા અને સૌંદર્યમાં ડુબી જવાને બદલે એ દૃશ્ય ક્યાંથી સરસ પકડાશે એના વિચારમાં, અને થોડો વખત મળ્યો હોય તો તે એ વિચારમાં-જ પુરો કરવામાં અમને કૈં અર્થ દેખાતો નથી. અમે દરેક સ્થળનાં 'પીકચર્સ' અને 'આલ્બમ્સ' તો લઇએજ છીએ. અમારા કેમેરાથી એના સામા ભાગની સફાઇ અમારાથી આવવાની નથી એ ચોક્કસ. આર્યો તો માત્ર કુદરતનું ધ્યાનજ કરે. વ્યાપારી રીતે એની તપાસ ન કરે. અને આર્યતા અમારા પગથી તે માથા સુધી વસે છે. આટલા યુગોની આર્યતાને અમે નિષ્ફલ કેમ કરીએ ?

પોમ્પીઆઇ પણ અમે તેજ સવારે ગયાં હતાં. એ દટાએલા શહેરમાં ફરતાં અમને પણ ઘણાં દટાએલાં સ્મરણો જાગતાં. એમાં ફરતાં તે વખતનાં વ્યાપારનાં સ્મરણો તો આવતાંએ નથી. પણ ત્યારની અદ્ભુતતાઓ (romances)ની કથાજ કલ્પના રચે છે. આજ ગલીઓમાં ફુલ વેચનારી છોકરીઓ બંને પ્રકારના ભ્રમરોને આકર્ષતી હશે. શણગારાએલા રથની હરીફાઇઓ આજ શેરીઓમાં થતી હશે; એજ હમામખાનાંઓમાં યુવાનીને સહજ કથાઓ અને સ્વપ્નોની છતી અને અછતી થતી વાર્તાના રસનો પ્રવાહ નિરંતર જામતો હશે. ચોકમાં બેસી સંગીત ગાતી સુંદરીઓના કંઠના નાદ ઝીલવા......પણ જવા દો, આ કૈં વાર્તા નથી.

અમે વેનીસ જોયું પણ જરાક નિરાશ થયાં. ઘણી વસ્તુઓ ચિત્રમાં જેટલી સરસ લાગે છે તેવી ખરી રીતે હોતી નથી. જલમાર્ગની ગલીઓમાં ઘરોની વચ્ચે પસાર થતાં હોઇએ ત્યારે પાણીમાં દેખાતી લીલ. કચરો ને દુર્ગંધ ચિત્રમાં ન આવી શકે. પાણીના મારથી કાળી થએલી કોરવાળી ભીંતો પણ ચિત્રમાં તો એક જાતનો સુંદર છાયાભાસ (shade) જ આપે. દીવા અને ફુલોથી શણગારેલી નાવોનાં દર્શન અમને ક્યાંએ ન થયાં. માત્ર એક વખત દીવાવાળી

બોટમાં ભીખ માટે ફરતા ઇટાલીઅનોનું સંગીત અમે મોટરબોટમાં રાત્રે ફરવા ગયાં હતાં ત્યારે સાંભળ્યું. ગ્રાંડ કેનાલ શીવાયની ગલીઓમાં તો બોટમાં જવું ગમતું પણ નથી.

પણ વેનીસ રાત્રે સરસ લાગે છે. દિવસ એની ઘણી ખામીઓને દયાહીન રીતે ઉઘાડી કરે છે. રાત્રી એના રુપેરી પાતળા પડદાથી એની ઘણી ખુબીઓમાં નવો જાદુ ઉમેરે છેઁ. અમે ગયાં ત્યારે શુકલ-પક્ષ હતો અને ચંદ્રા તાજું સ્નાન કરી પ્રફુલ્લ થએલી કુમારિકા સમી એનાં કિરણોરુપી કેશને સુકવવા આવતી હતી. જળના ઉંડાણમાં સર્પાકારે વાંકાચુંકા લહેરાઇ સ્નાન કરતા દીપકો અને સ્થિર અને થંડા છતાં ભવ્ય લાગતા ગ્રાન્ડ કેનાલ પરના આરસથી શણગારાએલા મહેલો-માં રાત્રે નવી રમ્યતા ઉઘડે છે. અમારી રાતની ચંદ્રિકામાંની કરેલી મોટર બોટની ટ્રીપ! જીંદગી કોઇ વાર જીવવા જેવી છે.

સૈકાઓ સુધી અહીંઆં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય રહ્યું. આખી દુનીઆમાં એક વાર આની કીર્તિ ગવાતી. કાવાદાવા અને ભયંકરતા એ અહીંના લોકોનાં સદાનાં સાથી રહેતાં. કોઇનું જીવન સલામત નહતું. કોઇના જીવને નીરાંત નહતી. કઠણ હૃદયના ડોજીસની આજ્ઞા એમને કોઇ ઓળખતું નહીં તોપણ સામા બોલ વગર પળાતી. કોઇને પોતાનું મુખ દેખાડવામાં કે ઓળખાઇ જવામાં સલામતી નહતી. ક્રૂર આત્માવાળા સુંદર દેહની માફક વેનીસ જીવ્યું ને તેણે રાજ્ય કર્યું. એની વેદી આગળ નિઃશ્વાસોના ધૂપ ચઢયા. આંસુઓએ તેને પ્રજ્વ-લિત કરી. હવે તો એનાં સ્મરણો નથી ધ્રુજાવતાં કે નથી સહાનુ-ભુતિ આકર્ષતાં. Thank God that I did not live in those days to witness all those things—( પ્રભુનો પાડ માનું છું કે એવું બધું જોવા હું એ સમયમાં પૃથ્વી પર નહોતી ). વેનીસમાં કાચનું કામ અને લેસ સરસ થાય છે.

હવે તો મને ખરેખર ઉંઘ આવે છે. પાંપણો મારા હુકમનો અનાદર વારંવાર કરે છે અને કાગળ પર છેકા પડે છે. મીલાન અમે જોઇ તો નાખ્યું છે પણ હવે બીજી વાર. સૌ. અતિલક્ષ્મી બહેનની તબીયત સારી ન હોવાથી અમે મોંટે કાર્લો જવાનો વિચાર માંડી વાળ્યો છે; અને સીધા કોમો લ્યુગાનો થઈ સ્વીટ્ઝરલેંડ જઇશું.

કુશળ હશો. લી.

**લીલાવતીના** વંદેમાતરમ્

---

## સ્વીટ્ઝરલાંડથી પત્ર

ઇન્ટર્લાકન,

રા. રા. ભાઇ શંકરલાલ!

મારો મીલાનથી લખેલો પત્ર મળ્યો હશે. તે પછી તો અમે ગણતાં ઘણું નહીં લાગે છતાં વગરગણ્યે ઘણું ઘણું લાગે એવું તો કેટલુંએ ફર્યાં. અને હવે ઇન્ટર્લાકનમાં જરા થાક ખાઇએ છીએ.

ઇટલીથી સ્વીટ્ઝરલાંડ આવતાં એક ફાયદો થયો છે. મનુષ્યકૃત કલાને જોઇ જોઇને અમારાં શરીર અને મન બંને થાકી ગયાં હતાં. મીલાન મુક્યું ને કોમો આવ્યું ત્યારથી પ્રકૃતિના સ્વાભાવિક લાલિત્ય શીવાય બીજી વસ્તુઓ અમારે હવે વખાણવી નથી પડતી. પ્રદેશ બદલાયો છે. દૃશ્યો પણ બદલાયાં છે. જોવાની વસ્તુઓએ બદલાઇ છે. ભૂતકાલમાં જીવતા ઇટલીને પાછળ મુકી અમે વર્તમાનની જીવંત પ્રકૃતિમાંથી નવું બળ લઇએ છીએ. પણ તે છતાંએ અમને નીરાંત તો નથીજ. જનાર અને રહેનાર વચ્ચેનો ભેદ અમારે રોજ યાદ રાખવો પડે છે. સમયનો સંકોચ અમારી સામે ડોળા કાઢીને ઉભો

રહે છે. આ યુગનો ચેપી રોગ-થોડા વખતમાં બધું જોઇ લેવાની વૃત્તિ–નાં અમે પણ ભોગ થયાં છીએ; તેથી આળસુ થવાનું ઘણું મન થાય છે છતાં થવાતું નથી. ભાઇ મુનશીની નજરમાં મારે માટે રહ્યું સહ્યું કૈં માન હોય તેટલું સાચવી રાખવા માટે જરા પણ બેદરકારી વિના હું દરરોજ તૈયાર થાઉં છું. એમની દશા પણ મારા કરતાં કૈં સારી નથી. પણ કોઇને હાર કબુલવી ગમતી નથી. પણ ઇન્ટર્લાકનમાં છ દહાડા નહીં રહ્યાં હોત તો આ રમત બહુ નહીં ચાલત. તમે માનશો ? અહીંઆં અમે બે આખા દહાડા આળસુ રહ્યાં. આળસુ થવામાંએ શો લહાવો સમાએલો છે ? કોઇ આ ઘડીએ પુછે તો એની તરફેણમાં મત આપવાને હું તદ્દન તૈયાર છું.

ઇન્ટર્લાકન છેક છેડે આવવાને બદલે એનાથીજ વાતની શરુઆત કરવી એ કૈં શુભચિન્હ ન કહેવાય. સ્વસ્તિ શ્રી મીલાન ગામથી મારે ગણેશ બેસાડવા જોઇતા હતા. સૌ બાબતમાં અનુક્રમ સાચવનારા આપણા આર્ય સ્વભાવમાં આવું અનાર્યત્વ કેમ પેસવા માંડયું ? હાય હાય, હવે ? મારી અનાર્યતાની બીક આ શબ્દો પછી હવે તદ્દન જતી રહે છે.

Attention please!

( જરા ધ્યાન આપો હવે )

મીલાનના ભવ્ય કેથીડ્રલ માટે તમને મેં કૈં લખ્યું છે કે નહીં?

મીલાનનું કેથીડ્રલ આખી દુનીઆમાં ગોથીક સ્થાપત્યનો સર્વોત્તમ નમુનો છે. એને જોવું એટલે વખાણવું; અને વખાણવું એટલુંજ નહીં પણ એનું ચિત્ર મગજમાં રોજ સાથે લઇને ફરવું. એ એટલું મોટું છે છતાં એટલું નાજુક લાગે છે કે રખેને એને કૈં ઇજા તો નહીં થાય એવો ભય લાગે છે. એની બાંધણી, એના ‘ Spires ’ ની અણીઓ, એના પર મુકેલાં પુતળાં, એના પર ચઢવાનો મીનારો એ

બધાં નાજુક ને સાથે એવાં મજબુત લાગે છે કે એને જોઇ રહેવા-નુંજ મન થાય. દેવળની અંદરની રચના ઘણીજ ગંભીર અસર કર-નારી છે. બીજા બધાં દેવળો કરતાં મીલાનના કેથીડ્રલનું અંદરનું વાતાવરણ ખાસ એનું લાક્ષણિક છે. સેંટ પીટરમાંએ કલા તો ઘણીએ છે પણ એ બહુ અલંકૃત લાગે છે. મીલાનના કેથી ્રલની અસર શાંત, ગંભીર, અને ગૂઢ ભાવોને જગાડનારી છે. કદાચ અમે એવી મનોવૃત્તિમાં પણ હોઇએ.

મીલાનની બીજી સરસ વસ્તુ એ ત્યાંનું કબ્રસ્તાન. શી કલા અને ભાવનાઓ ત્યાં વેરાઇ રહી છે ? ત્યાં સુવાને માટે તો મૃત્યુની સાથેએ પ્રેમમાં પડવાનું મન થાય. મૃત્યુને દ્વારે આંસુ કરતાંએ અમૂલ્ય ભાવોની ભેટ વહાલાઓને કાજે ત્યાં ચઢાવેલી છે. મૃત્યુએ ત્યાં એની ભયંકરતા મુકી દીધી છે; પણ એના લલચાવે એવા બાગમાંથી એ આમંત્રણો તો રોજ કાઢયેજ જાય છે.અમારામાં મરતી વખતે 'સિદ્ધક્ષેત્રમાં વાસ હજો ' એમ મરનાર આગળ કહેવાય છે. મીલાનના કબ્રસ્તાનનું નામ એને બદલે કોઇ મારે માટે ઉચ્ચારે તો મને જરાએ વાંધો નથી.

મીલાનથી થોડે દૂર ' શર્ટોઝા ડી પાવીઆ ' નામનો એક સાધુઓનો સુંદર મઠ છે. ત્યાંના સાધુઓએ ચિત્રો અને આરસની આકૃતિઓ કાઢીને સુંદર કામ ત્યાં કરેલું છે. દિવસ ને રાત મઠના કેદખાનામાં એમને આ પડછાયાઓ ઘેરતા હશે. આ જીવતા માણુસ-ની ઘોરમાં ( કોણ જાણે કેમ પણ અસલના મઠો મને એવોજ ખ્યાલ આપે છે ) આ ચિત્રોને બહારની દુનીઆમાં કોઇ પણ રુપે આકાર લેવાની પરવાનગી ન હતી. ગુંગળાઇ જતી એ શક્તિઓએ છેવટે આ મઠના ખુણેખુણા પર આકાર લેવા માંડયો. માણસો પોતે પથર જેવા થયા ત્યારે પથરમાં એમણે જીવ આણ્યો. એમને એથી શું આશ્વાસન મળતું હશે ?

પણ જેમને માટે જીવનનાં દ્વાર સીધી રીતે ઉઘાડાં ન હતાં

તેમની પાસે જીવન પાછલે બારણેથી ચોરની માફક આવતું. અને સાધારણ માણસને જે વસ્તુ પવિત્ર રાખે તે એમના પર ગુનેહગારની છાપ દઇને જતી. આપણા સામાન્ય જીવનમાંએ કેટલીક નિર્મલ મજાહોએ ચોરીનું રુપ લીધું છે!

મીલાન છોડયા પછી તો અમે ઘણોખરો સરોવરોનો પ્રદેશજ ર્ફ્યા છીએ. દરેક સ્થળે એકની એક છતાં નવી નવી રીતે ઉઘડતી સુંદરતાનું તે શું વર્ણન લખું?

સૃષ્ટિની સુંદરતા જોવાને માટે તો અનુકૂલ મનોદશા જોઇએ છે. ઘણી વાર ખામી વગરની સુંદરતા નજર આગળ આવીને અથડાય છે પણ તે વખતે જરા આડી આંખે જોઇને ચાલ્યાં જવાનું મન થાય છે. તે વખતે 'એક પણ ખામી એમાં કેમ નથી' એ વિચારે ગુસ્સે થવાનું મન થાય છે. કુદરત એટલી સંપૂર્ણ હોય ત્યારે તમને એમ લાગે કે તમારું ત્યાં સ્થાન નથી. તમે એની ખામી કાઢી શકતા નથી. તમે એમાં કંઇ ઉમેરી શકતા નથી. એ ઘડીએ, ધારો કે તમને સ્રષ્ટાની પદવી મળે તો તમારે માટે કંઇજ કરવાનું બાકી રહેલું નથી હોતું. તમે એને જુઓ અને વખાણો. તમારાથી એની અંદર કંઇજ ફેરફાર ન સુચવી શકાય. તમે એને બનાવી કે આકાર અર્પી ન શકો. માણસના અભિમાનને તેથી ક્ષોભ થાય છે, અને તે ચીઢવાય છે. તેની શક્તિની વાંછના તેથી સંતોષાતી નથી. મુખ ફેરવીને તેને જતા રહેવાનું મન થાય છે. શા માટે તે આવી ખામી વગરની ને સુંદર થઇ?

પણ જ્યારે તે ચપલ અને બદલાતી હોય અને તેના સામટા બળથી થકવતી હોય ત્યારે તમને એના તાલમાં એકતા સાધતાં સંકોચ નડતો નથી. એના ફેરફારોથી પર હોઇ તમે એની પ્રતીક્ષા કરી શકો, અને લોલ પ્રકૃતિનાં બદલાતાં સ્વરુપો જોઇ આનંદ માણી શકો. મસ્તાન બાલકની માફક કારણ વગર તે ગુસ્સે થાય છે. પણ

તેની સ્થિરતા કરતાં તેની બદલાતી વૃત્તિઓ અને મરડાટ વધારે આકર્ષક લાગે છે. ત્યારે તે શબ્દો વર્ણવે તે કરતાંએ વધારે સુંદર લાગે છે. ફેરફારોથી પર રહેવાનો હક્ક તો માત્ર તે પરમ પુરુષને એકલાનેજ છે. આપણે અસ્થિરતાથી થાકી જઇએ ત્યારે એની અખંડતામાં વિશ્રામ લેવા માટે આપણે એને અજર અને અમર કલ્પ્યો છે, કારણ કે આ વિવિધતાઓથી થાકીને કોઇ દિવસ આપણને વીસામો જોઇશે એમ આપણને ખાત્રી છે. અને પ્રકૃતિના ઉદય કે પ્રલય વખતે સર્વથી પર કોઇ એક વસ્તુ એવી છે કે એ સર્વ વિવિધતાઓમાં અચલ અને અસ્પર્શ્ય રહી શકે; એવું માનવામાં આપણને નીરાંત વળે છે. આ અનિત્ય સંસારમાં પકડી રાખવાને—વળગી રહેવાને—એ એક નિત્યસ્થાન છે. નિરાશા અને દુઃખથી એના વિના આપણે રઝળી ગયાં હોત!

પણ તમે કહેશો કે આ તો બધી ફીલસુફી છે, અને મારે ને એને તો બાર ગાઉનું છેટું છે. કોઇ મહર્ષિનું પદ મળે નહીં ત્યાં સુધી મેં એની સાથે દોસ્તી ન કરવાનો નિશ્ચય કર્યો છે. કોઇ વાર આવી રીતે છાનીમાની આવી જાય તો એને કાઢી મુકવાને હું વાર લગાડતી નથી.

ઇટલી અને સ્વીટ્ઝરલાંડનાં સરોવરો રચતી વખતે સ્રષ્ટાને ઘણી ફુરસદ હતી એમ લાગે છે. એ પરમેશ્વર જરા ફાંટાબાજ તો ખરોજ કે આવી રીતે આ પાણી અહીં બધું રેડી દીધું અને પાણી વિના આપણા કચ્છનાં ગામડાં ઉનાળામાં બીચારાં ટળવળે છે તોએ ત્યાં થોડું મોકલવાની દરકારે કરી નહીં. શું સૃષ્ટિ રચવા બેઠા છે તે એક જગાએ ખોબે ભરી સુંદરતા વેરી દીધી ત્યારે બીજા સ્થળમાં તદ્દન ઉજ્જડ! 'સીમેટ્રી' કે સરખાપણું તો મળેજ નહીં. એક સ્થળે મોટા ટેકરો ત્યારે બીજે મોટા પાર વિનાનો ખાડો. એના કરતાં તો આપણે માણસો સારાં કે એક નાનો સરખો બાગ બનાવીએ તોએ કેવો સરસ ને માપસર કે એક ખુણો ન વધારે કે ઓછો. આપણી

સરખી કરેલી વાડોની ભાત જોવા એક વાર જરુર એણે અહીં આવવું જોઇએ. શું ધારો છો?

પહાડોની વચ્ચે આ સરોવરો આવેલાં છે. દરેક સરોવરની બંને પાસ કીનારા પર ગામો આવેલાં છે. સફાઇ અને સ્વચ્છતા રાખવાની તો આ લોકોને ઘણી ખરાબ ટેવ છે. આપણે ત્યાં તો એ ઘણીજ અક્ષમ્ય ગણાય. પણ અનાર્યોને બધુંજ કરવાની છુટ છે. પર્વત-ના એક દૂરના છેડાના ગામડામાંએ આ લોકોએ અર્વાચીન જગત-નો ખ્યાલ આપે તેવા 'શો રુમ્સ' અને દુકાનો વસાવેલાં છે; મોટા શહેરમાં મળી શકે તેટલીજ સગવડવાળાં ઘરો ને હોટેલો બાંધેલાં છે; બરફનાં ઉંચામાં ઉંચાં શિખરો પર જવાને રેલ્વેઓ બાંધેલી છે, અને મોટરોને માટે સરસ રસ્તા બાંધેલા છે. આપણા રસ્તાની તો મુંબઇની મ્યુનીસીપાલીટી સંભાળ નહીં રાખે ત્યાં બીજાની શી આશા?

લોકો સુંદર ન કહેવાય પણ તંદુરસ્ત, મનોહર ને આંખને ગમે એવા છે. માતેલાં ઢોરો જોઇ આપણાં મુડદાલ ઢોરોની સાથે સરખા-મણી કર્યા વિના રહેવાતી નથી. સ્વીટ્ઝરલાંડમાં જર્મન, ફ્રેંચ, ઇટા-લીઅન અને સ્વીસ એ ચાર ભાષાઓ તો સાધારણ રીતે ચાલે છે. સ્વીટ્ઝરલાંડનાં બધાં પ્રગણાંઓ જુદાં છે, ભાષાઓમાં ફેર છે, આધિ-પત્ય જુદાંજુદાં છે; છતાં ઐક્ય અને સ્વતંત્રતાની ભાવના એમની રગેરગમાં ઉછળે છે. એમને નથી ભાષાનો બાધ નડતો કે નથી ધર્મનો. સુખી લોકો! આપણી દશાની એમને શી ખબર?

અમે યુંગફ્રાઉ અને ગ્રીન્ડલવોલ્ડના બરફના શિખરો પર જઇ આવ્યાં. હિમલક્ષ્મીને કલ્પ્યા કરતાં જોવામાં વધારે મજાહ છે. ગ્રીન્ડ-લવોલ્ડમાં તો અમે 'આઇસ ગ્રોટો' (બરફની ગુફા) માં ગએલાં. સંસ્કૃત કવિઓએ હિમાલયના શિખરોનાં વર્ણન લખેલાં છે પણ કોઇ દિવસ હિમાલય પર ચઢવાની તસ્દી લીધી હશે કે નહીં? આ શિખરો તો ચંદ્રમૌલિની ચંદ્રલેખાના પ્રકાશથી પાવન નથી થયાં, કે કિન્નરો-

નાં ગણુ અહીંઆ વસતા જણાતાં નથી. દેવદારુનાં વન છે, પણ ચમરી ગાયોના શરીરની ચેળ ઉતારવાનું સદ્ભાગ્ય કોઇ દિવસ એમને મળ્યું હશે કે કેમ એની મને શંકા છે. પણ છતાંએ—શું કહું—સરસ? તે શીવાય બીજો શબ્દ મને જડતો નથી—ઘણુંજ સરસ લાગતું હતું. પ્રકૃતિનાં 'Wildness' અને 'Abondon' વિના આવો આનંદ બીજે ક્યાં જડે?

અહીનાં બરફ વિનાના શિખરો પણ સુંદર લાગે છે. તેજ અને છાયાના ભેદ જોવા આવા સ્થળોમાં આંખે ચઢે છે અને અનેક પ્રકારની સુચનાઓ કરી આકર્ષણ કરે છે તેવા બીજે કોઇ સ્થળે નથી થતા. બરફ અને પર્વતો, પાણી અને જમીન, કીનારા અને ગામો એ સર્વનો સંગમ અહીંઆં એટલી સુંદર રીતે થયો છે કે બધાંથી આ સ્થળો વધારે અદ્ભુત બન્યાં છે. લોકો એમનાં ઘરો ને ગામો સજાવવામાં રસવૃત્તિ દેખાડે છે ને તેથી બધાંની વચ્ચે સંવાદિતા રહે છે.

લ્યુસર્નમાં અમે અસલના સરોવરગૃહોના યુગમાં લોકો કેમ રહેતા અને 'ગ્લેશીઅલ પીરીઅડ' (બરફમય યુગ) કેવો હતો તેનું એક સંગ્રહસ્થાન હતું તે જોવા ગયાં હતાં. ત્યાંની ગોઠવણુ ઘણી રસ પડે એવી છે. એને માટે વિસ્તારથી લખવા જેટલી ધીરજ તો મારામાં અત્યારે નથી. પણ ત્યાંની 'મુરીશ' ભુલભુલામણીઓમાં એવી મજાહ પડી હતી! તમે આ વાંચશો ત્યારે મને ખાત્રી છે કે એ જોવાની ઉત્સુકતા તમને થયા વિના રહેવાની નથી. તમે જ્યાં સુધી નથી જોયું ત્યાં સુધી ખુબ ભાર દઇને એના વખાણ કરવામાં મને બમણો રસ આવવાનો.

ઇન્ટર્લાકનમાં અમે બે મોટા ધોધ અને ગુફાઓ જોયાં. એક ગુફા તો એવી મોટી હતી કે અંદર ને અંદર અમે એક કલાક તો ચાલ્યાં. એમાંથી એક મોટો ધોધ જોરથી બહાર નીકળે છે. અંદર

ઠેકઠેકાણે પથરમાં સ્વાભાવિક આકારો થઇ ગયા છે. કેટલાં તો શિવ-લિંગો બન્યાં છે. આપણે ત્યાં હોત તો એ જાત્રાનું ધામ બનત, કેટલાએ ભાવિક ભકતો આવીને કૃતાર્થ થાત અને હૈયાં પાવન કરત. આ દેશમાં બીચારાંને યુગો સુધી ભકતો માટે વાટ જોયાજ કરવી પડશે. આટલી બધી મૂર્તિઓ અને કોઇ એમને નમનાર નહીં! આટલી બધી પૂજ્યતા છતાં કોઇને અહીંઆ સંસારસિંધુ તરવાની દાનત નહીં. અફસોસ!

અમે અહીંઆ સવાર સાંજ ફરવા જઇ શકીએ છીએ. કોઇ-કોઇ વખત તો આકાશમાંથી ફુલો ગરતાં હોય તેવો બરફ પડે છે ત્યારે તો ખુબ મજાહ પડે છે. છત્રો પર ને કોટ પર એનાં બિંદુઓ એવાં સરસ બાઝે છે કે મોતી ટાંક્યાં હોય એવું લાગે છે અને અમારો પોશાક મહારાજાઓ કરતાંએ મહા મૂલ્યવાન્ બની રહે છે.

પણ ઘણી વાર મને સ્વર્ગ કરતાં નરક વધારે પસંદ પડે છે. સ્વપ્નમાં જોવા માટે સ્વર્ગ એ ઘણી સરસ જગ્યા છે. વાદળાના રથમાં ઉડવામાંએ એક જાતનું સંવેદન થાય છે, પણ જમીન પર ચાલવાની મજાહ સાદી છે છતાં ઉતરતી નથી. સ્વર્ગમાં તમે શું કરો? કોઇ વૃક્ષની છાયામાં લાંબા પગ કરીને બેસો અને એક જાતનો સંતોષ અનુભવો, કે પરીઓની વાતમાં આવે છે તેવા સોનારૂપાના મહેલોમાં રહી કંઈ કામ વગર શું કરવું તે સુઝ ન પડવાથી બગાસાં ખાયા કરો. ત્યાં તમારે નથી કંઈ શીખવાનું કે જાણવાનું હોતું. કારણ કે તમે તો જ્ઞાનની જરુર ન પડે એવા સ્વર્ગના ભોક્તા છો. ત્યાં દુઃખનો અભાવ હોય એટલે સુખ કીંમત વિનાનું થઇ જાય છે. ત્યાં સદા પ્રકાશજ હોય એટલે અંધકારના અતલ ઉંડાણમાં રહેલી અદ્દભુતતાઓ નીરખવાની તક તો કદી મળેજ નહીં. છેવટ તો તમે કંટાળો ને શું કરવું તેએ સુઝે નહીં. માણસથી વિલક્ષણતા વગર સુખીજ નથી થવાતું.

પણ નરકમાં તેમ નથી. વેદનાઓ સહન કરવા ત્યાં રોજ તૈઆર રહેવું પડે છે. સમરાંગણમાં ઝુઝવા ત્યાં સદા વ્યવસાયી રહેવું પડે છે. શક્તિઓને કટાવા દેવી ત્યાં પાલવતી નથી. થાક ખાવાનો સમય નથી હોતો એટલે થાકવાનો વિચાર સરખોએ ત્યાં નથી આવતો. ત્યાં શક્તિઓ રોજ સરાણે ચઢેલી રહે છે. ત્યાં તમારી શક્તિઓનું સદા તમને ભાન હોય છે, There you can act, you can live, and not die a death of boredom ! (ત્યાં તમે કંઇક પ્રવૃત્તિ કરી શકો. કંટાળાના માર્યા ત્યાં મરી જવું નથી પડતું.) સ્વર્ગ એ હવા ખાવાની, સ્વપ્નાં જોવાની, થાક ખાવાની જગ્યા છે. રહેવાને માટે તો નરક વધારે સુયોગ્ય સ્થલ છે. સ્વીટ્ઝરલાંડના આ સુંદર સ્વર્ગમાંએ આવી જીંદગી જીવવાનું નહીં પાલવે. મન અને શરીરના ઘસારા પુરવાજ અહીં તો આવી શકાય.

આ કહ્યા પછી બે શબ્દો ઉમેરું નહીં તો તમારા સાક્ષર આત્માને ચેન નહીં પડે. સુંદર સ્થાનનાં માત્ર વખાણજ કરવાં જોઇએ એ આપણી જુની પ્રણાલિકા મેં બરાબર સાચવી નથી, તેથી તમારા આત્માને બહુ દુખાવા નહીં દેશો એવી આશા રાખું છું.

સ્વીટ્ઝરલાંડ સુંદર છે. શબ્દોથી કહી શકાય તે કરતાં પણ વધારે સુદર છે. અમારી ત્રિમૂર્તિના જુદા જુદા દૃષ્ટિકોણથી એને અમે જુદી જુદી રીતે જોઇ શકીએ છીએ. સૌ. અતિલક્ષ્મી બહેન સાદી ઉપમાઓથી એને ' Homely ' ( જાણે આપણુંજ ) બનાવે છે, તેથી સંકોચ વિના અમે એની સાથે સંબંધમાં આવી શકીએ છીએ. ભાઇ મુનશી એમની રીત પ્રમાણે એનામાં ભવ્યતા અને ગૌરવ અર્પે છે તેથી એની ગૂઢતા વધારે સૂક્ષ્મ રીતે જોઇ શકાય છે. અને હું તો ઘડીઆળના લોલકની માફક બને છેડે અડકી કંઇક નવું કહું છું કે કંઇ નવું લેઇ આવું છું.

ત્યાંના ખબર તો તમે લખતાજ નથી. હવેથી જરા વધારે વિગતવાર લખશો.

લી.

**લીલાવતીના**

વંદેમાતરમ્.



## પેરીસથી પત્ર

**પેરીસ,**

રા. ભાઇ શંકરલાલ !

દુનીઆની સર્વોતમ નગરી પેરીસમાં અમે એક અઠવાડીઉં થયાં આવ્યાં છીએ. જેના સ્વપ્નમાં જોઇ જોઇ થાકી ગયાં હતાં, વર્ણનો વાંચી જેને જોવાને મન તલપાપડ થઇ રહ્યું હતું તે પેરીસ તે આજ કે બીજું ?

એક વરસાદવાળી સવારે અમે ઉંઘતા પેરીસમાં આવી પહોંચ્યાં. સ્ટેશન આવ્યું ને હૃદય કુદી ઉઠયું. લી–સાલોમાં આખી રાત મુસાફરી કરી અમે કંટાળી ગયા હતાં. પેરીસીઅનોને લી–સાલો ગમે તેટલો અનુકૂલ અને સગવડવાળો ડબ્બો લાગતો હશે, પણ બીછાનાં પાથરી હીંદુસ્તાનમાં નીરાંતે મુસાફરી કરનારને વગરબીછાને લી–સાલોંની કઠણ બેઠક પર સુવું એ કંઈ ઘણો સુખકારક અનુભવ નહીં લાગે. અને અમે એક એક બંનુસ સાથે રાખ્યું હતું તે અમારે માટે પુરતું નહતું. ગમે તેમ, અમે યુરોપના લી–સાલોંમાં તો બેઠાં.

ઉતરતી વખતે આશા આવી કે હોટેલમાં ઝટ જઇ સરસ બીછાનામાં તરત ભરાઇ જવાનું મળશે. પણ ધરણીધરે અમારે માટે નશીબમાં તે દિવસે તે નીર્માયું નહોતું. સ્ટેશન પર ઉતરી અમે કસ્ટમ-હાઉસમાં ગયાં ત્યાં અમારો ‘ લગેજ ’ કરેલો સામાનજ મળે નહીં. માત્ર પહેરેલાં કપડાં સીવાય અમારી પાસે બીજું કંઈજ નહોતું. લગેજ

કરેલો સામાન સરહદ પર અટકાવ્યો હતો. સરહદ પર સામાન દેખાડવો પડે છે એ ભાન છેક અત્યારે આવ્યું એટલે નકામું હતું. હોટેલમાં તરત પહોંચી જવાની આશાએ મારા માથા પર શરીર ધારણ કરી ગોળગોળ ફરવા માંડયું. એને ઠપકો દેતી હોઉં તેમ હવામાં હું જોઇ રહી. પેરીસપ્રવેશનો આ પહેલો અનુભવ.

કુક્સને ત્યાંથી પોન્ટરલીઅર તાર કરાવવાનો વિચાર કરી ત્યાંથી તો જેમતેમ નીકળ્યાં. ભીનો રસ્તો, ઘનઘોર આકાશ અને ઉંઘતું પેરીસ એ તે વખતે તો ઘણુંજ અનાકર્ષક લાગ્યાં. લગભગ અડધા કલાકના ‘ ડ્રાઇવ ’ પછી અમે હોટેલમાં પહોંચ્યાં. કૉન્ટીનેન્ટ ’ માં રાજામહારાજા જેવા માનપૂર્વક અમારું સ્વાગત થતું તેને બદલે અહીંના ‘ કૉન્સીઅર્જે ’ અમારી ખાસ દરકાર કર્યા વગર નામઠામ લખાવી રુમની ચાવીઓ સાથે માણસ મોકલ્યો એ અમને કૈં ઘણું પસંદ પડયું નહીં. અમે કેવાં મોટાં માણસ છીએ તેની એ બીચારાને શી ખબર ? કદાચ અમારો ઉંઘરેટો દેખાવ અને રાતનાં ચોળાએલાં કપડાં જોઇને એણે ભુલ કરી હશે. વખતે કૈંપણ સામાન વિના આવનાર તરફ એની માનવૃત્તિએ એકદમ ધસારો નહીં કર્યો હોય. ગમે તેમ પણ બહારના દેખાવને આટલું બધું મહત્ત્વ આપવાથી દુનીઆમાં ઘણા સારા માણસોની કીંમત થતી નથી. છેવટે એ તો ગરીબ બીચારો કૉન્સીઅર્જ કેની ? હશે.

મીલાનથી અમારી મોટી કેબીન ટ્રંકો કુક્સમાં અહીં સીધી મોકલી આપી હતી એટલે છેક રખડી નહીં જવાય એવી થોડી ઘણી તો આશા હતી. રુમમાં જઇ બીછાનામાં પડવાને બદલે ગરમ પાણીનો ‘બાથ’ લીધો અને નાસ્તો કરી ભાઇ મુનશી એ પેટીઓની તપાસમાં સીધાવ્યા. એમને કુક્સને ત્યાંથી ખબર મળી કે અમારાં કપડાં પહેરવાના કપડાં હોઇ શકે નહીં પણ વેચવાનાં છે, એમ જાણી કસ્ટમહાઉસમાંથી લઇ જવા દેવામાં નહોતાં આવ્યાં. તેને ખાત્રી કરાવવા ભાઇ મુનશી અમને લેવા પાછા

આવ્યા. વળી પાછા અડધા કલાકે અમે ત્યાં પહોંચ્યાં, અને અમારી હાજરી અને કપડાંના દર્શન કરાવી ત્યાંના અમલદારનો સંશય છેદવાનું મહાકાર્ય કર્યું. વગરબોલ્યે બીચારાએ પેટીઓ સોંપી દીધી, અને અમે ડાહ્યા માણસોની ગણત્રીમાંથી નામ છેકાઇ જાય એટલું હસતાં-હસતાં પાછાં આવ્યાં. કેટલીક વિધિ પછી ચાર દહાડે પોન્ટરલીઅરથી પેટીઓ આવી, પણ તે પહેલાં તો ફ્રાન્સ દેશના વ્યાપારને હીંદુસ્તાન-ની સકમાઇના પૈસાથી કેટલુંક ઉત્તેજન આપવું પડયું હતું. મુશ્કેલી-માંથી આમ અકસ્માત્ બચી જવા માટે ત્યાં આવ્યા પછી એ પૈસાનું તેલ હનુમાનજીને ચઢાવવાની મેં માનતા રાખી છે.

પેરીસ વીશે મારા મનમાં કંઈ અજબ ખ્યાલ હતો. એ શહેરની કલા અને સુંદરતા માટે એટલું એટલું ધારી મુકયું હતું કે એ પણ આ યુગનું એના છેલ્લામાં છેલ્લા ‘ સુધારા ’ સહિતનું શહેર છે એ હું છેક ભુલી ગઇ હતી. મેં જ્યારે અહીંઆ લાલ પીળાં ભયંકર લગતાં પોસ્ટરો ઠેકઠેકાણે જોયાં અને ટ્રામોના ગડગડાટનું સંગીત સાંભળ્યું ત્યારે એકદમ સ્વપ્નામાંથી જાગતી હોઉં એમ ચમકીને જોયું. ‘ આ પેરીસ ! પેરીસ તે આજ ? એ આવું હોઇ શકે ? ’ કેમ ખાત્રી કરવી કે પેરીસ તે આજ હતું ?

પણ આ અઠવાડીઉં રહ્યા પછી હવે તો ખાત્રી થઇ ગઇ છે કે પેરીસ તે આજ છે. સુવાના અને જમવાના સમય સીવાય અમે મોટરને અમારું નિવાસસ્થાન બનાવ્યું છે, અને એની મદદથી પેરીસ-ના જેટલા ખુણા ફરાય તેટલા ફરવામાં બાકી નથી રાખ્યા. પ્રખ્યાત માર્ગોમાં શ્રેષ્ઠ શાંઝ્-એલીસી કેટલીએ વાર પસાર કર્યો, અને બાસ્ટીલનો કીલ્લો જ્યાં હતો તે નગરચોક કેટલીએ વાર ઓળંગ્યો. નોત્રદામના ટાવર પર ચઢી આવ્યાં; અને એફીઅલ ટાવર પર ચઢી પેરીસ જોયું. માલ્મેઇઝું જઇ જોસફાઇન અને નેપોલીઅનનાં સ્મરણો પર ઓપ આપ્યો; અને વેરસાઇ જઇ લુઇઓના વિલાસોની ઝાંખી કરી આવ્યાં.

લેટીન ક્વોર્ટર્સના દૂરથી દર્શન કરી ત્યાંના જીવનનાં કૈં કૈં છાયાચિત્રો દોર્યાં; અને લુવ્રમાં ફરી આંખો, પગ અને બુદ્ધિને થકવી આવ્યાં. પેરીસ આવીને કરવા લાયક અમે શું શું નથી કર્યું ?

ઇતિહાસને જીવંત રાખવાની આ લોકોની શક્તિ માટે શું કહેવું ? લુઇઓનાં સારા ખોટાં સ્મરણચિન્હો હજુ અહીં મોજુદ છે. કેથીરાઇન ડી મેડીચી અને એન્ટોઇનેટ, પોમ્પાડુર ને માદામ ડુખારી, માર્ગરેટ અને એન ઓફ ઓસ્ટ્રીઆનાં પરાક્રમો (!) આ લોક હજુ ભુલી નથી ગયાં. ફ્રેન્ચ રેવોલ્યુશનના સેંકડો અવશેષો હજુ એમ ને એમ છે. નેપોલીઅન ને જોન ઓફ આર્ક તો હજુ સદેહે અહીંઆ જીવે છે, અને જોસફાઇન ને કેટલેક અંશે મેરીઆ પણ એની સાથે-સાથે જીવ્યાંજ કરવાનાં. નેપોલીઅન ત્રીજો અને તેની રાણી તો હજુ જુનાંએ નથી થયાં. વોલ્ટેર, રુસો ને ડીડેરોટ, મીરાબો ને ડેંટન, હ્યુગો અને ડુમાઃ એ સૌ પોતપોતાના ક્ષેત્રોમાં હજુ એમ ને એમ ભવિષ્યકાળમાં દૃષ્ટિ નાખતા ઉભા છે. લોકો એ બધામાંથી હજુ પ્રેરણા લે છે. નિત્ય વિવિધતા દાખવતા ફ્રેન્ચ સ્વભાવના આ બધા વળગી રહેવાના ખીલાઓ છે. એને બંધાઇને એ બધાં ગમે તેટલાં કુદે તોએ સ્થાનભ્રષ્ટ થતાં નથી કે પ્રગતિની કુચમાં ખોવાઇ જતાં નથી. આવી પ્રજા ઘા ઝીલતાં ઝીલતાંએ ઘસાય નહીં અને પડે તોએ પાછી ઉઠે એમાં શું આશ્ચર્ય ?

અહીંના લોકો આનંદી અને મોજીલા છે. વિવિધતાની પાછળ દોડનારા છે. શોખીન અને વિનોદપ્રિય છે. દર દહાડે એમને વાત બદલવા જોઇએ છે. દર અઠવાડીએ એમને નાટક જોવા જોઇએ છે. દર મહીને એ પોતાના કપડાંની ફેશન બદલે છે. દર વર્ષે એમના સાહિત્યમાં નવાં પુર આવે છે. દર દસકે એમની સંસ્કૃતિના રુપરંગ બદલાય છે. પેઢી બદલાય તે પહેલાં એમની ફીલસુફી નવી દિશા શોધે છે. સૈકો પુરો થાય તે પહેલાં એમના રાજ્યબંધારણમાં ઉથલ-

પાથલ થયા વિના રહેતી તથી. અને તેઓ આ બધા ફેરફારોમાં એ લોકો તદ્દન ફ્રેન્ચ રહે છે. એમનું દેશાભિમાન, એમનું જાતિઅભિમાન, એમનું ભાષાભિમાન દરેક ફેરફારના વા ખાવા છતાં અચલ રહે છે. એને લીધે એ નથી ખોવાઇ જતા કે નથી ખરાબે ચઢતા.

ફ્રેન્સ સંસ્કૃતિ બીજા બધાથી તદ્દન જુદીજ પરખાઇ આવે છે. એની ભાષા દરેક સૂક્ષ્મભાવને સ્પષ્ટ રીતે બતાવે અથવા એ ભાષાને લીધેજ એની સૂક્ષ્મતા વધારે સમજાય એટલી સમૃદ્ધ છે. લોકોના વર્તનમાં પ્રજાની ગૃહસ્થાઇ જણાઇ આવે. એમની કલાપ્રિયતાએ એમના વ્યક્તિત્વમાં પણ કલામયતા આણી છે. એમના સૌંદર્યપ્રેમે એમના સ્વાભાવિક સૌંદર્યમાં ઉમેરો કર્યો છે. ગંભીરતા કરતાં એમના-માં આંજી નાખવાની શક્તિ ચમત્કાર–વધારે હોય છે. કુરુપતાનો અને ગંદાપણાનો એમને ઘણો તિરસ્કાર છે. નૂતનતા અને નૈસર્ગિક્તાની ખોળમાં એ લોકો સદા જીવે છે. કંટાળા વગર જીવવું એ એમનો મુદ્રાલેખ છે.

નાટકો એ ફ્રેન્ચોના જીવનની ખાસ આવશ્યક્તા છે. ફ્રાન્સને બારણે યુદ્ધની નોબતો ગગડતી હોય કે શાંતિ અને આબાદીના સમય-માં અનેકવિધ પ્રવૃત્તિઓનો દોર દેશમાં ચાલતો હોય પણ ફ્રેન્ચો તો નાટક જોવાનાજ. મૃત્યુ પછી (ક્યામત) Judgment day આવતાં સુધી ફ્રેન્ચોથી નાટક જોયા વિના કેમ દટાઇ રહેવાતું હશે એ કોયડો કોઇથી ઉકલે તેમ નથી. રંગભૂમિ પાછળના આ ગાંડપણે એમની રંગભૂમિમાં જીવન રેડયું છે. ખરી જીંદગીમાં તો ઘણાં માણસો પોતાનો વેષ પુરેપુરો ભજવી શકતાં નથી. એમનાં નાટકો એ જીંદગીનું સુધરેલું સ્વરુપ છે. માનવસ્વભાવ અને ભાવોને ત્યાં સંપૂર્ણ ન્યાય મળે છે. અસ્થાને ત્યાં કશુંજ હોતું નથી.

પણ આ તો ઉંચી પ્રતિના નાટકો વીશે કહ્યું. કેસીનો વગેરેમાં જ્યાં human flesh (મનુષ્ય દેહ) નું પ્રદર્શન થાય છે ત્યાં તો

એની પાછળની ભયંકરતાનો વિચાર કરતાંએ કંપારી આવે છે. પણ માત્ર કળાનીજ દૃષ્ટિએ જોઇએ તો એ રચના ને અભિનય, એ નૃત્ય ને ડ્રેસ, રંગભૂમિ પરની ગોઠવણુની ખુબી, દરેક દૃશ્યની પાછળ રહેલો નવો વિચાર, અને એ બધાંની ગોઠવણુમાં આવતી સપ્રમાણુતા એ સર્વની સામટી અસર અદ્ભુત થાય છે. ઘડીભર તો એની પાછળની ભયંકરતાએ ભુલી જવાય છે. માણુસ માત્ર કળાને જોઇનેજ રાચતો નથી પણુ એના ઉપભોગમાં–એની વિકૃતિ કરવામાંજ–આનંદ માણે છે તેનું શું કારણુ? મને તો આ જોયા પછી પણુ સમજ નથી પડતી કે એનો એટલો આવેશ કેમ પહોંચતો હશે?

ફ્રેન્ચ ઓપેરા ઇટલીના ઓપેરાથી ચઢતો ન કહેવાય. સંગીત અને ઓરકેસ્ટ્રાની ગોઠવણુ બંને ઉતરતા પ્રકારનાં. હવે ઓપેરા જોવાનો ખાસ શોખ થતો નથી. ઓપેરા સંગીતથી પરિચિત થયા પછી એની નૂતનતા જતી રહે છે. અને એના એ સૂર ઓછા આકર્ષણુ સહિત કાનમાં અથડાયા કરે છે.

લુવ્ર જોવામાં અમે બે દિવસ લીધા. તમે કહેશો કે લુવ્રને ફક્ત બેજ દિવસ? પેરીસ આખું ભલે જોયા વિના રહી જાય પણુ લુવ્રમાં બેજ દિવસ તો નજ પોસાય! એને માટે બચાવ કર્યા વિના અમારી કળા પારખવાની વૃત્તિનો અભાવજ સ્વીકારી લઉં છું.

લુવ્ર એટલે કળાનું એક મહાવન. કોઇ એને જોવામાં ખોવાઇ જાય, કોઇ એમાં સહેલ કરી આવે, કોઇ એમાં થોડા દૃષ્ટિપાત કરી પાછા આવે, અને કોઇ એનાથી ભય પામે કે એની પાસે પણુ ન જાય. (મેં એવો પણુ એક નમુનો જોયો છે.)

ફ્રેન્ચ સ્વભાવનું પ્રતિબિંબ ફ્રેન્ચ કળામાં પણુ પડે છે. ઇટલી જેવા અહીંના રંગ ઘેરા નથી હોતા. બાઇબલ શીવાય બીજા સામાન્ય જીવનના પ્રસંગોમાં રસ લે એટલી માનવતા અહીંના ચિત્રકારોમાં છે. આ દરબારમાં સૃષ્ટિસૌંદર્યે પણુ પોતાનું સ્થાન ખોળી કાઢયું છે,

પણ તે મુખ્ય સ્થાનોનું અધિકારી નથી. ઇગ્રે, રુબેન્સ, પુસો, ડેવીડ વગેરે નામાવલિને પ્રખ્યાત ઉપનામ શણગારતું દેખાય છે. ઇટલીના માસ્ટર્સનાં ( ઉસ્તાદોનાં ) ચિત્રોને પણ અહીંઆં લાવીને રાખ્યાં છે, પણ તે ઇટલી જેટલાં સરસ કે પ્રથમ પંક્તિનાં આવેલાં હોય એમ દેખાતું નથી. ચિત્રો સીવાય તો બીજા કેટલાએ વિભાગો લુવ્રમાં છે, પણ હવે તો કંટાળો આવે છે. એ જુનાં દટાઇ ગએલાં પુતળાંને પથરો કરતાં અમે વધારે સારાં જોયાં છે. બધું સરસ લાગે છે એ નિર્વિવાદ પણ એ ઘણું સરસ છે માટેજ થાકી જવાય છે. સરસ હોય એટલે ધ્યાન ખેંચે, ધ્યાન ખેંચે એટલે વખાણવું પડે; અને વખાણવાને માટે તસ્દી લેવી પડે. આપણા જેવા ઉષ્ણપ્રદેશવાસીઓને ઘણી તસ્દી લેવી કેમ પરવડે ?

ફ્રાન્સમાંએ ' ફ્રેસ્કો ' ને ' ટેપેસ્ટ્રી ' વખણાય છે. ઘરમાં ' ટેપેસ્ટ્રી ' રાખવી એ સંસ્કૃત ગણાવાનું ચિન્હ છે. આપણે ત્યાંએ કાશીના ત્રાંબા પીતળનાં ભાંગેલાં વાસણો અને ભરવાડણોના અબરખભરેલા પછેડાના નમુના ઘરમાં રાખવા એ સંસ્કારિતા દર્શાવવા માટે આવશ્યક મનાય છે. જનસ્વભાવ તો બધે એક સરખોજ કની ?

વેરસાઇમાંએ કલાઓનું સુંદર સંગ્રહસ્થાન છે. પણ મને તો એના મહેલ કરતાં ત્યાંનો બાગ વધારે ગમ્યો. ત્યાંના ફુવારા અને ઢોળાવ પડતું દૂર સુધી લંબાતું ઉપવન એ અત્યંત રમણીય લાગતાં હતાં. વખત હોત તો હું એ વાટિકામાં આખો દિવસ ઘુમ્યા કરત અને એની ગલીએ ગલીની મનોહરતાઓનાં સ્મરણો લઇ આવત. પાણી ભરેલાં વાદળમાંથી તેજ મારતા આકાશે આખી વાડીને કૈં અનેરા પ્રકાશથી રસી દીધી હતી. વસંતની નવી કુંપળો ઉઘડેલાં વૃક્ષો તરતનાંજ ધોવાઇને ચળકતાં હતાં. ફુવારાની પાળ પર નદીઓ અને સમુદ્રના માનવસ્વરુપની કાલ્પનિક મૂર્તિઓ મને ઘણીજ ગમી.

નેપોલીઅનની સમાધિનાં દર્શન અમે ગઇ કાલજ કરી આવ્યાં.

એની સમાધિ પરનો કીંમતી આરસ યોદ્ધાને શોભે એવો ભવ્ય છતાં સાદો છે. સોરબોનની મહાપાઠશાળાએ અમે જોઇ આવ્યાં. નોત્રદામનું મંદિર મીલાનના મંદિર જેટલું સરસ નથી. એમાં રાખેલાં પોપોનાં વસ્ત્રો અને જુદાજુદા રાજાઓએ આપેલી જવાહીરની ભેટોનાં વર્ણન સાંભળવા માટે તો તમે ભાગ્યેજ ઉત્સુક હશો.

એક પ્રો. શાલાઇ જેની મારફતે અમારે પ્રખ્યાત નવલકથાકાર આનાતોલ ફ્રાન્સનું ઓળખાણ થવાનું હતું તેને ત્યાં અમે મળવા અને એક વાર જમવા ગયાં હતાં. આનાતોલ ફ્રાન્સ તો હમણાં પેરીસમાંજ નથી એટલે એ આશા તો નિરર્થક થઇ. એક વાર માદામ અને મોં. શાલાઇને અમે પણ તેડયાં હતાં.

પ્રોફેસર શાલાઇ એક Typical (નમુનારુપ) ફ્રેંચ પ્રોફેસર છે. પ્રોફેસરો ઘડવામાં પૃથ્વીના પડ પર દરેક ભાગમાં પરમેશ્વર થોડાં ઘણાં મિશ્રણો તો એકજ જાતની ટયુબોમાંથી વાપરતો હોય એમ લાગે છે. સાદી ભાષામાં કહીએ તો પુસ્તકોના અપરિમિત જ્ઞાનના ઉપાસક હોવાથી વ્યવહારના પરિમિત જ્ઞાનની પ્રાપ્તિ માટે સમય અને શક્તિની સગવડ વિનાના; આપણી ગ્રામ્ય ભાષામાં, ભણેલા પણ ગણેલા નહીં; વાળ કેમ ઓળવા એમાંએ સિદ્ધાંતો અને પુસ્તકોની સલાહ લેનારા, મરેલાંઓના નિત્ય પરિચયથી સમકાલીન વ્યવસ્થાઓ માટે બહુ સારો અભિપ્રાય નહીં રાખનારાઃ એવાં એવાં ખાસ લક્ષણોથી પ્રોફેસરો અંકિત હોય છે. સરલતા એ એમનો ખાસ ગુણ હોય છે. મગજ બહુ વ્યવસ્થિત હોવાથી પોતાની આસપાસની બહારની અવ્યવસ્થાઓ એમને બહુ સાલતી નથી.

પણ આ ગુણો સામાન્ય માણસોમાં અનાકર્ષક થઇ પડે તે પ્રોફેસરોમાં ખાસ આકર્ષણનાં સાધનોરુપ બને છે. અને તેમાંએ હૃદયનો ભાવ, ઉમળકો અને નીખાલસતા ભળે તો તો એ બેવડા બળથી ખેંચે છે.

પ્રો. શાલાઇની મુખમુદ્રા રુપાળા કહેવરાવવાના કશાએ આડંબર વગરની છે. પણ ભોળા, આનંદી અને હસમુખા સ્વભાવની ત્યાં છાપ છે એટલે પહેલી અસરમાંએ અભાવ નથી થતો. એમની વાત કરવાની રીતમાં નથી કૈં અસાધારણતા કે નથી છેક સામાન્યતા. પ્રોફેસરોની રીત પ્રમાણે એ હંમેશાં પુસ્તકો, ચોપાનીઆંઓ, એકેડેમીઓ અને રોમે રોલાં કે આનાતોલ ફ્રાન્સ જેવા જીવતા સાક્ષરોની વાત કરે છે. વચ્ચે વચ્ચે હીંદુસ્તાન વીશે જાણવાની ઉત્સુકતા બતાવે છે. અંગ્રેજી બહુ ભયંકર બોલે છે. ઘણી વાર કૈં અભિપ્રાય આપતાં પહેલાં કે કશાનો નિર્દેશ કરતાં માદામ શાલાઇનો અભિપ્રાય પુછે છે. અને કોઇ કોઇ વાર માદામ શાલાઇને અમારી કહેલી વાતનું ભાષાંતર ફ્રેન્ચમાં કરી સમજાવે છે. તેથી માદામ શાલાઇ ફરી વાર અમારા તરફ જોઇ હસે છે, અને એના જવાબમાં અમે ફરી મુખ મલકાવીએ છીએ.

અમને એમણે કલબમાં લંચ આપ્યું ત્યારે તો એમણે બીજાં ત્રણ ચાર જણને નોતર્યાં હતાં, પણ ભાષાના અભાવથી માત્ર એક એજ્યુકેશનલ ઇન્સ્પેકટર શીવાય બીજા કોઇની સાથે સીધી વાત થઈ શકે તેમ ન હતું.

આ લોકોનું ભાષાનું અભિમાન કૈં અજબ છે. બીબ્લીઓથીક નેશીઓનાલ—આંહીની મહાપુસ્તકશાળા—નો મુખ્ય અધિકારી પણ અંગ્રેજી નહીં બોલે. ફ્રાન્સ અને ઈંગ્લંડ આટલાં પાસે પાસે છે તોએ અંગ્રેજી ભાષા જાણનાર બહુજ થોડાં માણસો જોવામાં આવે છે. પણ તેનોએ ખાસ જરુરને વખતેજ એ ઉપયોગ કરવાનાં. એમના પરસ્પરની વાતોમાં તો કદીએ અંગ્રેજી વપરાતું હશે કે કેમ એ સંશય પડતી વાત છે.

હીંદુસ્તાન છોડયા પછી બે મહીને અમારા નિત્યક્રમમાં ગુજરાતીઓનો પ્રવેશ એ એક અગત્યની બીના ગણાય. વસુંધરાના એક

છેડા પર હીંદીઓ વસે છે એ તો અહીં આવ્યા પછીજ યાદ આવે છે. યુરોપના બીજા ભાગોમાં હીંદીઓ કવચિતજ દેખાય છે અને ગુજરાતીઓને મળવાનું સદ્ભાગ્ય તો અમને બીજે કયાંય ન મળ્યું. અહીંઆં સૌથી પહેલાં એસ. આર. બમનજીથી શરુઆત થઇ. હોટેલમાં તે અર્ચીત્યાજ મળ્યા. બીચારા રાજકીય ચળવળથી થાકી ગયા છે કે લગભગ થાકી જવાની તૈઆરીમાં છે એની મને સમજણ ન પડી. એટલે હાથે એ શું શું કરતા હતા તે કહ્યા પછી નિરાશા અને આશા બંનેનો સુર એમણે સાથે વગાડયો. હવે એ પરવારી ગયા લાગે છે.

તે પછી બીજો નંબર રા...નો. ભાઇ મુનશીના એ મિત્ર થાય છે એટલુંજ હું એમને માટે જાણું છું. મેં એમને એક વખત પુછ્યું કે 'ફ્રેન્ચ લાઇફ' (ફ્રેન્ચોનું જીવન) તમને કેવી લાગે છે? 'ફ્રેન્ચ લાઇફ' શબ્દથી કૈંક ભડકયા હોય એમ એમણે ધારી ધારીને મારી તરફ જોયું. એનો જવાબ એમણે એ વખત તો બરાબર ન આપ્યો પણ એક બીજીવ ખત અમને એક કાફેમાં એ લઇ ગયા અને ત્યાં આસપાસ ચાલતું ડાન્સીંગ, ટેબલો આગળ ફરતા વેઇટરોના પડછાયા અને કોઇ કોઇ ખુણેથી આવતો બુચનો અવાજ, આનંદી અને રંગીલી મુખમુદ્રાઓ અને સંગીત સાથે ડોલતા અવયવો: એ સર્વ બતાવતાં એમણે મને એકદમ કહ્યું કે આનું નામ તે 'ફ્રેન્ચ લાઇફ'. પ્રો. શાલાઇનું શાંત ઘર મને તરતજ યાદ આવ્યું. બીજાં હજારો કુટુંબોના ઘોંઘાટ વિનાની ડ્રોઇંગ રુમ્સનાં કલ્પનાચિત્રો ત્યાંજ હવામાં અદ્ધર ઝુલતાં હોય તેમ નજર સામે તર્યાં. અને 'ફ્રેન્ચ લાઇફ' તે આજ એમ માનનારા એ ભાઇ સામે એક સ્મિત ફેંકી એમની દેખાડેલી આસપાસની ફ્રેન્ચ લાઇફ જોવામાં હું ગુંથાઇ ગઇ......આપણા લોકો અહીંઆં વસે છે પણ કાફે શીવાય અહીંની સંસ્કૃતિ કે સમાજજીવનમાં એક નાની સરખી ડુબકીએ એમનાથી મરાતી નથી. યુરોપ આવનારાઓ માટેનો મારો મોહ હવે ઉતરવા માંડયો છે.

એક ગુજરાતી કુટુંબમાં અમે જમવા ગયાં હતાં. ઘરના મુખ્ય પુરુષે અમને ઘરમાં આણ્યાં અને બેસાડયાં; પણ સ્ત્રીઓના સ્વાગતનો લાભ તો ઘરમાં બેઠા પછી અડધા કલાકે છેક જમવાના વખતેજ મળ્યો. ફ્રેન્ચ લાઇફનું આ અનુકરણ છે કે નહીં તેની મને ખબર નથી; પણ અમે એ લોકો (ફ્રેન્ચો) સાથે વસ્યા વિના કૈં જુદોજ ખ્યાલ ફ્રેન્ચ લાઇફ માટે બાંધી દેવાની ઉતાવળ કરી છે એટલે આ રીત જરા વિચિત્ર લાગી એટલુંજ.

આવા લાંબા પત્રો વાંચતાં કંટાળો તો નથી આવતોને? અમે આવતી કાલે નીકળી લંડન જઇએ છીએ. ભાઇ મુનશી પાછા આવશે તે પછીએ હું તો એએક માસ રહીશ. કાગળો કુક્સને સરનામેજ લખશો.

આવતી કાલે તો પેરીસને છેલ્લી સલામ. જો કે મારસેલ્સ જતાં પાછું આવવું પડશે. પણ જતાં ખેદ નથી થતો. પેરીસ ગમે તેટલું સરસ હોય પણ મારા માટે નથી. મને લાગતું નથી કે અહીં રહેવાનું શક્ય હોય તોએ મને અનુકુળ આવે.

તમારી સાહિત્યની દુનીઆ કેમ ચાલે છે? આ અઠવાડીએ તમારો પત્ર નથી. લંડનમાં એ વાટ જોતોજ હશે. બધાંની ખબર લખશો. એજ.

લિ૦ લીલાવતીના
વંદે માતરમ્.

---

## લંડનથી પત્ર.

રા. રા. ભાઇ શંકરપ્રસાદ!

ભાઇ કાંતિલાલ પંડયાના સ્વાગતની વિધિપૂર્વક અમે લંડનમાં આવી પહોંચ્યાં છીએ એ તો તમે કયારનુંએ જાણ્યું હશે. અમે આવ્યાં તે રાત લંડનના પ્રમાણમાં તો ઘણી નિર્મલ કહી શકાય.

સેસીલ હોટલના છજામાંથી અમે ટેમ્સના દીવા નદીમાં તરતા જોયા અને ડોકીઆ કરતા ઉડુગણને મેં સાક્ષરોની સંગતિમાં હોવાથી સાક્ષરી રીતે વખાણ્યા. પણ ભુખ લાગી હતી એટલે તે વખતે ન કવિતાના ભણકાર સંભળાયા કે ન આત્માની વીણાઓ વાગી. લંડન શહેરની આવી સરસ રાત ક્ષુધાને શાંત કરવામાં, પરસ્પરની ખબરો પુછવામાં અને વિગતો અને સગવડોની અરસિક વાતો કરવામાં ગુમાવી દીધી. અરેરે !......

આવીને ત્રણ દિવસ તો અમે સત્યાગ્રહ કર્યો. ભડકશો નહીં. ત્રણ દિવસ કાંતો હોટેલમાં બેસી આરામ લેવાનો કે કંઈપણ જોવાના બહાના વિના ટેક્સીમાં બેસી આમ તેમ રખડી આવવા સીવાય કંઈ પણ ન કરવાનો અમે નિશ્ચય કર્યો. અને જાણીને આનંદ પામો કે તે અમે બરાબર પાળ્યો. તે પછી કંઈક માણુસ બન્યાં હોઇએ એવાં લાગીએ છીએ. એ ત્રણ દહાડામાં ઘણામાં ઘણું કામ કર્યું હોય તો રવિવારે પટ્ટની જમવા જવાનું, કાંતિલાલને ત્યાં તે આખો દિવસ ગુજરાતીઓના સહવાસમાં ગાળવાનું, અને ભુલાભાઇ દેસાઇને મળી આવવાનું કર્યું છે. સીનેમા જોયો તે વધારામાં. તમે કહેશો કે શું સરસ ?

અમારી સેસીલ હોટેલ સ્ટ્રેંડના મધ્ય ભાગમાં ચેરીંગક્રોસ સ્ટેશનથી થોડેજ દૂર આવેલી છે. સ્ટ્રેંડ એટલે લંડનનો સૌથી ધમાલવાળો ભાગ. હોટેલનું કંપાઉંડ છોડી બહાર નીકળીએ કે બસ, અને ટેક્સી ને લોકોના ઉછળતા પ્રવાહમાં ક્યાંએ ગુમ થઇ જવાય. સ્વ. ગોવર્ધનરામની "મચી રહ્યો કોલાહલ આજે દશ દિશ ગાજે" એ પંક્તિઓ જુદારુપે વિરાટ્ વિશ્વના કોલાહલને બદલે સ્ટ્રેંડના કોલાહલમાં ભળી જતી હોય એવી લાગે છે. અને એમાંએ ઉંડા ઉંડા ડુબી જવાય છે.

અહીંઆં દરેક માણુસ આ કોલાહલની વચ્ચે વસે છે છતાં એનાથી એ ઘણોજ દૂર હોય છે. આખી જીંદગી તે એક ઠેકાણે ગાળે છે છતાં સામે બારણે કોણ રહે છે એ જાણવાની તક તેને ભાગ્યેજ મળે છે. દરેક માણુસ એટલો આત્મનિમગ્ન હોય છે કે એ નથી કોઇનો વિચાર કરતો, નથી કશાની પરવા કરતો કે નથી કોઇને પોતાના વર્તુલમાં આવવા દેતો. સૌ પોતપોતાના તાનમાં મસ્તાન રહે છે.

અંગ્રેજો સામાન્ય રીતે અતડા અને ગંભીર હોય છે. અભિમાની તો છેજ. અને તેને લીધે પ્રતિબંધ વિના એમનાથી કંઈ કાર્ય થઇ શકતું નથી. નિયમો અને કાયદાઓને એ બહુ આગ્રહપૂર્વક વળગી રહે છે. દરેક વસ્તુનું સ્વરુપ ( form ) સાચવવામાં એ બહુ સાવધ રહે છે, ધંધો કરવામાં એ વ્યવસ્થા સાચવશે. કાગળ લખવામાંએ પદ્ધતિ વિના એમનાથી ડગલું નહીં ભરાય. ઓળખાણુ કે વાત કરવામાં એ આચાર કે મર્યાદાને વીસરી નહીં જાય, રમત રમવામાંએ એ ક્રમને બરાબર સાચવાના. એમના આનંદ કે તોફાન પણુ વિધિઅનુસારજ થવાનાં. ઇંગ્લીશમેનની સ્વતંત્રતાની બડાઇ આ ' form ' ના ભૂત પાસે કંઈ કામની નથી.

આ દેશમાં પૈસા વિનાનો માણુસ ગુનેહગાર કરતાં વધારે સારો મનાતો હોય એમ લાગતું નથી. આપણા દેશમાં દારિદ્રય વધારે છે તેથી આપણે તેને કીર્તિમાન્ બનાવ્યું છે. આ દેશમાં સમૃદ્ધિ વધારે છે તેથી લક્ષ્મીદેવીની પૂજામાં દરિદ્રીઓના ખાલી થાળ જોઇ એમનાથી તિરસ્કાર સંતાડાતો નથી. એમની સભ્યતાની વ્યાખ્યા એવી વિશાલ છે કે એ તિરસ્કાર પર પણુ એ લોકો એનાથી ઘણો ઢોળ આપી શકે છે.

સારી રીતે 'ડાન્સ' કરવો એ સદ્દગુણી થવા કરતાંએ આ દેશમાં વધારે જરુરનું છે. સારું ડીનર (ભોજન) ખાવું એ સારા ડહાપણુની નીશાનીરુપ અહીંઆ ગણાય છે. મુદ્દાસર અને ભુલ વિના વાત કરનારને

લાયકાત માટે બીજા પ્રમાણુપત્રની જરુર નથી પડતી. અને દરેક માણુસને પોતે કૈંક છે એવું અંતરનું ભાન તેને હોય છે.

ધર્મથી બીજા નંબરનું સ્થાન અહીંઆં સ્વચ્છતાને મળે છે. Cleanliness is next to Godliness (સ્વચ્છતા પ્રભુતાથી બીજે નંબરે છે) એ આ લોકોનું સૂત્ર દેખાય છે. ધર્મને એક આસન પર બેસાડી સ્વચ્છતાને એની પાસે 'કુટસ્ટુલ' પર ગોઠવી કોઇ કલાકાર એને દેવળમાં મુકે તો ધર્મના ગૌરવમાં એથી જરુર વધારો થાય એવો મારો નમ્ર મત છે. દુનીઆને એ રીતે એક નવો દેવ પણુ મળે.

ડીનરથી સહેજ ઉતરતી અગત્ય અહીં છાપાંને અપાય છે. છાપાં એ આ લોકોનો માનસિક ખોરાક છે. એક વાર ગટર આગળ પડેલા ગંદા છાપાને ઉંચકીને ઘડી વાળી સમારીને વાંચતો એક માણુસ જોયો ત્યારેજ એની ખરેખરી અગત્ય તો સમજાઇ. શું આ લોકો! એ કોઇની જોડે ભળતા નથી છતાં આખી દુનીઆની ખબર રાખે છે. પોતાને સૌથી મોટા માને છે છતાં નાનામાં નાનું કામ કરતાંએ શરમાતા નથી.

પણુ તમે કહેશો કે અંગ્રેજો માટે મારો પક્ષપાત કૈં ઘણો વધી પડયો લાગે છે. હું એ લોકોને વખાણું છું, પણુ મારાથી એ તદ્દન જુદા છે એ હું વીસરી જતી નથી. એમનો સત્તાનો લોભ એમનાથી ઘડીભર વીસરાતો નથી. એમના સામ્રાજ્યના રથમાં કચડાઇ જતા લોકોનો ગુંગળાટ એમની કીર્તિનાં ચિન્હો જેમ જેમ વધારે જોઇએ છીએ તેમ તેમ વધારે સ્પષ્ટતાથી સંભળાય છે. ભારતવર્ષ ત્યારે જેટલું સાંભરે છે તેટલું બીજી કોઇ વખત નથી સાંભરતું.

પણુ આ તો ઘણું ગંભીર થઇ ગયું. જરા વાત બદલીએ.

રોજ ને રોજ દહાડામાં બે વાર ડ્રેસ કરવાનો ધર્મ પાળવો એ અમારા પર ઘણો મોટો જુલમ હોય એમ અમને લાગે છે. માંહોમાંહે

રોજ એ સામે વાંધો ઉઠાવીએ છીએ છતાં દરરોજ તેટલીજ સંભાળ-પૂર્વક ડ્રેસ કરવાની કુટેવમાંથી મુક્ત થઇ શકતાં નથી. નાટકમાં જેમ રાજારાણીઓ સારાં સારાં કપડાં પહેરી રંગભૂમિ પર આવે છે અને બેચાર ગાયન ગાઇ જાય કે નાટકનાં સુખદુઃખ પ્રમાણે હસી કે રડી જાય તેમ અમે રોજ ભપકાબંધ કપડાં પહેરી ડીનર–ટેબલ પર અમારી હાજરી આપવાનું મહાકાર્ય કરીએ છીએ અને ટેકસીમાં બેસી દોડાદોડ કરવાનો અમારો ભાગ ભજવીએ છીએ. હીંદુસ્તાનની વાતોમાં છેવટે 'ખાધું પીધું અને રાજ કીધું' આવે તેમ અમારી વાતમાં પણ રોજ ખાઇપીને મજાહ કરવાનું આવે છે. સરસ કેની?

પણ આવી જીંદગી ઘણા દહાડાની હોય તો મને તો માફક નજ આવે એની મને ખાત્રી છે. રોજ ભપકો મારવો, નાટક જોવા જવું અને ટેકસીમાં દોડાદોડ કરવી એ ઘણું સરસ થોડા વખતને માટે તો જરુર લાગે. મુંબાઇમાંએ કારમાં બેસી બાઇ સાહેબ થવાનું મને ઘણી વાર ગમે છે, પણ તેના કરતાંએ વધારે નેપીઅન્સી અને તોપખાનાના દરીએ એકલું આથડવાનું કે અમદાવાદનાં કોચરબના ખેતરોમાં દૂર દૂર વાડોમાં ને પગથીઓમાં થઇ રખડવાનું મને વધારે ગમે છે. આ લોકોની રીતે સંસ્કારી થવાની આશા તો મેં કયારનીએ મુકી દીધી છે. "Hopeless case" લાગે છે ને!

આ અઠવાડીઆમાં અમે લંડન જોવાનું કયારનુંએ શરુ કરી દીધું છે. સાથે સાથે જાતજાતના ડોકટરોનાં દર્શન પણ ઘણુંખરું કરવા નાંજ હોય છે. એક સ્પેશ્યાલીસ્ટ કૈં ને કૈં નવું દરદ કે પોતાના જ્ઞાનબહારનો પ્રદેશ જરુર શોધી કાઢે છે અને એના કહ્યા પ્રમાણે ધકેલાતાં હોઇએ એમ અમે બીજાને ત્યાં જઇએ છીએ. અને વિધિએ એના નામની અનામત મુકેલી ગીનીઓ આપી દરેકનું પૂર્વજ-મનું ઋણ અદા કરીએ છીએ. અમારે માટે મુંબાઇના કોઇ પણ ડોકટર

માટે હવે કૈં પણ અભિપ્રાય આપવાનું બાકી રહેતું હોય એમ લાગતું જ નથી. રહે તો તો ઢાંકણીમાં પાણી નાખીને બુડી મરવું પડે.

ચાલો, આજ તો ઘણું મોડું થયું. અહીંઆ શું શું જોયું તે ફરી તો આવતા મેલમાં લખી શકીશ.

સૌ. અતિલક્ષ્મીબહેન અને ભાઇ મુનશીએ તમને સ્મરણ કહાવ્યાં છે.

ચિ. બાળા ગિરનાર ગઇ છે કે નહીં તે લખશો. એજ.

લિ. **લીલાવતી**ના વંદેમાતરમ્.

લંડન, તા.... ... ...

રા. રા. ભાઇ શંકરપ્રસાદ!

મોટા માણસના અભિપ્રાયોથી દોરવાવાનો લહાવો તમે કદી અનુભવ્યો છે? જીંદગીમાં લગભગ દરેક જણને એની સરખામણીમાં મોટા લાગતા મનુષ્યોની શીખામણનો લાભ અમૂલ્ય છતાં વિના મૂલ્યે મળે છે. અમને એવો લાભ મળ્યો છે અને તમને એમાંથી કૈં જાણવાનું મળશે જાણી એ અભિપ્રાયોનો લાભ તમને પણ હું આપું છું.

સૌથી પહેલાં તો લંડનમાં આવી ક્યાં ક્યાં નાટકો જોવાં તેમાં અમે એક મોટા માણસની સલાહ માગી. ગેઇટીની જેસી કોલીન્સનાં એમણે એટલાં વખાણ કર્યાં કે અમે સૌથી પહેલાં એનાજ દર્શનથી અમારી નાટક જોવાની કારકીર્દી શરુ કરી. પણ અભિનય અને સૌંદર્યની અમારી ભાવના એટલી લાડકી થઈ ગઇ છે કે મોટા માણસના અભિપ્રાયનો સબલ ટેકો હોવા છતાં એણે અમારું કહ્યું માન્યા વગર અસંતોષજ દર્શાવવા માંડ્યો અને અમે એને કોઇ પણ રીતે મનાવી શક્યાં નહીં

એક બીજો દાખલો. લંડનનું સેંઇટ પોલનું દેવળ એ સ્થાપત્યનો એક સરસ નમુનો ગણાય છે. અને રોમનું સેંઇટ પીટરનું દેવળ

કલા અને ભપકાનું એક અપૂર્વ સંમેલનસ્થાન છે. લેખાય છે લંડનના સેઇંટ પોલને જોયા વિના એક મોટા માણસ પાસે સેઇંટ પીટરના ઘણાં-જ વખાણ કરવાની અમને કોણ જાણે શાથી મતિ સુઝી. "અરે! સેઇંટ પોલ આગળ સેઇંટ પીટર તો કંઇ જ હીસાબમાં નહીં. તમે હજી સેઇંટ પોલને જોયું નથી તેથીજ સેઇંટ પીટરનાં આટલાં વખાણ કરો છો." થયું. મોટા માણુસના અભિપ્રાય સામે ઉત્તર આપવાની અમારી હીંમત તો કયાંથી હોય ? અને તેએ સેઇંટ પોલને જોયા વિના! તે પછી, સેઇંટ પીટર કરતાંએ અદ્ભુતતામાં ચઢી જાય એવા સેઇંટ પોલને જોવા ઉત્સાહથી ધ્રુજતાં ધ્રુજતાં અમે એક સવારે નીકળ્યાં. સેઇંટ પોલના બારણામાં પેઠાં ત્યાં સુધી તો અમારો એ ઉત્સાહ પહોંચ્યો; પછી અમે સેઇંટ પોલ કેવી રીતે જોયું તે જાણવું છે ? થોડી વાર તો કોઇને કંઇ બોલવું સુઝ્યું નહીં. પણ પછી તો દરેક ખુણે ફરતાં ફરતાં 'આ સેઇંટ પીટર જેવું નહીં, પેલું સેઇંટ પીટર જેવું નહીં' એમ કરતાં કરતાં આખું દેવળ પુરું કીધું. સેઇંટ પીટર સાથે સરખામણી ન થઇ હોત તો સેઇંટ પોલને ઘણી સરસ રીતે અને વખાણીને જોઇ શકાત. એક બંડખોર કલ્પના ઘણુંએ ના કહેવા છતાં આવ્યા વિના રહી નહીં: મોટા પેલા માણુસે સેઇંટ પીટર જોયું હશે ખરું ?

અમે અત્યાર સુધીમાં વીંડસર કેસલ, વર્જીનીઆ વોટરફોલ્સ, હેમ્પ્ટન કોર્ટ, મેડમ ટુસોનું મીણનાં પુતળાંનું પ્રદર્શન, પાર્લમેંટ હાઉસ, વેસ્ટમીન્સ્ટર એબી, હાઇકોર્ટ, વગેરે વગેરે જોઇ આવ્યાં છીએ.

એક વખત ઇસ્ટ એંડમાં ગયાં હતાં. ભાઇ મુનશીનો એને માટે એવો અભિપ્રાય છે કે, ઇસ્ટ એંડમાં વસતા લોકો આપણા મજુરો કરતાંએ વધારે દુ:ખદ દશામાં રહે છે. અને જો કે હીંદના પ્રમાણમાં અહીંના મજુરોની આવક અને તેમને માટેની સગવડો વધારે હોય છે ખરી પણ અહીંની જીંદગીની જરુરીઆતો અને સખત થંડી જોતાં એમના દુ:ખની તીક્ષ્ણતા એમને વધારે લાગે એ સ્વાભાવિક છે. હીંદુ-

સ્તાનના મજુરને ટાઢ પડે તો તડકામાં બેસવાનો સંતોષ સ્વાભાવિક રીતેજ કુદરતે પુરો પાડયો છે. એમની ક્ષુધાનો સંતોષ બહુ થોડી વિધિથી અને અહીંના પ્રમાણમાં બહુ થોડા અનાજથી એ સાધી શકે છે. ભાઈ મુનશીનો આ અભિપ્રાય ખરો છે એમ લાગવા જતાં કોણ જાણે કેમ મને આમના કરતાં આપણા મજુરોના દુઃખનું પ્રમાણ ઓછું હશે કે નહીં એ વીશે શંકા લાગે છે. કુદરતી જરુરીઆતોને માણસ જ્યાં સુધી સંતોષી ન શકે ત્યાંસુધી એને સરસ રીતે રહેવાનું કે મોજશોખ કરવાનું સુઝતું નથી, અને આ લોકોનું તો રહેવાનું ધોરણજ એટલું ઉંચું છે કે ઇસ્ટ એંડમાંએ બારીબારણાં પર લેસના પડદા હોય તેવા આપણાં મધ્યમ સ્થિતિનાં ઘરોમાંએ વપરાતા નથી.

વેસ્ટ મીન્સ્ટર એબી એ ઇગ્લાંડનું ઘણું જાણીતું ને ઘણું માનીતું દેવળ છે. ત્યાં જેમનાં નામ બ્રીટીશ પ્રજાને સાચવવા જેવાં લાગ્યાં હોય એવા રાજ્યદ્વારીઓ અને લેખકો, કવિઓ અને વૈજ્ઞાનિકો, તત્ત્વવેત્તાઓ અને ઉમરાવો વગેરેના દેહ દાટવામાં આવ્યા છે કે કાંતો તેમના અવશેષો આણી સ્મારક ઉભાં કરવામાં આવ્યાં છે. ત્યાં દરેકના જુદા જુદા ખુણા પાડયા છે; જેમકે કવિઓનો ખુણો, લેખકોનો ખુણો, રાજ્યદ્વારીઓનો ખુણો વગેરે વગેરે. સ્મારકો મુકવામાં નથી કૈં વગ કે ગોઠવણ. નાના ઘરમાં ઘણી વસ્તુઓ એકઠી થાય ને તેને જેમ ખડકાય તેમ અહીંઆ પણ થયું છે. બ્રીટીશ પ્રજાની માફક આ દેવળની સામટી અસર પણ 'dignified but stiff and cold' (ગૌરવશીલ પણ અતડી અને ઠંડીગાર) હોય એવી જણાય છે.

મેડમ ટુસોનાં મીણના પુતળાંના પ્રદર્શનને કલાની સફલતાનો નમુનો કહી શકાય. ઇગ્લંડનાં જુનાં રાજારાણીઓથી માંડીને હાલના રાજારાણીઓ, પ્રધાનો, મહાપુરુષો, રાજદ્વારીઓ વગેરે પ્રતિમાઓ એમાં છે. તેમજ સીપાઇઓ, ખુનીઓ, લુંટારાઓ અને બીજા કેટલાક નાના

મોટા ઐતિહાસિક પ્રસંગોની રચના પણ એમાં કરી છે. દરેકનું ભાવપ્રદર્શન એવી ખુબીથી કર્યું છે કે એને વખાણવાનું મન થયા વિના રહેતું નથી.

પણ હું દરેક સ્થલની વિગતોના વર્ણનમાં નહીં ઉતરું. વીંડસર કેસલની 'ડ્રાઇવ' વખતનો સૂર્યાસ્ત ને વર્જીનીઆ વોટર ફોલ્સ આગળનું રમણીય સ્થલ, તેમ ઇંગ્લંડના જનપદની સુંદરતા વગેરે વર્ણવવાને તો કોઇ કવિ જોઇએ. અને પાર્લામેન્ટ હાઉસમાં પેસતાં થતી ભવ્યતાની લાગણી અને હાઉસ ઓફ કોમન્સના કસાઇખાનામાં હીંદના બકરાં કેમ રેંસાય છે તે બધુંએ વર્ણવવાને કોઇ સમર્થ લેખક જોઇએ. હું એમાંની એકે નહીં એટલે કૈં ન લખું તો એમાં કૈં મારો વાંક નહીં.

અમે દર રવિવારે પટની જમવા જઇએ છીએ. પટનીને તો ભાઇ કાંતિલાલે એટલું પ્રખ્યાત કરી મુક્યું છે કે તમે તો એ નામથી કયારના પરિચિત હશો. પણ પટનીની મારી થોડીક વ્યાખ્યા પણ સાંભળવા જેવી છે. પટની એટલે ચટણી ખાવાનું સ્થલ. હીંદુસ્તાનની ગરમાગરમ અને સ્વાદુ રસોઇ માટે વખણાએલું અને મીસ મીરટલને આશીર્વાદ દેવા યોગ્ય તો ખરું જ. રા. કુંવરજી નાયકે ત્યાં પાકશાસ્ત્રનો સંપ્રદાય સ્થાપેલો. રા. કાંતિલાલ પંડયાએ તેને પ્રખ્યાત કરેલું. અને હીંદી વિદ્યાર્થીઓ અને સહેલાણીઓને એટીકેટનાં ભૂત વગર મળવાનું એ સ્થાન. આટલામાં એકાદ મંદિર બંધાય તો હીંદી સંસ્થાન પુરું થઇ શકે ખરું.

ભાઇ કાંતિલાલ સાથે એકંદરે અમે સારો વખત ગાળી શકીએ છીએ. પટનીનું ખરું આકર્ષણ તો એજ છે. પણ અઠવાડીઆમાં એમને તો એક રવિવારજ મળે. કદાચ એમના વખત ઉપર વધારે દબાણ તો અમે નહીં કરતાં હોઇએ એમ પણ લાગ્યા વિના રહેતું નથી. ભાઇ મુનશી જશે એટલે મારે એમને વધારે ત્રાસ આપવો પડશે.

લંડન, તા૦............

ગયા મેલમાં આ પત્ર અધુરો રહ્યો એટલે મોકલી ન શકાયો. પણ તેટલામાં તો કેટલું થયું? ત્યાંના બંને તારો મળ્યા. હું બર્થ મળશે તો ભાઇ મુનશીની સાથે નીકળીશ. નહીં તો તે પછીના મેલમાં. મારા તારનો જવાબ આપતાં આટલો વખત કેમ થયો તે સમજાયું નહીં.

લંડનમાં રહેવાનાં રચેલાં સ્વપ્નાં બધાં વ્યર્થ થયાં. પાછળનો મેં કેટકેટલો કાર્યક્રમ કરી રાખેલો તે પણ રદ થયો. કદાચ હું સ્કોટલેંડ પણ જાત.

આ વખતે અમે 'શેક્સપીઅર હટ'ની એક મીટીંગમાં જઇ આવ્યાં. 'શેક્સપીઅર હટ' એ શાનું સ્થલ છે એ કદાચ તમને ખબર નહીં હોય. શેક્સપીઅર હટ એ એના નામ પ્રમાણે નાનું સરખું 'હટ' (ઝુંપડું) દેખાય છે, અને ત્યાં દર રવિવારે હીંદીઓ એકઠા થાય છે. ઘણી વાર ભાષણો સંગીત વગેરે રાખે છે, અને બહારના વક્તાઓને પણ બોલાવે છે. ત્યાં હીંદી વિદ્યાર્થીઓને સસ્તા દરે રહેવાની પણ સગવડ છે. આની સર્વ વ્યવસ્થા Y. M. C. A. તરફથી ચાલે છે. કેટલાક એ મંડલ તરપ શકની નજરે પણ જુએ છે કે આ સંસ્થા ઉભી કરવાનો મુદ્દો આ રીતે હીંદીઓ ઉપર સારી રીતે નજર રાખવાનો છે. છતાં હીંદીઓને પરસ્પર મળવાનું આ એકલુંજ સ્થલ છે. આવડા મોટા લંડન શહેરમાં કૈં હજારેક હીંદીઓ વસતા હશે, પણ નથી એમની પોતાની ક્લબ કે નથી એમને કૈં સામાન્ય પરિચયનું સ્થાન. સાધારણ રીતે તો હીંદીઓ એક બીજાને બહુ મળવાની દરકારજ કરતા નથી. અને પરસ્પરને 'કાળા' વિશેષણથી સંબોધે છે. 'પેલો કાળો ચાલ્યો' માત્ર કહેનારજ ગોરો થઇ ગયો હોય તેમ! કહે છે કે હીંદીઓ તરફ અંગ્રેજ લોકોને અહીંઆ અભાવ બહુ છે. અને સારા કુટુંબોમાં કે સારી હોટેલોમાં તેમને સ્થાન આપવાને કોઇ રાજી હોતું નથી.

પણ આ તો મેં આડી વાત કરી. ચાણાકયના વખતમાં વણિકો વાગ્દોષ કરતા. હવે આવો કલમદોષ થઇ જાય છે.

અમે 'શેકસપીઅર હટ'માં ગયાં તે દિવસની સભા શ્રીયુત શાસ્ત્રીજીના માનમાં હતી. રા. જમનાદાસ, શ્રીયુત કામટ અને તદ્દન બીનજોખમદારીના દેખાવ સાથે કેનીઆના પ્રતિનિધિમંડળના સઘળા પ્રતિનિધિઓ હાજર હતા. શ્રીયુત એન્ડ્રુસ પણ હતા એટલે પ્રસંગનું માહાત્મ્ય વધ્યું હતું. પ્રમુખસ્થાને મી. સ્પેઇક કરીને કોઇ ગૃહસ્થ હતા.

કાર્યક્રમ સંગીત સાથે શરુ થયો. સાધારણ રીતે બને છે તેમ કેટલાક બંગાળીઓએ ગાયું. બંગાળ સાથે તો ગુજરાતે સંસ્કૃતિની સ્પર્ધા માંડી લાગે છે. ગુજરાત તેનાથી પછાત નથી પણ શરમાળ વધારે છે એટલે એ તો જયાં ત્યાં બીચારું ખુણામાંજ બેસી જાય છે.

સભામાં સંખ્યા સારી હતી. એક કોઇ મદ્રાસી કમલાદેવીએ વીણા વગાડી. બે બસુરા અવાજના પાદરીઓએ પીઆના પર કૈં ગાયું; અને એક ડોસીએ કશામાંથી મુખપાઠ કર્યો. પોતાના અભિનય માટે એને ઘણોજ સારો મત હોય એમ એની મુખમુદ્રા ઉપરથી દેખાઇ આવતું હતું.

પણ આ બધાં વર્ણનોથી તમને કંટાળો નહીં આપું. કેનીઆના પ્રતિનિધિમંડળના એક સભ્યે એવું સરસ ભાષણ કર્યું કે એ અમારો પ્રતિનિધિ છે એ વિચારે મને શરમ આવી. શાસ્ત્રીજી ઠીક બોલ્યા. શ્રીયુત એન્ડ્રુસને પેલા ભાઇની અસર ભુંસી નાખવા હીંદુસ્તાનમાં પણ અંત્યજો છે ને હીંદુસ્તાનને આંતર સુધારણા કરવાની પહેલી જરૂર છે એવું એવું કહેવું પડયું. ઘેર આવતાં હીંદના ભાવિ માટે કૈં એવી દીલગીરી લાગતી હતી! આમ નીચે મસ્તકે ને ટુકડા માગીને આપણે કયાં સુધી જીવવાનાં? નથી આપણામાં તાકાત કે નથી આપણામાં ગૌરવ સાચવવાનો ટેક.ઓ ભગવાન્! એ દિન કયારે આવશે?

એક દિવસ અમે નેશનલ લીબરલ કલબમાં રા. લોટવાળાએ

અમને 'ડીનર' પર તેડયાં હતાં ત્યારે ગયાં હતાં. ગોઠવણ સરસ છે ને એ કલબમાં હીંદીઓ સન્માન અને સગવડથી રહી શકે છે. ત્યાં હીંદીઓ પ્રત્યેનો ભેદભાવ પાળવામાં આવતો નથી. આપણા ઘણુ-ખરા સારા હીંદીઓ ઘણી વાર ત્યાંજ ઉતરે છે.

એક રમુજી પ્રસંગ કહું કે નહીં કહું ? રા. લોટવાળાએ અમને આખી કલબ બતાવ્યા પછી એમના રહેવાના ખંડ દેખાડવાનું આમંત્રણ કર્યું. રા. લોટવાળા આ કલબમાં બે ત્રણ વાર રહી ગયા છે, પણ એ ભાઇને અત્યાર સુધી કોઇ સ્ત્રી મિત્રોને નોતરવાનો પ્રસંગજ કદાચ નહીં આવ્યો હોય. અમે લીફ્ટમાં ચઢયાં અને લીફ્ટમેન કહે કે સ્ત્રીઓને ઉપર લઇ જવાનો કાયદો નથી. લીફ્ટ ચોથા માળને બદલે પહેલે માળ પાછી આવી અને બધાં હસતાં બહાર નીકળ્યાં.

આ અઠવાડીઆની અગત્યની વાત તો લખવાની રહીજ ગઇ. અમે આ વખતે નેશનલ પોર્ટ્રેઇટ ગેલેરી, પીકચર ગેલેરી બ્રીટીશ મ્યુઝીઅમ વગેરે સ્થલો જોઇ આવ્યાં.

નેશનલ પોર્ટ્રેઇટ ગેલેરીમાં પ્રજાની પ્રગતિને એક ડગલુંએ આગળ વધારવામાં મદદ કરી હોય એવા સર્વ વિષયોના અને સર્વ શાખાઓના મહાપુરુષોને સ્થાન મળેલું છે. સાહિત્ય ને વિજ્ઞાન, રાજ્ય કે ધર્મ: એ સર્વના પ્રતિનિધિઓ કાળની વિનાશકતાને પડકારતા ત્યાં વિરાજે છે. કોઇ કાળે અંગ્રેજ પ્રજાનો નામશેષ થઇ જાય તોએ એમના સ્મરણો તો રહેશેજ.

બ્રીટીશ પીકચર ગેલેરીમાં અમે નિરાશ થયાં. અંગ્રેજોની ચિત્રકલામાં હજી ઇટલીની ભવ્યતા ને સફાઇ કે ફ્રાંન્સનું સૌંદર્યદર્શન ને રંગીલાપણું જરાએ દેખાતાં નથી, પણ કદાચ અંગ્રેજોના સ્વભાવમાંજ એવાં ચિત્રો નીપજાવવાને જોઇએ તેટલી સ્થિરતા કે સૌંદર્યભક્તિ ઉત્પન્ન નથી થઇ. અંગ્રેજોના સ્વભાવમાં કલા કરતાં ભવ્યતા

વધારે છે. કલાવિદોનો દરબાર ભરી એમની ચર્ચાઓથી સંસ્કૃતિ અને ઉન્નતિનું શિખર માપવા કરતાં નાવિક થઇ તોફાનમાં શક્તિ અજમાવવી એમને વધારે ગમે છે. તમે તોફાનમાં હોડી લઇ જતા અંગ્રેજ યુવકોનું એક અંગ્રેજ ચિત્રકારનું ચિત્ર જોયું છે? અંગ્રેજોના સ્વભાવમાં ધીરજ કરતાં સાહસિકતા વધારે છે અને કલ્પના કરતાં ગણતરી કરવાની વધારે ટેવ છે તેથી એમની કલામાંએ શક્તિ છે પણ સૌંદર્ય ઓછું છે. કઠણાઇમાં શક્તિ વધે પણ સૌંદર્ય ખીલતું નથી. અંગ્રેજોના જીવનોમાં અને ભાવનાઓમાં જ્યારે મૃદુતા આવશે ત્યારે એમની કલામાંએ સફાઇ ને સૌંદર્ય જરુર વધવાનું, પણ શક્તિ ઘટવાની.

સ્ત્રીઓની પ્રવૃત્તિ અહીં ઇંગ્લંડમાં ઘણી આગળ વધેલી છે. જીવનના દરેક ક્ષેત્રમાં અહીંની સ્ત્રીઓ હીસ્સો માગે છે ને ભાગ લે છે. ફ્રાન્સની સ્ત્રીઓ રાજકીય બાબતોમાં અંગ્રેજ સ્ત્રીઓ જેટલી આગળ પડતી નથી. કહેવાય છે કે સ્ત્રીઓને હાથે ચાલતાં અથવા સ્ત્રીઓનાં ચોપાનીઆંની સંખ્યા ફ્રાંસ કરતાં ઇંગ્લંડમાં વધારે છે. મારે સ્ત્રીઓની કેટલીક સંસ્થાઓ અહીંઆ જોવી હતી. પણ રોમમાં સ્ત્રીઓની પરિષદ્ છે તેમાં ઘણીખરી સ્ત્રી સંસ્થાઓની અધિષ્ઠાત્રીઓ ગએલી છે અને અમે અઢારમીએ તો અહીંથી નીકળવાનાં છીએ. અને એ પહેલાં ઓક્સફર્ડ અને સ્ટ્રેટ્ફર્ડ–ઓન–એવન–શેકસપીઅરની જન્મભૂમિ–જોવા જવાનાં છીએ, એટલે આ સંસ્થાઓ જોવાનો મારો કાર્યક્રમ તો બધો રદજ થયો.

અહીંઆ પણ દર ત્રીજે દહાડે અમે નાટકમાં જઇએ છીએ. અહીંના નાટકો વીશે પણ ઘણું કહી શકાય એમ છે. નાટકોમાં સ્વાભાવિકતા અને અભિનયની ખુબી આ લોકોએ ઘણીજ કેળવી છે. પણ આજની મારી મનોવૃત્તિ રંગભૂમિના રંગમાં ડુબે તેવી નથી એટલે આ વીશે આજ કૈં લખતી નથી.

હવે કદાચ એકજ મેલમાં તમને કાગળ મોકલી શકાશે. અમે ફ્રાંસ જતાં એરોપ્લેનમાં ઉડવાનો વિચાર કરીએ છીએ. અને મોંટે કાર્લો પણ જતાં આવીશું. એજ.

લી० લીલાવતીના વંદેમાતરમ્.

## મોંટેકાર્લો

૧

લંડનમાં અમે ઘણું જોયું, પણ ઘણું જોવું રહી ગયું. એ નગરી એવી છે કે એમાં જીવન પર્યંત રહો તોએ જોવાનું ને જાણવાનું તો રહીજ જાય.

આ ઢાલની એક બાજુ. બીજી બાજુનું વર્ણન કોઇ પુછે તો આમ કહું:

લંડન અમને ઘણુંજ અનાકર્ષક લાગ્યું. એના ઘમઘોર આકાશ અને અતડી સૃષ્ટિ અમને કૈં ગમ્યાં નહીં. અને આ સ્વતંત્ર લોકો આપણને નિર્બલ રાખવા મથે છે અને આપણી અશક્તિ પર એમની મહત્તાના પાયા રચે છે એ વિચારે એમની મહત્તાની નીશાનીઓ જોતાં જોતાં શક્તિ, સુંદરતા કે મહત્તાને જોઇ થતો સ્વાભાવિક આનંદ અમને કદી થતો નહીં.

પણ લંડન હવે ઘણું થયું. એને પાછળજ મુકીએ તો કેમ?

એક સવારે દસેક વાગતા અમે લંડનથી પારીસ ઉડવા હેંડલે–પેજના ઉડવાના સ્ટેશન તરફ રવાના થયાં. લંડન વહેલું છોડવું પડવાથી મારા નિષ્ફલ થએલા મનોરથોના આકારો મોટરને લીધે દોડતાં જણાતાં વૃક્ષોમાં જણાતા હોય એવું લાગતું. શું શું કરવાનું રહી ગયું

તેની યાદીના મણકા તૂટેલી માળા માફક વેરાઇ જતા હતા. ત્યાં રસ્તામાં એક કુતરું મોટર તળે આવી ગયું તેની હૃદયભેદક ચીસે મને જગાડી. મારો અહિંસાધર્મી આત્મા દુખાયો. પણ મોટર તો સુસવાટ કરતી ચાલીજ ગઇ અને ડ્રાઇવરે એક વાર પાછું વાળીને જોયુંએ નહીં

એરોપ્લેનના સ્ટેશન આગળની બધી વિધિ પુરી કર્યા પછી અમે એરોપ્લેન તરફ જવા પગ ઉપાડયા. પણ તેટલામાં થએલી આતુરતાની કંઈ સીમા! પુષ્પક વિમાનમાં બેસીને રામ ખરેખર આમજ ઉડયા હશે! પણ એમનું વિમાન આથી જરા વધારે ડાહ્યું હશે તેથી તે "વિમાનરાજ! આ માર્ગે, આમ" એવું કહેતામાંજ એમને જોઇએ ત્યાં જાય. અને આ તો યંત્રોથી ધમધમી રહે ને એને કાબુમાં રાખવાને તો કળા અને બળ બંને જોઇએ. ને તોએ એ તો પવન કે ધુમ્મસમાં અટવાઇ જાય ને અગ્નિથી બળી જાય. આપણે કલિયુગમાં જન્મ્યાં ત્યારે કની?

વિમાનમાં ઉડતાં પહેલો ભાવ તો જાણે ધરણી ડોલતી હોય એવોજ થાય છે. તેમાં થોડું આશ્ચર્ય, થોડી ગભરામણ, થોડો આનંદઃ એવી એવી બધી વૃત્તિઓ ભળે છે. પણ થોડી વારે વિમાન ઉંચે ને ઉંચે ચઢતું જાય છે અને સ્થિર થઇને ઉડવા માંડે છે ત્યારે આસ પાસની રચના જોવાની કુતૂહલવૃત્તિ પ્રધાન પદે હોય છે. કેડીઓ જેવા રાજમાર્ગો અને વાડીઓ જેવાં જંગલો જોઇ ત્યાં રમવા ઉતરી પડવા નું મન થાય છે. રમકડાં જેવી ગાયો ને ઘેટાં, કાર્ડબોર્ડ પર ચીરી કાઢયાં હોય એવાં ખેતરો, રમતમાં ઢગલીઓ કરી મુકી હોય તેવી ટેકરીઓ ને કીંડરગાર્ટનનાં બનાવેલાં હોય એવાં નાના લાગતાં ઘરો જોઇ બાલક થઇ એ બધાંનો ઉપયોગ કરવાનું, તેને તોડવાનું ને ફરી ગોઠવવાનું મન થયા વિના રહેતું નથી. આ બધાંનો બનાવનારો

કોઇ હોય તો તે પણ મોટા કદનો ને પ્રમાણનો કોઇ બાળકજ હોવો જોઇએ.

પણ ઇંગ્લીશ ચેનલ પરથી ઉડતાં સૌથી સરસ તો દરીઓજ લાગે છે. તોફાની સાગરને બદલે જાણે ભુરા કાચનો સ્થિર અરીસો પથરાયો હોય ને મોટીમોટી સ્ટીમરોને બદલે છોકરાંને રમવાની સ્ટીમરો થોડે થોડે અંતરે ગોઠવી હોય એવુંજ કૈં લાગતું. એના આસપાસ બંને કીનારા દેખાતા અને રેતીમાં પથ્થરની કાળી ભાત પણ શ્વેત ચિત્રફલક પર કાળી આકૃતિઓ ઉપજાવી હોય તેવી અતિ રમ્ય લાગતી.

એકધારી ગતિએ જવા છતાં જાણે દરેક વખતે જુદા જુદા પ્રદેશમાં વીચરતાં હોઇએ એમ લાગતું. ઘડીમાં અમે ભાનુના પ્રકાશથી પાવન થએલા માર્ગમાં વિહરતાં ને ઘડીમાં ઝઝુમતા ઘનના પ્રદેશમાંથી પસાર થતાં હોઇએ એવું લાગતું. મેઘ અનેકરુપે અનેક પ્રકારની ક્રીડા કરતો સ્થળે સ્થળે રમતો. એક વિચાર આવ્યો: ઘમઘોર આકાશની વચ્ચે રાત્રીને સમયે આમ ઉડવાનું હોય ને ઝળકતી વીજળીનું કારમું રુપ જોવાનું હોય તો શું સંવેદન થતું હશે? વીજળીને પ્રશ્ન પુછવાનું સાહસ કરવાની હીંમત કોઇની તે વખતે ચાલે ખરી?

લંડનથી અમે બાર વાગે નીકળ્યાં અને પેરીસમાં અમે અઢી વાગે પહોંચ્યાં. કેલે આગળથી ફ્રેન્ચ અને બ્રીટીશ સરહદ જુદી પડે છે. ત્યાં ઘડીઆળોના ટાઇમ પણ બંને જુદા રાખે છે અને લગભગ એક કલાકનો ફરક હોય છે.

પેરીસમાં અમે સ્ટેશન પરનીજ એક હોટેલમાં ઉતર્યાં. માત્ર રાત રહી સવારે મોંટેકાર્લો જવા નીકળવાનાં હતાં.

૨

મોંટેકાર્લો એ એક અતિ સુંદર ગામ છે. ત્યાંના રસ્તાઓ સ્વચ્છ ને શોભીતા છે, ત્યાંની હોટેલો સુંદર ને સગવડકારી છે ને ત્યાંનો

ભપકો કે ન્યારોજ છે-જાણે વિશ્વકર્માએ આદર્શ શહેરનો 'મોડલજ' (નમુનો) કરી મુકયો હોયની!

પણ આ સુદરતાનો રચનાર સ્વર્ગનો વિશ્વકર્મા નથી, પણ મોં, બ્લાંક ઉર્ફે હેર વીસ કરીને ફ્રાંકો પ્રુશીઅન યુદ્ધ વખતે જર્મનીમાંથી દેશપાર થએલા એક સદ્‌ગૃહસ્થ છે. એમણે ઘણા દેશોમાં નશીબ અજમાવવાના વિચારો કીધા, પણ છેવટે મોનાકોમાં વસવાનું એમને વધારે સુયોગ્ય લાગ્યું. મોનાકોમાં ગરીબી હતી. મોનાકોની આસપાસનો પ્રદેશ સુંદર હતો. એમની શકિતને ખીલવવાનું આથી વધારે કયું સ્થાન મળતે?

મોનાકોના રાજ્યકર્તાઓ-ગ્રીમાલ્ડી કુટુંબના વંશજો-ઘણા અસલી ખાનદાનીના કહેવાતા, પણ ક્રાંતિવાદીઓની ચળવળને પારણામે આવી જુની ખાનદાનીમાએ ગરીબાઇએ પ્રવેશ કર્યો હતો. ત્યાંના રાજા ચાર્લ્સ ત્રીજો તો એના ઐતિહાસિક સ્મરણોથી ભરપુર મોનાકોના ખડક પરના મહેલમાં-જયાં એક વાર હરકયુલીસે રાજ્ય કર્યું હતું ત્યાં-સંસ્થાન વસાવી રહેલા ભૂપકોના મહારાજ્યની વચમાં જીંદગી ગાળતો હતો. ત્યાં એક નાનું સરખુ જુગારખાનું તો હતું. પણ નહોતાં તેમાં માણસો કે નહોતાં તેમાં સાધનો. મોં. બ્લાંકના કીસ્સાબાજ મગજમાં આ નાનકડા સ્થળના રંગરુપ ફેરવી નાખવાનો વિચાર થયો. એમણે રાજા સાથે હોંશીઆરી વાપરી વાત કરી, ખુશામત પણ કરી ને છેવટે બંને બાજુને પુષ્કળ નફો થાય એવો કરાર કર્યો. પણ 'સ્ટોક કંપની' છેક ૧૮૧૮ માંજ સ્થપાઇ. આ કરારને પરિણામે ત્યાંના પ્રીન્સને દર વર્ષે વધતી અમુક રકમ કરાર પ્રમાણે આપવી પડે છે. ૧૯૩૭ માં આ રકમ વધીને પચાસ લાખ ડોલર થશે.

મોંટેકાર્લો એ આ મોનાકોનું મુખ્ય શહેર છે. જુગારખાનાની શરુઆત મોનાકોમાં થઇ, પણ પાછળથી મોંટે કાર્લો વધારે ને વધારે

પ્રખ્યાત થતું ગયું. રમણીય દરીઆ કીનારો, સુંદર બગીચા અને અદ્‌ભુત રીતે ગોઠવાયલી ટેકરીઓ ને ખડકોને લીધે આ શહેરનું લાલિત્ય ઘણું મોહક લાગે છે. પ્રવાસીઓ આ સ્થળની ખ્યાતિ સાંભળી જોવા આવે છે. કોઇકના ઉપર અહીંઆ નશીબદેવી પ્રસન્ન થાય છે. ઘણાને રડાવે છે ને કેટલાક તો પાયમાલ થઇને આપઘાત પણ કરે છે. આપઘાત કરવાની નવાઇ મોંટેકાર્લોમાં નથી.

મોંટેકાર્લોનું જુગારખાનું–કેસીનો–એક ભવ્ય મકાનમાં છે અને સગવડ અને કળાથી તેને શણગારેલું છે. દુનીઆના શાહો ને સરદારો, ધનપતિઓ અને શોખીનોનાં પગલાંથી આ સ્થળ પાવન થએલું છે. લક્ષ્મીદેવીના નૂપુરઝંકાર દરેક ખુણેખુણેથી આવતા હોય એવો એમાં ભાસ થાય છે. દરરોજ કરોડો રૂપીઆની હારજીત ત્યાંના ટેબલ પર થાય છે ને હજારોના નશીબનું ચક્કર એ ટેબલ પર મુકેલા રૂલેટના ચક્કરની સાથે ફરે છે. અહીંઆ આવી રમનારાઓમાંના ઘણાને કપાળે હસતા આવી રડતા જવાનો વિધિલેખ હોય છે.

અહીંઆ સેવા કરતા સેવકવર્ગને ખાસ તાલીમમાંથી પસાર થવું પડે છે. ઝડપ, ચપલતા–એવા એવા ખાસ ગુણો ઉપરાંત ગમે તેવા પ્રસંગમાં પાંપણે ન હાલે એવું થંડુ બરફ જેવું હૃદય રાખતાં પણ એમને શીખવું પડે છે. વખતે ત્યાંને ત્યાંજ બારણા પાછળ જઇ કોઇ આત્મઘાત કરે તો એક પલે તેને ખસેડી બીજી પલે જાણે કંઈ ન બન્યું હોય તેમ પોતાનું કર્તવ્ય કરવાનું તેમને હોય છે.

પણ ત્યાંના અધિકારીઓને ન્યાય આપવા એક વાત તો કહેવી જોઇએ. ત્યાંની રમતમાં પક્ષપાત કે પહેલથી જાણી શકાય એવું કંઈ હોતું નથી. અને કોઇ પોતાનું સર્વસ્વ હારી ગયું હોય ને ત્યાંના અધિકારીને જઇને વીનંતી કરે તો નુકશાનના પ્રમાણમાં તેને કંઈ તો પાછું મળેજ છે. છેવટે કંઈ નહીં તો ઘર સુધી પહોંચવાની ટીકીટ અને વાટ ખર્ચી તો મળેજ. ગમે તો તે દુનીઆને છેડે રહેતો હોય!

પણ એ પૈસા લીધા પછી ફરી કેસીનોમાં ન આવવાની ખાત્રી આપવી પડે છે. ને કોઇ પાછું જઇને એ પૈસાથી રમે તો ત્યાંના જાસુસોની નજરમાંથી ભાગ્યેજ તે છટકે છે.

અમે ત્યાં ગયાં ત્યારે જુગારનું આ મહા યાત્રાસ્થળ જોવાની અમારી આતુરતાની કૈં સીમા ન હતી, પણ અંદર ગયા પછી આ આતુરતા ટકી નહીં. મને જરા મન થયું, 'માત્ર ગમ્મતને ખાતર એક પાકંડ બગાડીએ તો કેમ? ભાઇ મુનશીને પણ અડધો વિચાર થયો, પણ અતિલક્ષ્મી બહેનને એ વાત કૈં રુચી નહીં અને છેવટે અમે એક પણ ફ્રાંક મુક્યા વગર પાછાં આવ્યાં. ઓછામાં ઓછા પાંચ ફ્રાંકથી ઓછો દાવ ત્યાં ખેલી શકાતો નથી. ત્યાં ટેબલની આસપાસ બેઠેલાં નરનારીના મુખ પરના ભાવો તો કોણ વર્ણવી શકે? દરેક હૃદયમાં આશા નિરાશાના સૂર ગાજતા હોય છે. ચિંતા અને ઉલ્લાસનાં ભરતી ઓટ, બુદ્ધિના અંકુશની અવગણના કરતી ઉત્કંઠા, આતુરતા અને તૃષ્ણાનો પ્રબળ સપાટો, શંકા અને ભયની વ્યથાઓ—એ બધાંનું સંપૂર્ણ માપ એક રાત્રિના અનુભવમાં કેમ આવી શકે? ને તોએ દૃષ્ટિ આગળથી એ ચિત્ર ખસેડતાં બહુ વાર લાગે છે.

મોંટેકાર્લોની આસપાસ રીવીએરામાં મોટરકારમાં અને મોટરબોટમાં ફરવામાં મજાહ ઘણી પડે છે. આઇલોના માઇલ સુધી પર્વત ને સમુદ્રની રમણીયતા જોતાં જોતાં ફરી શકાય છે અને શાંત અખાતમાં સમુદ્ર પર જમીનથીએ વધારે નીરાંત અને આલ્હાદ સાંપડે છે. અમને સૌથી વધારે આનંદ તો આમ ફરવામાંજ મળ્યો.

"આવા સુંદર ધામને આદમના અટકચાળા પુત્રોએ સુંદર પડમાં સંતાએલી વિરુપતા જેવું ન બનાવ્યું હોત તો?" નીતિસૂત્રોમાં શ્રદ્ધાશીલ આપણા હીંદુસ્તાની મગજમાં પહેલો વિચાર આજ આવે. "મોંટેકાર્લોને વિખ્યાતિ તો અમારા અટકચાળાપણાએજ આપી

છે." રમતના ટેબલ પરથી નજરે ઉંચી કરવાની તસ્દી ન લેતો કોઇ આદમનો પુત્ર આવોજ જવાબ આપે.

× × ×

તા૦ ૨૪ મીએ અમે મોટેકાર્લોથી નીકળ્યાં. જે યુરોપમાં અમારી ત્રિપુટીએ વિવિધ આનંદ ભોગવ્યો હતો અને પરસ્પરનાં પરમ સ્નેહ ને સૌજન્ય પામી હતી તેનું પર્યટન પુરુ થતું જોઇ દરેક પર ફરી ફરીને અધીરી દૃષ્ટિ નાખવાનું મન થતું. યુરોપ જવાનું ખરું સંભારણું તો આવા સરસ મિત્રોનો સ્નેહ પામવો તેજ હતું.

નોંધ:

અમારા યુરોપના પ્રવાસને લગભગ એક વર્ષ થયું. હસનાં રમતાં અમારી ત્રિપુટીએ એ પ્રયાણ આદરેલું ને નવા પડેલા સંસ્કારો ને કૈં કૈં દિશાઓમાં ઉપયોગ કરવાની યોજના કરી તેથીએ વધારે ઉત્સાહભેર ઘરભણી પાછાં ફરેલાં. પણ બાર મહીના પુરા થાય તે પહેલાં અમારા પ્રયાસો સફળ થતા જોવા ને કરવા સૌ. અતિલક્ષ્મી બહેન રહ્યાં નથી, અને તેની સાથે એ યોજનાઓનો ઉત્સાહ પણ રહ્યો નથી.

પ્રવાસમાં અમને એક ટેવ પડી ગઇ હતી. અમારા ત્રણેને જે કૈં નવા વિચાર થાય તે બધાની ચર્ચા અમે બધાં બેસીને કરતાં અને મારા ને ભાઇ મુનશી વચ્ચેના મતભેદનો ચુકાદો ઘણી વાર અતિલક્ષ્મી બહેન આપતાં. બનતાં સુધી એ પક્ષપાત નહી કરતાં, પણ એ જ્યારે ભાઇ મુનશીની તરફેણમાં ચુકાદો આપતાં ત્યારે તો મને એમનો ચોખ્ખો પક્ષપાતજ લાગતો. અને એ પક્ષપાતની ટીકા કરતાં કલાકો વહી જતા.

સુભગ અનુભવોનાં આયુ ટુંકાં કરવામાંજ વિધિ પોતાની કલાની સફલતા માનતો લાગે છે. એણે સુખની સર્વોત્તમ ઘડીમાંજ એકને લઇ લીધાં; બીજાને એકલવાયા કર્યા ને મારી ટુંકા વખતની મુસાફરી-

ની સ્નેહમય સ્મરણસૃષ્ટિમાં કરુણ રસ ભેળવી જીવનના એક પ્રકરણ-ની સંપૂર્ણતા લઇ લીધી. આવા પ્રસંગે 'કથામાંએ સંપૂર્ણતા છાજતી નથી' એવી લોકવાણી સાંભર્યા વિના રહેતી નથી. પણ વિધિને શું કહેવું ?

એમનું વ્યક્તિત્વ કેમ વીસરાય ? એમનામાં મેં કદી થાક કે કંટાળાનો નિરુત્સાહ જોયો નથી. ને એમનો ઉત્સાહપ્રેરક પ્રસંગ-સરનો વિનોદ સર્વના અંતરની પ્રફુલ્લતા જાળવવામાં કદી નિષ્ફળ નીવડયો નથી. એમનામાં આર્યાના હૃદયની ઉદારતા અને પતિભક્તિનો મેં સાક્ષાત્કાર કર્યો. એમનામાં મેં પ્રસન્નમુખી ગૃહિણીની અદૃશ્ય અસરનો ચમત્કાર જોયો. એમનામાં મેં સ્વાર્પણથી પ્રાપ્ત થતા પરમ બલની પરિસીમા જોઇ.

એમની નાની સુંદર દેહવેલ સર્વમાં વધારે ઉત્સાહ અને શક્તિ દેખાડતી આજે પણ હું જોઉં છું ને એમના પ્રસન્નમુખનો સ્મિતભર્યો સત્કાર હજુએ હું પામતી હોઉં એવું ભાન મને ઘણી વાર થયા વિના રહેતું નથી. પણ એ તો નિર્દોષ બાળકોને નમાયાં કરી રડતાં મુકીને, પતિના સુખી અને સંપૂર્ણ સંસારમાં વિષમતા આણીને, સ્વજનોને શોકગ્રસ્ત કરીને ને ટુંકા સમાગમમાં મારા સમા અશ્રદ્ધાળુ અંતરમાંએ શ્રદ્ધા અને માન પ્રગટાવીને ગયાં તે તો ગયાંજ!



# નિબંધો.

## ગુજરાતી કલ્પના–સાહિત્યનાં કેટલાંક સ્ત્રી–પાત્રો.

દેશની સંસ્કૃતિનો ઇતિહાસ દેશના સ્ત્રીજીવનના વિકાસ પર વધારે આધાર રાખે છે. તેમજ આપણી સાહિત્યલક્ષ્મીનું ગૌરવ અને લોકહૃદયનો આદર્શ એનાં સ્ત્રીપાત્રોની પ્રતાપી સંસ્કારિતા પરથી મપાય છે. સ્ત્રીઓના અનુભવની પ્રણાલિકામાંથી પસાર થયા વિના પુરુષોનાં બુદ્ધિજલ કીનારા વિનાનાં ઝરણની જેમ છીછરાં બને છે. જેટલે અંશે એ કીનારા સુઘટ અને વ્યવસ્થિત હોય તેટલે અંશે એ જળ નિર્મલ અને અખંડિત રહેવાનાં. પણ એ સુઘટતા પ્રજાજીવનની સબળતા પર આધાર રાખે છે.

કેટલાક અપવાદ શીવાય લેખકો એમના સમયના સંસ્કારોથી પર નથી જઇ શકતા. જનહૃદયને સારામાં સારી રીતે પ્રતિબિંબિત કરી શકે એ સારામાં સારો લેખક એવી એક વ્યાખ્યા ઘણા જણને સ્વીકાર્ય છે. અને જે દેશ કે કાલમાં જન્મ લીધો હોય તેનામાં એકરુપતા સાધ્યા વિના એ કાર્ય અશકય છે. કદાચ એ થોડાંક ડગલાં આગળ જઇ શકે. પાછળ આવતા લોકદલ અને એને સ્પર્શતા કાલના આરાને એની શક્તિ પ્રમાણે એ માપી શકે. આગળ ધસતાં કોઇ શૃંગોનાં થએલાં દર્શનને એ કેટલેક અંશે કહી પણ શકે. પણ એના કાલની અસરમાંથી એ સર્વથા મુક્ત તો નજ થઇ શકે.

ગુજરાતના કેટલાક સમર્થ લેખકોની ભાવનાઓ અને બુદ્ધિના સંયોગથી ઘડાએલી અને એમની લેખિનીદ્વારા મૂર્ત સ્વરુપ પામેલી સ્ત્રીસૃષ્ટિનાં દર્શન કરવાનો આ લેખનો ઉદ્દેશ છે. સર્વનાં સમય

દર્શન કરવાની ધારણા નથી. માત્ર સાહિત્યના ઉદ્યાનમાંથી થોડાંક સૌરભભર્યાં પુષ્પો જોઇનેજ સંતોષ માનવાનો છે.

ગુજરાતમાં લોકજીવનના રસવહેણ સુકાએલાં હતાં ત્યારે ગુજરાતી વાર્તાઓનું સાહિત્ય બહુ આદર નહોતું પામતું. સ્વ. સાક્ષર શ્રી. મણિલાલ નભુભાઇ પહેલાં એ દિશામાં સમર્થ પ્રયત્ન થયો હોય એવું જાણવામાં નથી. એમનું પ્રિય તત્ત્વજ્ઞાન એમને અરસિક કરવામાં સમર્થ નીવડયું નથી લાગતું, અને પરિણામે એમની સર્વદેશીય પ્રવૃત્તિમાં નાટકો અને વાર્તાને પણ સ્થાન મળ્યું.

ગુજરાતનું સ્ત્રીજીવન તે વખતે પ્રેરણા અર્પે એવું નહોતું, અને તેથીજ સા. મણિલાલને એમની સ્ત્રીસૃષ્ટિ અન્ય ભાષાના કલાભંડારો નીરખી રચવી પડી છે. જે ભવ્યતા અને ઓજસ્વિતા એમણે ત્યાં નીરખી હશે તે એમના કાલમાં કલ્પનાની બહારના પ્રદેશમાં દૃષ્ટિગોચર થવી શકય ન હતી. પણ એમના કાલની સ્ત્રીજીવનની નિરાધારીતની અસરમાંથી એ છટકી શકયા નથી. એમણે સ્ત્રીજીવનમાં કવિતાના રંગ પુરી નારાધારીને વધારે મોહકરુપે બતાવી.

એમના 'ગુલાબસિંહ'માંની રમા આની સાક્ષી પુરે છે. ઝેનોનીનું મુળ પુસ્તક બહુ ઉત્તમ પ્રકારનું ગણાતું નથી પણ એમાંની મુખ્ય નાયિકાની મીઠી નીરાધારી અને એની આસપાસ પ્રસરેલું યોગનું વાતાવરણ એ માણુલાલભાઇના તત્ત્વજ્ઞાની પણ રસિક મન પર વધારે અસર કરી શકયાં હશે. એમની આસપાસ કચરાઇ જતું અને એના બોજામાં કચરી નાખતું સ્ત્રીજીવન એમણે જોયું હશે. એની ભયંકરતા પર એમને કંટાળોએ આવ્યો હશે. પણ એ ભયંકરતા કાઢી નાખતાં બાકી રહેતી નિરાધારતા એ એમને વધારે અસરકારક લાગી હશે.

અસલના રજપુત વીરોની માફક કેટલાંક પુરુષ—હૃદયોને સ્ત્રીઓની નીરાધારી જેટલી પ્રેરણા અર્પે છે તેટલી બીજા કશાથી નથી મળતી.

એમનું પુરુષત્વ એથી વધારે જાગૃત થાય છે. એમની રક્ષકવૃત્તિ અને અભિમાન અજાણતાંએ પોષાય છે. એમને સ્ત્રીઓના હકનો સવાલ અપમાન કરે એવો લાગે છે. એમને એમ લાગે છે કે એમની હૃદય-ની દેવી માટે એથી જેટલું જોઇએ તેટલું કરવાની એમની તક અને એ દ્વારા મળતો આત્મસંતોષ ઝુંટવી લેવામાં આવે છે. રા. મણિલાલ ભાઇના સમયમાં તો હકનો સવાલ ઉપસ્થિતજ નહોતો થયો. અને પરિણામે એમની કલ્પનામૂર્તિ રમાને, મીઠી, મોહક, વૃક્ષને આધારે ઝુકી રહેતી વેલી સમી નિરાધાર સ્ત્રીત્વથી ભરપુર અને તેથી વધારે આકર્ષક બનવાનું સદ્‌ભાગ્ય મળ્યું છે.

રમા મધુર છતાં અંજાવે એવી નથી. એની મૃદુતા ગમે એવી છે છતાં એને આદર્શનું સ્વરુપ ન આપી શકાય. એનામાં શ્રદ્ધા અને ભક્તિ છતાં અસ્થિરતા અને અજ્ઞાન સ્પષ્ટ દેખાય એવાં છે. રમા હૃદય-માં વસે છે, પણ બુદ્ધિ આગળ ટકી શકતી નથી. અને તોએ એનામાં એક પ્રકારની સુવાસ છે જે ચિત્તને પ્રસન્ન કરે છે.

હૃદય એના પરના દયાથી દાઝે છે પણ એની સાથે રમત નથી કરતું. રમા જેવી સ્ત્રીની જરુરીઆત એને પુછીને નહીં પણ તમે એને માટે યોગ્ય ધારો એ રીતે પુરવાની હોય છે. એની નિર્બલતા અકળાવે છે પણ તેથીજ એ હૃદયની અધિષ્ઠાત્રી બને છે.

ગુજરાતની સાહિત્યસૃષ્ટિમાં એણે અવતાર લીધો ત્યારે પૌર્વાત્ય આભૂષણોથી શોભની એ પશ્ચિમની સુંદરીએ વિદ્વાનોનાં ચિત્તને વશ કીધાં. એના જન્મદાતા પિતાના બુદ્ધિવૈભવને શોભાવે એવું એ બાલક હતું એમ સર્વેએ શંકા વિના કબુલ કીધું. આજે એની નૂતનતાને બીજી એવી ઘણી અવતારી સુંદરીઓએ ઝાંખી કીધી છે પણ છતાંએ એ મીઠી સુંદરીની મોહકતા ઘણાને આકર્ષે છે. સાહિત્યના ઉદ્યાનમાં રમા હજુએ પ્રફુલ્લિત વેલડી સમી વિરાજે છે.

તે પછી સ્વ. સા. ગોવર્ધનરામનો કાલ આવ્યો. એમની મધુર કુમુદ અને લાડકી કુસુમનાંજ આપણે અત્યારે દર્શન કરીશું.

ગોવર્ધનરામભાઇએ જીવનના અનેક રંગોથી રંગાયા પછી એના સારરૂપ લખેલો 'સરસ્વતીચંદ્ર' નવલકથા કરતાંએ પુરાણ વધારે લાગે છે. એમાં શ્રીમંતના ગૃહસંસાર અને રાજ્યતંત્રના ભેદ છે; જુના ઉઠી જતા સંસ્કારની છાયામૂર્તિઓ અને નવા સંસ્કારોના આગમનની છાપ છે. નાગર ગૃહસ્થની આંખે એમણે સંસાર જોયો છે. વકીલની માફક એમણે કેસ રજુ કર્યો છે. 'સરસ્વતીચંદ્ર'ના અધ્યાય જુનામાંથી નવા યુગમાં પ્રવેશ કરવાના કે જોડનારા પુલ જેવા લાગે છે. કથાના કાલ પ્રમાણે કુમુદ કુસુમ પણ સંક્રાન્તિકાલની નાગર કન્યાઓજ છે.

કુમુદમાં ભાવનાઓ છે પણ એને પાર ઉતારવાનું બલ એનામાં નથી. એનો આત્મા જુનાં બંધન તોડવા મથે છે પણ નવી પરિસ્થિતિ સ્વીકારવા તત્પર નથી. ચંદ્રવિકાસી પોયણાની માફક એને જરાક તાપ લાગતાં એ કરમાઇ જાય એવી કોમળ છે. એ સુંદર છે પણ કઠણ નથી. એના તરફની અનુકંપાથી આપણું હૃદય ચીરાય છે. એના અંતરના તરફડાટ જોતાં આપણું મન પણ ધ્રુજી ઉઠે છે. કલાદેવીના એક સુંદર અવતાર સમી એ ચિત્તને બાંધે છે. પણ એનું જાદુ ઉતરે કે તરત એનામાં એક પ્રકારનું જોમ નથી એમ લાગવા માંડે છે.

એના નિગ્રહમાં એક પ્રકારના ગૌરવનું ભાન થાય છે પણ સાથે દયાએ આવે છે. એનો ભોગ આવશ્યક છે પણ તેથી એ સુંદર નથી બનતો. પરિસ્થિતિની એ સ્વામિની નથી થઇ શકતી પણ એની સાથે એ ઘસડાય છે. એનું દુઃખ એનું પોતાનુંજ નથી રહેતું પણ વાચકના ચિત્તને પણ વલોવી નાખે છે અને તેથીજ એની નિર્બલતા પર એ ચીડવાય તો ક્ષમાને પાત્ર છે, અને છતાંએ એ સર્વની સહાનુભુતિને છેક સુધી પુરેપુરી આકર્ષે છે.

કુસુમ એનાથી વધારે અર્વાચીન છે. એની બાલિશતા અને તોફાન ભરતી સુઝાડે એવાં છે. એના રમતીઆળપણાથી એ પ્રિય બનતી જાય છે. પ્રેરણા અર્પે એવાં એનાં સુંદર મન અને શરીર એના સર્વ સંબંધીઓને સમાજના એ બંધનકાલમાં ચિંતા કરાવે એ સ્વાભાવિકજ લાગે છે.

પણ કુમુદ કરતાં કુસુમ દૃઢ થઇ શકે એવી છે. કુસુમ કુમુદ હોત તો એ પ્રશ્ન ઘણી વાર ઉદ્ભવતો નથી લાગતો ? પુષ્પ સમી એ કોમળ કળીની આસપાસ એક પ્રકારની કવિતાનું જાદુ છે. કુસુમ કુમુદ હોત તો એની દૃઢતા અને જોમે સરસ્વતીચંદ્રની કથા કૈં જુદાજ સ્વરૂપની કરી મુકી હોત. એમાં ઉન્માદ નહીં આવત; પણ નિરાધારીએ આટલો પ્રવેશ નહીં કરી શકત.

કુસુમ અને કુમુદ બંને સુંદર છે; બંને આકર્ષક છે. પણ કુમુદ મધુર છે અને કુસુમ પ્રતાપી બનત. કુમુદ જાઇ સમી સુવાસિત અને નાજુક છે. કુસુમ ગુલાબની ઉઘડતી કળી સમી ઉજાસભરી પણ તરત કરમાઇ ન જાય એવી છે. કુમુદ સૌંદર્ય છે અને કુસુમ સૌંદર્ય અને શોભામાં બંને થાત.

પણ કુમુદ અને કુસુમનો દોર એક કાલે લોકહૃદય પર થોડો નહોતો. કુમુદ-કુસુમની કલ્પનામૂર્તિઓએ ઘણા યુવાનોના ચિત્તને ચકડોળે ચઢાવ્યાં હતાં. પોતાની જાતને સરસ્વતીચંદ્ર સમા કલ્પનાર ઘણા ઉછરતા કોલેજીઅનો 'મારી પત્ની કુમુદસુંદરી સમી નથી' એ વિચારે સંસારને ખારો કરતા. કેટલી મુગ્ધા અને નવોઢાઓ એમના અનુકરણથી પતિને પ્રસન્ન કરી શકાશે એમ ધારતી. પણ એમની અપૂર્વતા સર્વને મહાત કરતી.

આજે તો એવી એક નહીં પણ અનેક કુમુદ અને કુસુમ સમી કોડીલી કન્યાઓ દૃષ્ટિમાં તરવરે છે. કેટલીકનો વિકાસ તો એથીએ આગળ વધ્યો છે. સ્ત્રીઓ માત્ર ભાવનાના પ્રદેશમાં વસતી હતી તે

હવે બુદ્ધિક્ષેત્રમાં પણ ઝુકાવા લાગી છે. પણ એ સર્વનો આરંભ તો સા. ગોવર્ધનરામની કીર્તિમૂર્તિઓના જ્યોતિર્દેહમાંથીજ થયો. સરસ્વતીચંદ્રની કથાની નવીનતા બહુ લાંબા કાળ લગી ટકી છે. 'સરસ્વતીચંદ્ર' ન વાંચ્યો હોય તેની સાક્ષરતામાં પણ એક કાળે શંકા કઢાતી. અને હજુએ એનો દેહ જીર્ણ થયો નથી.

સાક્ષરશ્રી નાનાલાલ કવિનો કાળ ગોવર્ધનરામ પછીનો હોવાથી એમનાં સ્ત્રીપાત્રો વધારે નિશ્ચયાત્મકબળવાળાં હોવાં જોઇએ એમ આપણને સહજજ લાગે. આપણે એમનું અકજ પાત્રતેજયાનેજ કૈંક નીરખી લઇશું.

કાઠીઆવાડની સશક્ત સ્ત્રીજીવનના અનુભવી રા. નાનાલાલની જયા એ શિખરો કુદી શકે એવી નાજુકાઇના ડોળ વિનાની ને સશક્ત છે. ભાવનાના નાથને પસંદ કરવાનુ બળ પણ એનામાં છે. પણ આપણા આર્ય જીવનની મહત્તા, આદર્શને પામવાનું બળ કેળવવા કરતાં આદર્શ રચી ન પમાય ત્યારે આત્મભોગ આપવામાં વધારે મનાઇ છે.

જયામાં સુંદરતા જેટલીજ સ્વાભાવિકતા નથી. હિમાચલનાં શિખરોમાં વસતી એ બાળા જગતને આંગણે પધારે તો પાવન તો જરુર કરે પણ પ્રસન્ન કરી શકે કે કેમ એ એક પ્રશ્ન છે. માનસ-શાસ્ત્રનો અભ્યાસ (Psycholgical study) એમાં અધુરો છે એમ કહેનારને તો કદાચ રા. કવિ ભાગ્યેજ ક્ષમા કરે. પણ એ અભ્યાસ ઘણી વાર અગમ્ય થઇ પડે છે. કદાચ સૃષ્ટિનાં સામાન્ય શાસ્ત્રો સાથે એ બંધબેસ્તો થતો નથી એમ કહેવાય. જગતવાસીઓની જડતા એની દિવ્યતા જોઇ આશ્ચર્યમાં નથી પડે છે પણ એને જીવનમાં ઉતારવાના વિચાર થોડાજ કરે છે. એની તેજસ્વી પાંખોનાં તેજ સ્પર્શ કરતાંજ ખરી જશે એવી કૈંક બીક લાગે છે. પરિણામે જયાની સાથે માનુષી (human) મૈત્રી સાધવાના કોડ કોઇકજ રાખતા હશે.

જયામાં એક પ્રકારની અપાર્થિવતા છે. એને લીધે એ સખી થઇ શકે એવો વિચાર કરવામાંએ ધૃષ્ટતા લાગે છે. એને તો દેવી તરીકે પુજી શકાય. એ માનુષી છે એમ તો જ્યારે એ જુદાં હોડલાં તરાવે છે ત્યારેજ લાગે છે. માનવહૃદયની સ્વાભાવિક ગંગા કરતાં આકાશની સ્વર્ગગંગા જેવા એના યોગ સૂક્ષ્મતેજભર્યા વધારે લાગે છે. એમાં કલ્પનાનાં મધુર ઉડ્ડયન છે પણ જીંદગીની અનિવાર્ય જરુરી-આતોનુ ત્યાં લેખું નથી. સ્વર્ગગંગાના રુપેરી લીસોટા કરતાં ગંગા-જમનાનો મધુર પ્રવાહ તૃષાને છીપાવવાને વધારે સમર્થ નીવડે છે. સ્વર્ગગંગાને નીરખી રહ્યા પછી સ્નાન કરી શુદ્ધ અને શાંત થવાને જગતની ગંગા તરફજ માનવહૃદયને વળવું પડે છે. રા. કવિ જેવી પ્રભાવશાળી બુદ્ધિથી આ સત્ય અજ્ઞાત ન રહી શકે એ સ્વીકારવા સર્વ કોઇ તત્પર છે. એમના ઉન્નત આત્માને કદાચ સૌંદર્ય આગળ સત્ય ઝાંખુ લાગ્યું હશે.

આ કોલાહલભર્યા પ્રગતિના જમાનામાં જયા સદેહે સંસારમાં ઉતરે તો એના તેજ ઝાંખા થઇ જાય એવો ભય લાગે છે. એના તેજસૂક્ષ્મશરીરની પારદર્શકતા જગતમાં આવતાં જતી રહે એવા અંદેશા રહે છે.

પણ કલ્પનાના મોહમય પ્રદેશ માનવી જડજગતથી કંટાળે ત્યારે વધારે ઝંખે છે. જયાના અદ્ભુત પરંતુ અસ્પર્શ્ય આત્મસૌંદર્યને ચકિત થઇને આપણે નીરખી રહીએ છીએ. એ આત્મસૌંદર્ય જડવાડના આ રાત્રિ સમા અંધકારમાં પ્રકાશના દીવડા સમું છે. અજાણ્યું નહીં પણ નવીન એવું એ સૌંદર્ય મગજની પૃથક્કરણશક્તિને માટે નથી. સુંદર સ્વપ્નસમા એના પડછાયાજ માત્ર આપણને ઘેરે છે.

રા. કવિના શબ્દો અને શૈલીમાં નવીનતા છે અને એ નવીનતાએ જયાના સૌંદર્યમાં ભભક પણ ભરી છે. જયાએ હૃદયને આકર્ષ્યાં નથી પણ વિચારને સ્ફુરાવ્યા છે.

દિવ્યલોકની વસનારી એ બાળાએ આપણા સહિત્ય-ઉદ્યાનમાં વીચરી આપણને મહદ્ભાગ્યના અધિકારી કર્યા છે એમ કહીએ તો અતિશયોક્તિ નથી.

રા. કવિ પછી અત્યારે તો વાર્તાના સાહિત્યમાં મુનશીયુગ પ્રવર્તે છે એમ કહીએ તો ચાલે. એમની સબળ લેખિનીએ એક કરતાં અનેક પ્રતાપી મૂર્તિઓમાં જીવંત ચેતન પ્રસાર્યા છે. એમનાં સર્વ પાત્રોની ખબર લઇ એમના અહંભાવને પોષવાનું પાપ આપણે અત્યારે નહીં કરીએ. એમની મોટી રમા ને ઝાઝરમાન શીરીન, સત્તાની શોખીન મીનળદેવી કે મૃણાલ, કે નિર્દોષ વનપુષ્પસમી વિલાસને અત્યારે આપણે વીસરી જવાનો ડોળ કરીશું. અત્યારે તો માત્ર ચમકારા કરતી પ્રસન્ન, કોડીલી, ગૌરવભરી તનમન અને મદભરી મંજરીનાં અંતર સમજવાનો યત્ન આદરશું.

રા. મુનશીનાં સ્ત્રીપાત્રોની આસપાસ એક પ્રકારનું 'Romence' હંમેશાં હોય છે. એમની નાયિકાઓ જગત્ સાથે પ્રત્યક્ષ સંબંધ બાંધવા કરતાં પ્રેરણા અર્પનાર ફીરસ્તાને રસવાઓની અધિષ્ઠાત્રીઓ બનવાનું વધારે પસંદ કરે છે, આંસુ સારવા કરતાં એમને હોઠ દાબી તિરસ્કારનાં બાણ ફેંકવાં વધારે ગમે છે મોહક પરંતુ પ્રતાપી, નિશ્ચલ અને ગૌરવભરી, ઉર્મિઓ અનુભવે એવી છતાં સ્વસ્થ એમની નાયિકાઓનાં લગભગ ખાસ લક્ષણ થઇ ગયા હોય એવા લાગે છે.

રા. મુનશીની પ્રસન્ન અપ્સરા સમી ઘણીવાર દુર્જેય થઇ પડે છે. એનો મોહ કોઇ વાર અનિવાર્ય હોય છે. અને એ આંજીએ સહેલાઇથી શકે છે.

પણ સર્વ કાર્યો એ પ્રેરણા દ્વારાજ કરી શકે. એની કીકીના કામણમાં જાદુ છે. પણ જે જુએ તેને માટે. પણ એ છેતરી શકાય એવી ભોળી હોય એવી પણ કોઇકવાર લાગે છે. એનો તનમનાટ એના ઉછળતા હૈયામાંથીજ પેદા થાય છે.

એની ભમ્મરની કમાનથી એ વીંધી શકે એવી છે. એની આંખના તોફાનથી એ જીવી શકે એવી છે. એની તાત્કાલિક બુદ્ધિના પાશમાં એ બાંધી શકે એવી એ છે.

તનમન એના કરતાં કંઈક જુદીજ છે. રા. મુનશીની નાયિકાઓના સામાન્ય ગુણો તો એનામાંએ છે. પણ છતાંએ એના લોચનના પ્રતાપમાં વધાર નિશ્ચલતા અને સામર્થ્ય છે. સંસારની પુતળીઓ જોવાને ટેવાએલી આંખને એનો ગર્વ કંપાવે એવો જણાતો હશે. અને છતાંએ, એ ગર્વિષ્ઠ હોવા છતાંએ આઘાત નથી પહોંચાડતી. એની તીક્ષ્ણતાજ એના પ્રતિ માનની ભાવના પ્રેરે છે.

મંજરીએ ખરું કહીએ તો તનમનનો વધારે વિકાસ પામેલો પુનરવતાર છે. પ્રકૃતિની કો અનુપમ કલા સમી એ અદ્‌ભુતતાભરી છે. એના અંડખોર આત્માનો સબળ આવિર્ભાવ એને એના સંયોગોની સામ્રાજ્ઞી બનાવે છે. માત્ર રા. મુનશીના પુરુષત્વના અહંને આવી મૂર્તિ ઘડી એને નમાવવાના અભિમાનભર્યા સંતોષ વિના ચેન નથી પડતું.

આ સુંદરીઓનાં તિરસ્કારભર્યાં હાસ્ય યોદ્ધાઓના માન મુકાવે એવાં છે. એમની દૃષ્ટિની અણીઓ ભલભલાના અંતરની આરપાર ઉતરે એવી સખત હોય છે. એમનાં હાસ્યના ટંકાર ચમકાવી નાંખે છે. એમના શબ્દના રણકાર વાતાવરણમાં મધુરતા પ્રસારે છે. કઠણ છતાંએ કોમળ છે. મીઠી છતાએ પ્રતાપી છે.

આત્માનાં ઐક્ય સાધે ત્યારે પૃથ્વી પર સ્વર્ગનાં દર્શન એ સહજમાં કરાવે છે. એમની આંખ ફરે તો જગદંબા થઇ પ્રલય કરતાં એમને વાર નથી લાગતી.

પણ આ સર્વ છતાંએ એમનામાં કંઇક નથી—કશાકની ઉણપ છે, એમ કોણ જાણે કેમ લાગ્યા વિના નથી રહેતું. એમની મૃદુતામાં એક પ્રકારની કૃત્રિમતા લાગે છે. એમના વિકાસમાં ક્યાંક અધુરાપણું

છે એમ કહેવું એ તો સાહસ ગણાય. મુનશીની કલાના ચમકાર નીચે એ ઉણપ ક્યાં છે એ શોધતાં બુદ્ધિ ભ્રમનાં પડે છે.

પણ રા. મુનશીનાં સ્રીપાત્રોને માયા કરતાં શકિતની આવિર્ભાવ રૂપ વધારે લેખાય. એમની શકિતનો અમલ એ હૃદય પર રાજ્ય સ્થાપી કરી શકે છે, મગજ દ્વારા નહીં એ ખરું, પણ એ ઈંદ્રિયો-દ્વારા બુદ્ધિને અંધ કરીને નહીં પણ એ બુદ્ધિ પર ભાવનાની આણ વર્તાવીને. અને તેથીજ એ આપણા ઉમળકાને પાત્ર બને છે.

અને એમને બુદ્ધિપ્રધાન નહીં પણ બુદ્ધિશાળી કહ્યા વિના તો કેમજ ચાલે?

અને મંજરીમાં તો એથીએ કંઈક વધારે છે. રા. મુનશી હજુ તો એના વિકાસમાં નવાં તત્ત્વો ઉમેરે છે. અત્યાર સુધીમાં એણે જેટલાં મુગ્ધ કર્યા છે એથીએ વધારે આશા રાખવાનં સૂચન એ કરતી જાય છે. એની પકવતાની મીઠાશ વધતી જાય છે. એના અનુભવનાં પાના વધારે ધારદાર થતાં જાય છે. એના વેગ ક્યાં અટકશે એ કેમ કહેવાય?

આપણી સાહિત્યવાટિકાની આ કેટલીક મદભર નયનાં સુહાગી સુંદરીઓ. એમની મનોહરતાથી મોહાઇ એમની શોભાને નીરખતાં જીવનની કેટલીક ક્ષણો પ્રમત્ત બનાવી હોય એવા ઘણા ભકતોની પૂજા એમણે સ્વીકારી હશે. મારી એ કૃતજ્ઞતાની સાક્ષીરૂપ આ અલ્પ **पत्रं पुष्पं फलं तोयं** આપી વીરમું છું.

## ગુર્જર સ્રી જીવનનના કેટલાક પ્રશ્નો

જગત્ પ્રગતિપંથે ગતિ કરે છે. આર્યાવર્ત પણ પ્રગતિની કુચમાં સૌની હારમાં રહેવા કમ્મર કસી છે. પણ એનો આધાર એના સૌ પ્રાંતરૂપી અવયવોના બળ પર રહેલો છે.

ગુજરાત એ આર્યાવર્તનું અગત્યનું અંગ છે. સંસ્કૃતિની આપલે ગુજરાત બીજા સૌ પ્રાંતો કરતાં વધારે કરે છે. ગુજરાતની સ્ત્રીઓ હીંદુસ્તાનના બીજા પ્રાંતોની સ્ત્રીઓના પ્રમાણમાં ઘણી વધારે છુટ ભોગવે છે. ગુજરાતના પુરુષો દુનીઆના સર્વ ભાગોની સફર કરે છે અને દૂર દૂર જઇને વસે છે. ગુજરાતની વ્યવહારનિપુણતા અને વ્યાપાર બીજાં બધાં કરતાં ચઢી જાય છે. લક્ષ્મીદેવીને ગુજરાત નિવાસ-સ્થાન તરીકે વધારે પ્રિય છે. અત્યારે ભાવનાશીલતા ને સ્વાર્થત્યાગ પણ ગુજરાતમાં દેખાય છે. આ બધી સામગ્રી અને સંયોગો ગુજરાતની પ્રગતિને વેગ આપવા પ્રપંચ કરી રહ્યાં છે. દૂરના ક્ષિતિજ પર ઉજ્જ્વલ ભાવિનો પ્રકાશ પથરાતો લાગે છે. એ પ્રકાશ આવે ત્યારે તેને ઝીલવા જેટલું આપણી શક્તિઓનું માપ આપણે કાઢીએ તો અસ્થાને નથી.

પણ આ લેખનો ઉદ્દેશ ગુજરાતની સમગ્ર પ્રવૃત્તિઓનું અવલોકન કરવાનો નથી. ગુજરાતની સ્ત્રીઓ હાલ ક્યાં છે, ઉન્નતિમાર્ગમાં એમને શાં શાં વિઘ્નો નડે છે, અને એ વિઘ્નો દૂર કરવામાં આવે તો એ કેટલો ઉત્કર્ષ સાધી શકે એ વીશે કંઇક વિચાર કરવાનો પ્રયાસ આમાં કરેલો છે. કયી જાતનો વિકાસ એમને અનુકૂલ આવશે એની એક ટુંકી રુપરેખા દોરવાનો યત્ન પણ આમાં કરેલો છે. શિષ્ટવર્ગમાં અને તેમાંએ ખાસ કરીને સ્ત્રીઓમાં આ પ્રશ્નો ચર્ચાય એ ઘણું ઇચ્છિવાયોગ્ય છે.

કેટલાક પ્રશ્નોએ ચર્ચા વિનાજ એમનું નિશ્ચિત સ્વરુપ આપણે ત્યાં પ્રાપ્ત કર્યું છે. આપણે પ્રશ્નો ચર્ચવા કરતાં અભિપ્રાયો આપવાની ઉતાવળ વધારે કરીએ છીએ. દરેક વિષયનો કે પ્રશ્નનો અભ્યાસ કરવાની જરુરીઆતને આપણે ઘણી અગત્ય હજુ આપી નથી. સમાજ એની મેળે ન છુટકે કે માર્ગ ન શોધે ત્યાં સુધી આપણે વિચાર કરીને પરવારતા નથી. આપણા સમાજજીવનના કેટલાએ પરિણામે

પ્રશ્નો નિર્ણય થયા વિના રુંધે છે. આ જાતની વૃત્તિ આપણી વ્યવહારબુદ્ધિને શોભાવે તેવી ન કહેવાય.

આ વસ્તુસ્થિતિનું એક બીજું પણ કારણ છે. દરેક પ્રશ્નનો નીકાલ કરવા જતાં વખતે આપણી સમાજવ્યવસ્થામાં દોષો દેખાશે તો તેને બદલવી પડશે એવો કેટલાકને ભય લાગે છે. જુની પ્રણાલિકાઓને સાચવી રાખવાનો મહાધર્મ પણ એથી સચવાશે નહીં એવો ભય પણ કેટલાકને આ પ્રશ્નોની ચર્ચા કરતાં અટકાવતો હશે. તેથી પ્રવાહ અટકાવી, તીર્થના સંઘરેલા ગંદા પાણીની માફક અત્યારે મત–રુઢિના રુપમાં પ્રણાલિકાઓ જીવે છે, છતાં એમને બદલવાનો આપણો જીવ ચાલતો નથી. વળી જીવનમાં રસની ખામી પણ આપણને એટલી છે કે તેથી પણ કેટલેક અંશે આપણી આ મંદતા વધી છે; અને પ્રકૃતિના સ્વાભાવિક ક્રમમાં આપણને જોઇએ તે કરતાં વધારે વિશ્વાસ રાખવાની ટેવ પડી છે. આ બધાં કારણો આપણી હાલની અક્રિય સ્થિતિ માટે ઘણે અંશે જવાબદાર છે.

પણ આ વસ્તુસ્થિતિ ઘણો વખત ચાલી ન શકે. બદલાતા સંયોગોની સાથે આપણા જીવનની રચના અને ભાવના બંને ફેરવાતાં જાય છે. રાજકીય સ્વાતંત્ર્યનો શોખ આપણામાં વધવા માંડયો છે, અને તેમાં સ્ત્રીઓનાં કાર્યક્રમ અને સ્થાન નક્કી કર્યા વિના ચાલે તેમ નથી. સમાજના આર્થિક પ્રશ્નોનું સ્વરુપ પણ ઉગ્ર થવા માંડયું છે, અને આપણી વિનાશ પામતી સંયુક્ત કુટુંબની ભાવનાની સાથે અને નવા યુગની વધતી જરુરીઆતોને લીધે સ્ત્રીઓની આર્થિક દશાનો વિચાર પણ ઘણી વાર હવે આઘો ઠેલાય કે ઉભો રખાય તેમ નથી. પરદેશી ભાવનાઓના સહવાસથી આપણા જીવનમાંએ ઘણા ફેરફારોએ સ્થાન લેવા માંડયું છે. વ્યક્તિત્વ અને સમાનતાની ભાવનાનો પ્રવાહ થોડે કે ઘણે અંશે સમગ્ર ગુજરાતમાં પ્રસર્યો છે, અને એનાં પુર દહાડે દહાડે વધવાનાં. કેળવણીએ–સ્ત્રીકેળવણીએ–સ્ત્રીઓના માનસિક

વિકાસને માટે નવાં દ્વારો ઉઘાડયાં છે. લગ્નની સંસ્થામાં સામાજિક વ્યવસ્થાને બદલે વ્યક્તિઓનાં સગવડ અને સુખદુઃખના વિચાર વધારે ફરાતા જાય છે. પ્રેમની ભાવનાને પુસ્તકોને બદલે હવે જીવનમાં ઉતારવા લોકો મથે છે. આ બધા નવા સંયોગોથી ઉત્પન્ન થતી મુશ્કેલીઓ જુની પ્રણાલિકાઓના બીબામાં નહીં સમાય. નવી ભાવનાઓનાં પુર આવવા માંડયાં છે તે તો રોક્યાં રોકાવાનાં નથી, એટલે વ્યવસ્થાઓના વિનાશને બદલે આપણને એ ઉપયોગી કેમ થઇ શકે એવી તૈઆરી કરવાની રીત આપણે રાખવીજ જોઇએ.

લગ્નની આપણી પુરાતન ભાવના તે સમયના દેશ. કાલ અને આચારની મુશ્કેલીઓને લીધે ઉભી થઇ. આર્યો જ્યારે પહેલાં આર્યાવર્તમાં વસવા આવ્યા ત્યારે એમને પહેલી જરુરીઆત તો વીખરાઇ જતાં ટોળાંને સંગઠિત કરવાની હતી. દુશ્મનોની સાથે લઢવામાં પુરુષોનું શારીરિક બળ વધારે ખપમાં આવતું અને એને લીધે પુરુષવર્ગને પ્રાધાન્ય મળ્યું. આર્યોની પિતાની આસપાસ ( પિતૃમૂલ ) કુટુંબ રચવાની ભાવનાને લીધે પણ સ્ત્રીઓની પદવી એમને કંઇક ગૌણ કરવી પડી; અને ટોળાંની અભેદ્યતા જાળવવા સ્ત્રીઓની સ્વતંત્રતા અને પદવી ઘટાડવી એ એમને જરુરનું લાગ્યું. વિકાસ થયા પછી એ સ્વતંત્રતા ઓછી કરવાનું અશક્ય લાગવાથી બાળલગ્નો સુચવાયાં અને અમલમાં આવ્યાં. બીજી જાતિઓના સંસર્ગથી સંકરતા વધે માટે ન્યાતો બંધાઇ અને બચાવ માટે વિધવાવિવાહનો અટકાવ જરુરનો જણાયો. પરિણામે દહાડે દહાડે સ્ત્રીઓની સ્વતંત્રતા અને મહત્તા ઘટી ગઇ, અને કારણો ફેરવાયાં પણ એ ખોએલું સ્વાતંત્ર્ય તો દૂરનું દૂરજ રહ્યું. સમાજમાં એમની પદવી હલકી ગણાઇ, કાયદા રચાયા તેમાંએ એમના હક માણસ તરીકેના નહીં પણ પુરુષોના તાબાની વસ્તુઓ અથવા એમની મીલ્કત જેવા ગણીનેજ ગણાયા, અને સ્મૃણ અને તાબામાં રહીને સ્ત્રીઓની માનસિક દશા

પણ એટલી ફેરવાઇ ગઇ કે એ પોતે પણ પુરુષોની ચરણરજ દાસીઓ શીવાય બીજુ કૈં હોય એવું વિચારવાની પણ ના પાડતી થઇ.

સતિત્વની ભાવનાનો વિકાસ પાછળથી થયો લાગે છે. આપણી ઐતિહાસિક જરુરીઆતોને લીધે એ ભાવના વધારે ઘડાઇ અને પ્રચાર પામી. જાતિ અને વંશની શુદ્ધિનો મહિમા આર્યોએ સદા સ્તુત્ય ગણ્યો છે. પિતાની આસપાસ કુટુંબરચનાને પરિણામે પિતાનું બીજ અમર કરવાની ભાવનાઓ પોષાઇ. ભટકતા આર્યોને સ્થિર થવાની અને એમની જાતિના સંરક્ષણની એટલી ઉત્કૃષ્ટ અભિલાષા હતી કે એની આસપાસજ એમણે દરેક ભાવના અને વ્યવસ્થાનાં જાળાં રચ્યાં. વળી સ્ત્રીઓ કેંદ્રિત કરનાર બલ છે એમ લાગવાથી ગૃહને મધ્યબિંદુએ રાખી, એમને બળ આપવામાં એમની શક્તિઓનો ઉપયોગ વધારે ફળદાયી થતો લાગ્યો. સતિત્વની ભાવના પોષાય તોજ આ બધી ભાવનાઓને સફલતા મળે તેમ હતું. એ પોષાઇ અને એક કાળે આર્યાવર્તનો ઉત્કર્ષ એથી સધાયો. પણ જીવતી ભાવનાઓએ જ્યારે રુઢિનું સ્વરુપ લીધું ત્યારે એમાં રહેલો આત્મા ઉડી ગયો, સ્ત્રીઓ ઉપર ભાવનાને નામે બેડી રહી, અને એમનો અંતરનો અવાજ દબાઇ ગયો.

પણ પુરુષને એક કરતાં વધારે પત્નીઓ પરણતાં આ બધા વાંધા નડે તેમ ન હતું. સમાજમાં એની પદવીને પ્રાધાન્ય મળ્યું તેમ એની સત્તા પણ વધી ગઇ. ગૃહના મધ્યબિંદુમાંથી નીકળી એને તો બહાર પથરાવાનું હતું. પોતાના વંશની અમરવેલ એ ગમે ત્યાં અને ગમે તેટલે સ્થળે ઉગાડે તેથી એના નામને, પિતૃપદને કે વંશને હાનિ થાય તેમ ન હતું. કાયદા તો એણેજ કર્યા એટલે એના હકમાં કૈં વાંધો આવે તેમ પણ ન હતું. બહુપત્નીવાદ કોઇક કાળે જરુરીઆતને લીધે ઉત્પન્ન થયો હશે; તેણે દહાડે દહાડે અભિમાનનું રુપ લીધું. એક કરતાં વધારે પત્ની કરવી એ કુળવાનનું લક્ષણ અને ગૌરવ

ગણાયું. એમ કરવામાં કૈં ખોટું છે એનો તો એને વિચાર સરખોએ આવતો બંધ થયો.

પતિવ્રત અને પત્નીવ્રતનો પાયો પ્રેમ પર રચાએલો છે. જ્યાં એ ભાવના પ્રબળ હોય છે ત્યાં બહારનાં બંધનોની આવશ્યકતા રહેતી નથી. રામાયણે એ ભાવના બહુ સબળરુપે ગાઇ છે. રામાયણ ઘણો લોકપ્રિય ગ્રંથ છે, કારણ કે આર્યોની લગ્નભાવનાનું એ એક જીવતું સ્મારક છે. પાછળથી એ ભાવવાનું ખોખું રહ્યું પણ પ્રાણ ગયો તેથીજ એની મહત્તા આપણાથી સચવાઇ નહીં. અંતરનાં સૂત્રોને બદલે આપણે મુખનાં સૂત્રોદ્વારા એનો આકાર સાચવી રહ્યા છીએ. એ ભાવનામાં નવા પ્રાણ પુરતાં આપણને આવડે તો એના ઘસાઇ જતા રુપરંગમાં નવી ચેતના આવશે.

નવયુગની ઉગતી સ્ત્રીત્વની ભાવનામાં સમાનતાનો મનોરથ સૌથી વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. એ મનોરથના વિકાસની સાથે સાથે સ્ત્રીઓની શક્તિઓનો પણ વિકાસ થતો જશે એ નિઃસંશય, પણ એ મનોરથની સિદ્ધિમાં આડે આવતાં કારણો પણ આપણે તપાસવાં જોઇએ. સ્ત્રીજાતિમાં રહેલી સ્વાભાવિક અશક્તિ ( Sex-incapacity ) સ્ત્રીજાતિને જીંદગીનાં ઘણાં કઠણ કાર્યો માટે ના-લાયક નહીં પણ અશક્ત તો જરુર બનાવે છે; અને પ્રજાનું સંરક્ષણ કરવાના કર્તવ્યે આયુષ્યનાં સારાંમાં સારાં વર્ષોની શક્તિ અને સમય એ કાર્યની પાછળજ એને રોકવાનાં હોય છે.

સ્ત્રીઓ સ્વભાવે રચનાત્મક હોવાથી બહારની ખરબચડી દુનીઆ-નાં વિનાશક વાવાઝોડાં સહેવાં એમને બહુ ભારે પડે છે. વસ્તુઓ આણવા કરતાં એમને ગોઠવવાનું કામ ફાવે છે, અને એમની પ્રકૃતિમાં રહેલી સંરક્ષક શક્તિના બલ વડે એમની રચેલી દુનીઆને એઓ સરસ રીતે સાચવી જાણે છે. સ્ત્રીઓ કાર્યોની સમાનતા કરતાં ભાવનાની સમાનતા ઇચ્છે એજ વધારે ઇષ્ટ છે. પુરુષોને વસ્તુઓ

પેદા કરતાં આવડે છે પણ એમની રચના-ગોઠવણી-એમને નથી આવડતી તેથી એમની સમાનતા ઓછી થતી નથી. સ્ત્રીઓને રચતાં આવડે છે પણ ઉપજાવતાં નથી આવડતું તેથી એમની સમાનતા પણ ઓછી ન થઈ શકે. બે મિત્રોમાં એક વકીલ અને બીજો ડાક્ટર હોય; બંને એક બીજાના કાર્યોથી અજ્ઞાન હોય છતાં જેમ તેમની સમાનતા ઘટતી નથી તેમ એમનાં કાર્યક્ષેત્રો જુદાં હોય છતાં ભાવનાની સમાનતા તો રહી શકે.

સમાનતાની ભાવનાએ કેળવણી, લગ્ન વગેરે દિશાઓમાં દૃષ્ટિમર્યાદાના ઘણા નવા પ્રદેશો ઉઘાડયા છે. પરણવું એટલે નૈસર્ગિક જાતિભાવને સંતોષવો એટલો અર્થ હવે કોઈને સંતોષ આપતો નથી. હવે તો એમાં ભાવનાનો સંતોષ જોઈએ છે. બુદ્ધિની અનુમતિ જોઈએ છે. વૃત્તિઓની પ્રસન્નતા જોઈએ છે. બે આત્માઓને એક કરે એવો પ્રેમનો અગ્નિ જોઈએ છે. આ બધી ભાવનાઓના થર જ્યાં ન ચઢયા હોય ત્યાં લગ્ન એ લગ્નના નામને પાત્ર નથી રહેતું.

કેટલેક અંશે માનવી એ પશુ છે, અને એની પાશવ વૃત્તિઓનો સંતોષ તો એ ગમે તે સ્થિતિમાંએ માગવાનો. જેટલે અંશે સંસ્કાર અને ભાવનાનું આધિપત્ય એ એની પાશવવૃત્તિઓ પર સ્થાપી શકે તેટલે અંશે એની સંસ્કારિતાની કોટિ વધવાની. માનવી પશુ તો રહેવાનો પણ સંસ્કારી પશુ થવાનો. લગ્નોમાં ભાવનાના થર એ સંસ્કારી પશુ થવાનાં લક્ષણ.

પણ લગ્ન વીશે વિચાર કરતા પહેલાં લગ્ન પહેલાંની અવસ્થાનો વિચાર કરવો વહેલો પ્રાપ્ત થાય છે; અને તે પણ સ્ત્રીની દૃષ્ટિએ. બાળક જન્મે ત્યારથીજ છોકરી તરફના વર્તનનો ફેર એ તો આપણા સંસારનું ખાસ લક્ષણ છે. બાળક માબાપની બાળક સંતતિ એટલે શરીર મજબુત હોવાની આશા તો ભાગ્યેજ રખાય; અને તેમાંએ અજ્ઞાન અને બેદરકારીને લીધે, હોય તેટલી તંદુરસ્તી પણ રહેવા

પામતી નથી. બાળક મોટું થયા પછી એનું કેળવણીવિષયક અજ્ઞાન તો આપણામાં ઘણું દયાજનક છે. છોકરીની કેળવણી તો માત્ર શોભાની દૃષ્ટિએજ શરુ થાય છે, પણ શોભા જેટલીએ તે અપાતી નથી. આખા હીંદુસ્થાનનું પ્રમાણ ગણીએ તો તો સ્ત્રીઓ કેળવાતીજ નથી એમ કહીએ તોપણ ચાલે. ઉચ્ચ પ્રતિની કેળવણી મેળવવાનું સદ્‌ભાગ્ય તો કેટલા લાખે એકાદ કન્યાને ગળે છે. બાળક જન્મે ત્યારથી એને ભણાવવા કરતાં પરણાવવાનો વિચાર સૌથી પહેલો આવે છે, અને પરિણામે કેળવણીનું સ્વપ્ન શરુ થતાં પહેલાં તો પુરું થવા માંડે છે.

માબાપો બાળકોને પરણાવવાની જેટલી ઉત્કંઠા રાખે છે તેથી અડધીએ ઉત્કંઠા એમના વિકાસને માટે રાખતાં હોય તો દસે વર્ષે આપણા દેશનું ભાવિ ફરી ગયા વિના રહે નહીં. જીવનની લડતમાં અત્યારની પ્રજામાં-ખાસ કરીને સ્ત્રીઓમાં-અજ્ઞાનતાથી આવતી નિરાધારતા અસહ્ય થતી જાય છે. જુની કુટુંબસંસ્થાનો નાશ થતો જાય છે. બહોળા કુટુંબનો નીભાવ એકલે હાથે કરવો એ પણ આ યુગમાં અશક્ય થતું જાય છે. અત્યારે તો પરણવું એ એકજ માર્ગ સ્ત્રીઓને માટે જીવન નીભાવવાનો છે. કેળવાએલી સ્ત્રીઓનેએ નિર્વાહ માટે જરુર પડે તો સમાજે એમને માટે ક્યાં દ્વાર ખુલ્લાં રાખ્યાં છે?

કેળવણી કેમ આપવી એનો નિર્ણય પણ હજુ આપણે ત્યાં થયો નથી. છોકરા અને છોકરીઓની કેળવણી એકજ પ્રકારની જોઇએ કે જુદી તે વીશે ભિન્ન ભિન્ન મતો દર્શાવાયા છે. મારા નમ્ર મત પ્રમાણે તો બંનની કેળવણી સાથે હોય તો વધારે ફાયદાકારક થઇ પડે. એથી સ્ત્રીઓ અને પુરુષોને પરસ્પર મળવામાં નડતો સંકોચ અને ભેદભાવ ઘણે અંશે નષ્ટ થશે. અવિશ્વાસ ઓછો થશે અને સહાનુભુતિ વધશે. બંનેને એક બીજાની સરસાઇ સરખાવવાની તક મળશે અને તેથી વધારે સારા થવાને ઉત્તેજન મળશે. પુરુષો અને સ્ત્રીઓ એ બંનેની દૃષ્ટિએ સહકેલવણી લાભકારક છે.

કેળવણી આપવી એ પ્રશ્નની સાથે સરખી કેળવણી આપવી એનો નિર્ણય પણ થઇજ જાય છે. જ્યાં સુધી પુત્ર અને પુત્રીઓ વચ્ચે કેળવણીના પ્રકાર સરખા નહીં હોય ત્યાં સુધી સમાનતાની ભાવનાનો પુરેપુરો વિકાસ થશે નહીં. દરેકને પોતપોતાના ખાસ વિષય ઐચ્છિક વિષયો તરીકે ભલે શીખવાય પણ સામાન્ય કેળવણી તો સરખીજ હોવી જોઇએ. દિવસે દિવસે હવે સ્ત્રીઓને કાર્યક્ષેત્રોમાં પ્રત્યક્ષ ભાગ વધારે લેવો પડવાનો. જેમનાથી પ્રત્યક્ષ ભાગ ન લઇ શકાય તેમની પાસેથી પણ પુરુષો હવે સહાય અને સલાહની આશા જરુર રાખવાના. અને સરખી કેળવણી વિના એ સ્થિતિ આવવી શક્ય નથી.

શારીરિક કેળવણી પણ આપણામાં પદ્ધતિસર અપાતીજ નથી—બીલકુલ અપાતીજ નથી—એ ઘણું ખેદજનક છે. આખી પ્રજાનો શારીરિક વિકાસ સ્ત્રીઓનાજ હાથમાં છે. સ્ત્રીઓને એ વિષયમાં અજ્ઞાન રાખવાનાં પરિણામ આપણે અત્યાર સુધીમાં પુરતાં જોયાં છે. હવે એ વસ્તુસ્થિતિ નહીં ચાલી શકે.

શારીરિક કેળવણીની સાથે વૈદકીય અભ્યાસની પણ સ્ત્રીઓને ઘણીજ જરુર છે. સ્ત્રીઓ અને બાળકો માટે સ્ત્રી-ડાકટરો પુરુષો કરતાં વધારે ઉપયોગી મદદ આપી શકે. ગુજરાતી સ્ત્રીઓમાં એ દિશામાં રસ ઉત્પન્ન કરવાની ખાસ જરુર છે.

દેશમાં હાલમાં ચાલતી કેળવણીની સંસ્થાઓ અને કેળવણીની પદ્ધતિ વીશે ખાસ વિચાર કરવા જેવો છે. પરદેશીઓએ કેળવણી જે પદ્ધતિ પર રચી છે તેમાં દેશના આદર્શને પોષે એવું મનુષ્યત્વ ખીલવવાના ગુણો નથી, એથી નથી વિદેશની સંસ્કૃતિ સમજાતી કે નથી અહીંની સંસ્કૃતિ કેળવાતી. હાલની સ્ત્રીકેળવણીમાં ઉપયોગી થવાના ગુણો પણ નથી. હજુ તો નવ-ગુજરાતને કેવી સ્ત્રીઓ જોઇએ છે તે વીશેનો આદર્શજ આપણે ત્યાં રચાયો નથી. અને જ્યાં સુધી એ

આદર્શ નક્કી થાય નહીં ત્યાં સુધી ગુજરાતની સ્ત્રીત્વની ભાવનાને વિકસાવે એવો કેળવણીનો ક્રમ રચવાની ગુજરાતના કેળવણીકારોને જરુર ન દેખાય એ પણ સ્વાભાવિક છે.

હાલની કેળવણીના મુખ્ય બે વિભાગ પાડી શકાય: સરકારી અને રાષ્ટ્રીય. એમાં રહેલી મુખ્ય ખામીઓ કહીએ તો આ પ્રમાણે કહી શકાય.

## સરકારી

૧. શિક્ષણક્રમ ખામીવાળો અને ખર્ચાળ હોય છે, અને દેશની દષ્ટિએ તે રચાએલો નથી.

૨. જ્ઞાન ઓછું આપે છે અને વખત વધારે લગાડે છે.

૩. સ્ત્રીઓ જીંદગીમાં ઉપયોગી થઇ શકે તેવી સાથી કે સારી ગૃહિણીઓ નથી બનતી; પણ ટાપટીપવાળી ભણેલી ગણેલી છોકરીઓ પેદા થાય છે. પુરુષોમાં પણ શહેરીઓ પાકતા નથી પણ કલાર્કો તૈઆર થાય છે.

૪. શારીરિક વિકાસ માટે એમાં સ્થાન નથી, એટલુંજ નહીં પણ શરીરના ભોગેજ કેળવણી અપાય છે. ઉંચી કેળવણી લેનાર નબળાં, રોગી અને નિર્માલ્ય ઘણી વાર દેખાય છે.

૫. અભ્યાસ ગૃહો (બોર્ડીંગ હાઉસીસ) સ્ત્રીઓ માટે છેજ નહીં.

૬. છેલ્લું અને સૌથી વધારે અગત્યનું હાલની કેળવણીને કૈં ધ્યેય હોતું નથી. એનાથી સંસ્કૃતિ ખીલતી નથી. સ્ત્રીત્વનો આદર્શ હજુ સ્પષ્ટ સ્વરુપમાં કોઇને સુઝયો નથી.

## રાષ્ટ્રીય

રાષ્ટ્રીય કેળવણીમાં સ્ત્રીઓ માટે જુદી સંસ્થાઓ બહુ થોડી અથવા નહીં જેવીજ છે. માટે સામાન્ય કેળવણી માટેજ એ વીશે તો કહી શકાય.

૧. શિક્ષણક્રમ રાષ્ટ્રીય દૃષ્ટિએ હજુ રચાયો નથી. પણ સરકારી શાળાઓમાં ચાલતી પદ્ધતિ પ્રમાણે એ સ્વીકારાયો છે. સરકારી સંસ્થાઓ જેટલી સગવડ તેમાં હોતી નથી અને અનુભવી શિક્ષકોની ખામી તેમાં ખાસ નજરે ચઢે છે. તેથી સરકારી શિક્ષણની બધી ખામીઓ ઉપરાંત ત્યાંના પ્રમાણમાં શિક્ષણ ઉતરતા પ્રકારનું દેખાઇ આવે છે.

૨. શિક્ષણમાં શિક્ષણની દૃષ્ટિ કરતાં ચળવળની દૃષ્ટિ વધારે રહે છે. તેથી અભ્યાસ પર ઓછું ધ્યાન અપાય છે.

પ્રાથમિક કે માધ્યમિક શાળાઓ કે વિદ્યાપીઠો કોઇ આ ખામીઓથી મુક્ત નથી.

૩. રાષ્ટ્રીય શિક્ષણમાં નવ-ગુજરાતને કેવાં સ્ત્રીપુરુષોને ઉત્પન્ન કરવાં છે તેના આદર્શનો હજુ ખાસ વિચાર થયો લાગતો નથી. ધ્યેય વિનાના પ્રયોગો બહુ સફલ નીવડતા નથી.

આટલી તો મુખ્ય ખામીઓ ગણી શકાય. વિશેષ વિગતોમાં ઉતરવાનું આ સ્થાન નથી.

પણ આ બધી અગવડો છતાંએ ગુજરાતમાં સ્ત્રી-કેળવણી વીશેનો ઉત્સાહ અને ઇચ્છા બંને વધતાં જાય છે એ ઘણું આશાજનક લેખી શકાય. બધી ખામીઓ એ ઉત્સાહના પુરમાં તણાઇ ગયા વિના રહેવાની નથી.

કેળવણી વીશે વિચાર કર્યા પછી લગ્ન એ સ્ત્રીજીવનનો મોટામાં મોટો પ્રશ્ન તરતજ ઉપસ્થિત થાય છે. બાળલગ્નની સામે તો લોકમત બહુ ઝપાટાબંધ કેળવાતો જાય છે, પણ બાળલગ્ન કોને ગણવાં અથવા લગ્નની વય ઓછામાં ઓછી કેટલી હોવી જોઇએ એ વીશે ઘણા જુદા જુદા મતો દર્શાવવામાં આવે છે. ઘણું ખરું લગ્નની વય ઓછામાં ઓછી સોળ તો હોવીજ જોઇએ. હવે તો ઉંચી કોમોમાં સોળ વર્ષ કે તેથીએ મોટી વયની છોકરીઓ ઘણી વાર થાય છે, અને તે માટે ખાસ કોઇને વાંધો જણાતો નથી. હવે તો માત્ર

સોળ વર્ષથી મોટી ઉંમરની છોકરીનેજ બનતા સુધી પરણાવવી એવો લોકમત દૃઢ કરવાની ખાસ જરુર છે.

એક કરતાં વધારે પત્નીઓ કરવાનો ચાલ પણ દહાડે દહાડે નષ્ટપ્રાયઃ થતો જાય છે. દરેક ન્યાત જો એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી પરણી નજ શકાય એવો પ્રબંધ કરે તો એ રીવાજનો અંત ઘણો વહેલો આવી શકે.

વિધવાવિવાહ વીશે હજુ લોકમત પુરેપુરો કેળવાયો નથી. એ એક અનિષ્ટ છે, પણ આવશ્યક અનિષ્ટ છે. જેને પુનર્લગ્ન ન કરવું હોય તેને કોઇ ફરજ પાડતું નથી, પણ જેમને વૈધવ્ય ન પાળવું હોય તેમને પરાણે પળાવવાથી અનિષ્ટ ઓછું થતું નથી, પણ વધે છે. આપણા સંસારમાં બાળક અને યુવાન વિધવાઓની સંખ્યા ઓછી નથી. હજારો સ્ત્રીઓને જીંદગીમાં કંઈ રસ નથી હોતો કે જીવવાને કંઈ આધાર નથી હોતો. વગર વાંકે ઓશીઆળો રોટલો ખાઇ અવતાર પુરો કરવો પડે છે. પુરુષો સ્ત્રી વિનાનું ઘર ચલાવવાની અગવડ છ મહીના પણ નથી વેઠી શકતા, પણ સ્ત્રીઓને રસ, સુખ ને ધ્યેયથી હીન જીવન અનિચ્છા છતાંએ ગાળવું પડે એ ન્યાય નથી. જે સમાજ રુઢિને વળગી રહી, સમયની જરુરીઆત પ્રમાણે ફેરફાર નથી કરતો તે સમય આવ્યે અવ્યવસ્થિત અને છિન્નભિન્ન થાય છે અને છેવટે નાશ પામ્યા વિના રહેતો નથી.

સ્નેહલગ્ન અને દેહલગ્નના શબ્દાડંબરમાં પણ ઘણી વાર ગુંચવાઇ જવાય છે. પ્રથમ તો આપણે ત્યાં સ્નેહલગ્ન કે દેહલગ્ન એમ ભેદ પાડવા જતાંએ લોકમતના આવા પ્રબળ પ્રવાહ સામે એ સ્નેહલગ્ન નહોતાં થયાં એવું કહેવાની હીંમત પણ કોઇ વિધવા નહીં કરે. હજુ આપણો પરલોકનો ભય મટયો નથી. લોકમતનો તો છેજ. એ સ્થિતિમાં આવા શબ્દાડંબરો ઉત્પન્ન કરવા કરતાં મુશ્કેલીનો ઉપાય શોધવો વધારે જરુરનો છે. પ્રતિબંધ કાઢી નાખો. જેને એનો લાભ નહીં લેવો હોય

તેની સ્વતંત્રતામાં એથી કૈં વાંધો આવતો નથી.

સંયુક્ત કુટુંબવ્યવસ્થા દહાડે દહાડે નષ્ટ થતી જાય છે. એના ફાયદા અને ગેરફાયદા બંને છે. સ્ત્રીઓને વ્યક્તિ તરીકે તેમાં સ્થાન ન હતું, તેથી એમને વીકસવાનાં સમય કે સાધન એમાં નહોતાં મળતાં; પણ એજ સંસ્થાને લીધે વિધવાઓથી માનભેર જીવનનિર્વાહ કરી શકાતો. હવે તો એ નષ્ટ થતી સંસ્થા બચાવવી યોગ્ય હોય તોએ શક્ય નથી. વ્યક્તિસ્વાતંત્ર્ય જેમ જેમ વધશે તેમ તેમ એ સંસ્થાને લીધે ઉત્પન્ન થતી પરવશતા વધારે સાલશે. પણ સ્ત્રીઓએ એટલી સબલ અને સ્વાશ્રયી બનવું જોઇએ કે એ સંસ્થાના નાશની સાથે એમનાથી છેક નિરાધાર ન થઇ જવાય.

કેટલાક આગળ પડતા વિચારવાળા માણસો આપણા સમાજમાં છુટાછેડા દાખલ કરવાની હીમાયત કરે છે. સમાજની અત્યારની સ્થિતિમાં એ પ્રયોગ આપણે માટે–ખાસ કરીને સ્ત્રીઓને માટે–ઘણો ભય ભરેલો છે. સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય હજુ મળ્યું નથી; કમાતાં એમને આવડતું નથી; બહારનાં કાર્યોના બોજાથી એ કદી ઘડાઇ નથી. આવી નિરાધાર સ્થિતિમાં છુટાછેડાની પ્રથા સ્ત્રીઓની દૃષ્ટિએ તો અત્યારે અત્યંત હાનિકર છે. સ્ત્રીઓ જ્યારે એ અજ્ઞાન અને અર્થની નીરાધારીમાંથી મુક્ત થાય ત્યારેજ એ વીશે વિચાર કરવાની હીંમત થઇ શકે. જ્યારે એ પ્રથા દાખલ કરવાની આવશ્યકતા ઉત્પન્ન થાય ત્યારે પણ પ્રેમની ભાવના એટલી સબળ હોવી જોઇએ કે એનો ઉપયોગ નષ્ટપ્રાયજ થઇ જાય.

છુટાછેડાનો વિચાર કરતાંજ પાશ્ચાત્ય લગ્નસંસ્થાનો વિચાર આવ્યા વિના રહેતો નથી. એમનામાંથી આપણે કૈં ગ્રહણ કરી શકીએ તેમ છે કે નહીં તેનો વિચાર પણ તે સાથેજ સ્ફુરે છે.

પશ્ચિમમાં તો પ્રેમ અને લગ્નના પ્રશ્નો ઉકેલવાનાં પુરાણો રચાતાં જાય છે. ભાતભાતના પ્રયોગો એ વિષયમાં થયા કરે છે, છતાં

એમના એ પ્રયોગો હજુ સફલ કેમ નથી થતા એ પ્રશ્ન સહેજે થયા વિના રહેતો નથી. પ્રેમ એ એમના લગ્નનો પાયો છે એમ એ લોકો માને છે, છતાં લગ્નમાં સુખનું પ્રમાણ સરવાળે આપણા કરતાં વધી જતું નથી તે શાથી?

સ્ત્રીપુરુષોની સમાનતાનો સિદ્ધાંત પશ્ચિમ બહુ ભાર મુકીને જગતને સંભળાવે છે, પણ ખરી રીતે એમની સમાનતા હજુ સંપૂર્ણ નથી. ત્યાં સમાનતાના સિદ્ધાંતોનો આટલો પ્રચાર છતાં અને સમાનતા ભોગવવા માટે ઘણી વધારે સરળતાઓ છતાં ઝીણી નજરે જોઇએ તો સ્ત્રીઓ અને પુરુષો હજુ એક સપાટી પર નથી. સામાન્ય જીવનમાંજ નહીં પણ ત્યાના કાયદામાં પણ મીલ્કતના, પત્ની તરીકેના કે વ્યક્તિ તરીકેના સરખા હકો અમલમાં આવ્યા નથી. કાયદા એ જનસમાજની વિદ્યમાન સ્થિતિનું સાચું પ્રતિબિંબ હોય છે. માનવની ઉત્ક્રાંતિનું માપ એના પરથી વધારે સારી રીતે કાઢી શકાય.

ત્યાંનાં લગ્નોમાં આત્મૈક્ય સાધવાને આદર્શ નથી હોતો, પણ તે ઐહિક સુખ, આનંદ, સગવડ વગેરે ઉપર વધારે રચાએલાં હોય છે. આત્માને ઓળખવા કરતાં દેહને ઓળખવાનો પ્રયત્ન એ લોકોમાં પ્રધાનપદે હોય છે. દેહની સગવડમાં રંચમાત્ર પણ ન્યૂનતા લાગવા માંડે કે તે દિવસથી લગ્ન–જીવનમાંનો રસ ઓછો થવા માંડે છે.

ત્યાંનાં લગ્નો સફલ નહીં થવાનું એક બીજું પણ કારણ છે. સર્વ વસ્તુમાં આર્થિક દૃષ્ટિને વધારે મહત્ત્વ આપવાની ત્યાંના લોકોને ટેવ પડી છે, અને લગ્નમાં પણ આંકડાશાસ્ત્રીની દૃષ્ટિ ભુલાતી નથી. સગવડનો મોહ, આર્થિક દૃષ્ટિનું પ્રાબલ્ય, આદર્શનો અભાવ વગેરે ઘણાં કારણો પશ્ચિમની લગ્નભાવનાની નિષ્ફલતાનાં કારણો ગણી શકાય.

પણ એ બધું છતાંએ એ પ્રજા જીવે છે. અને એમની નિષ્ફલતાઓમાંથીએ હૃદયના ધબકારા સંભળાય છે ઐક્ય પામેલાં દંપતીઓનો પણ ત્યાં અભાવ નથી.

પશ્ચિમમાં સ્વતંત્ર પ્રેમ અને લગ્ન, ( Free love and marriage ) લગ્ન એક સામાજિક કરાર ( marriaged–a ontract ) વગેરે વાદોનો પ્રચાર વધવા માંડયો લાગે છે. આપણી દષ્ટિએ તો આ બધાં સામાજિક જવાબદારીઓમાંથી છટકી જવાનાં બહાનાંજ દેખાય છે. કૌટુંબિક અને સામાજિક અનવસ્થાનો પણ એથી પાર ન રહે. છુટાછેડાને માટેજ હજુ આપણો સમાજ તૈઆર નથી. અને છુટાછેડા કરતાંએ આ નવી ભાવનામાં ખાસ કરીને સ્ત્રીઓને અને તે દ્વારા આખા સમાજને ઓછો ભય નથી. આપણા સંસારમાં તો એ જાતના પ્રયોગો કદીએ સફળ થાય એમ લાગતું નથી.

આમ આપણે આપણી અને પશ્ચિમની લગ્નભાવનાઓમાં કયાં કયાં અપૂર્ણતાઓ નડે છે તે જોઇ. એ અપૂર્ણતાઓ કેમ પુરાય એ પ્રશ્ન તરતજ થયા વિના રહેતો નથી.

લગ્નજીવનની સૌથી મુખ્ય અને મોટામાં મોટી શરત પ્રેમ છે. એ જયાં નહીં હોય ત્યાં સ્વભાવ, વૃત્તિ અને ટેવોની ભિન્નતા દર પલે નડવાની. પ્રેમની ભઠ્ઠી એટલી જવલંત જોઇએ કે તેમાં આ સર્વ ભિન્નતાઓ ઓગળી જાય. ખરી રીતે તો લગ્નો ઘણી પકવતા આવે કે સ્વભાવના કાંટા વધવા માંડે તે પહેલાંજ થવાં જોઇએ. એથી પતિપત્નીનો વિકાસ એકલો નહીં પણ સાથે સાથેજ થતો જાય છે, અને વિરોધો પ્રબલ થવાના ભયમાંથી ઘણે અંશે બચી શકાય છે. લગ્નની સફલતા દંપતીના આત્માના ઐક્ય પરથીજ માપી શકાય છે. સમસંસ્કારિતા હોય તો આવાં ઐકયો રચાતાં વાર લાગતી નથી. અથવા આવાં ઐકયને પરિણામેજ સમસંસ્કારિતા આવે એમ કહીએ તોપણ ખોટું નથી.

બે આત્માને ઐકયનો અનુભવ કરવા પ્રથમ તો શરીર અને મનનું સાહચર્ય જોઇએ. બુદ્ધિ અને ભાવનાની સહાનુભુતિ જોઇએ. આદર્શ રચવાની આકાંક્ષા અને શ્રદ્ધા જોઇએ. એ સર્વ પર રચાએલા

ઐકયમાંથીજ એક મન અને એક પ્રાણ પ્રગટે. આવા ઐકયને સમાજ-ના બહારના બંધનની જરૂર નથી પડતી. પત્નીવ્રત અને પતિવ્રત એ તો માત્ર બહારના આકાર છે. એમાં ઐકયની ચેતના પ્રગટે તો એની મેળે એ સજીવન થાય. અંતરમાં પ્રગટેલા એવા સતિત્વને કે પત્નીપરાયણુતાને નથી રક્ષાની જરૂર કે નથી અનાદરનો ભય. એ તો સ્વયંભૂ પ્રગટવાનું ને સદાકાળ ટકવાનું.

કોઇ કહેશે કે જે સ્ત્રીઓ લગ્ન કરે અથવા સૌભાગ્યવતી હોય તેમનીજ દૃષ્ટિએ આ બધો વિચાર કરાએલો છેઃ કુમારિકાઓ, વિધવાઓ અથવા જેમને જીંદગીમાં કંઇ વ્યવસાય જોઇતો હોય એવી સ્ત્રીઓનો તો આમાં વિચારજ કરાયો નથી. પાશ્ચાત્ય દેશોમાં સમાનતા અને કેળવણી ઘણી વધારે છે; ત્યાં પણ એ પ્રશ્નનો સંતોષકારક નીકાલ હજુ થઇ શકયો નથી. સ્ત્રીઓ કલાર્ક કે ટાઇપીસ્ટ કે નીશાળ-ની મહેતી થાય, પણ જીંદગીની અગત્યની અને ઉંચી જગ્યાઓ તો ત્યાં ઘણુંખરું પુરુષોથીજ રોકાએલી છે. સ્ત્રીઓને હવે બેરીસ્ટર, ડાકટર કે સાયન્ટીસ્ટ થવાને ત્યાં પ્રતિબંધ નથી, પણ જીવનવિગ્રહમાં તો એમનું સ્થાન હજુ એમની એ પદવીઓમાંએ પુરુષોની બરોબરીનું નથી. ધંધાના ક્ષેત્રમાં તો સ્ત્રીઓએ કોઇ પણ સ્થળે કંઇ અપૂર્વ કરી બતાવ્યું હોય એવું ખાસ જાણવામાં નથી. રાજકીય અને સામાજિક સુધારણાના પ્રશ્નોમાંએ ઈંગ્લંડ કે અમેરીકાની સ્ત્રીઓ બાદ કરતાં બીજા દેશની સ્ત્રીઓ શહેરી કે પ્રજા તરીકે ખાસ બહુ થોડોજ રસ લે છે. આપણા દેશમાં તો કેળવણીની બારાખડી આપણે હજુ હવે શરુ કરીએ છીએ. વળી જીંદગીનાં બહારનાં ક્ષેત્રોમાં સ્ત્રીઓએ જ્યાં-સુધી પ્રવેશ નથી કર્યો—મહત્ત્વની એક પણ જગ્યા સ્ત્રીઓના અધિ-કાર નીચે હજુ આવી નથી, અથવા એક પણ સ્ત્રી એવા અધિકારને પાત્ર થઇ નથી—ત્યાં સુધી કેળવણી અને લગ્ન સીવાયના બીજા બધા પ્રશ્નો માત્ર સિદ્ધાંત તરીકેજ ચર્ચી શકાય. વ્યવહારમાં એનો ખાસ

ઉપયોગ હમણાં તો દેખાતો નથી.

સિદ્ધાંતોનો પ્રશ્ન છોડી અત્યારે તો માત્ર તાત્કાલિક જરૂરીઆતોનો જ વિચાર કરીશું. લગ્નનો પ્રશ્ન વિચારવાની સાથે તરતજ બાલઉછેર, સુવાવડ, અશક્ત શરીરો, અને બાલકોનું મરણપ્રમાણ વગેરે પ્રશ્નો ઉપસ્થિત થાય છે. દિવસે દિવસે પ્રજાની અને પ્રજાની માતાઓની ભયંકર દશા થતી જોઇ, એ સ્થિતિનો આપણે વેળાસર ઉપાય ન કરીએ તો એ આપણને ક્યાં ઘસડી જશે એ વિચાર બહુ ભયાનક લાગે છે. એ વીશે તાત્કાલિક ઉપાય લેવાની ખાસ જરુર છે.

સ્ત્રીઓ અને બાલકો માટેની અત્યારની જરૂરીઆતો ગણીએ તો આ પ્રમાણે ગણી શકાય:—

૧. સ્ત્રીઓ અને બાલકો માટેની ખાસ હૉસ્પીતાલો અને સુવાવડખાનાંઓ.

૨. બાલકો માટે અંગકસરતના અખાડા.

૩. બાલઉછેર માટે માહીતી આપે એવા વર્ગો ઉઘાડવા તથા એ વિષયનું સાહિત્ય બહોળા પ્રમાણમાં બહાર પાડવું.

૪. કુટુંબની અંદર પણ બાલકને કે માતાને સગવડ બીલકુલ મળતી નથી તેમજ બાલકના શારીરિક અને માનસિક વિકાસને માટે કંપણ દરકાર લેવાતી નથી; એ સ્થિતિ દૂર થવી જોઇએ.

૫. ખુલ્લી હવામાં રહેવાનો શોખ વધારે પ્રમાણમાં ઉત્પન્ન થવો જોઇએ; સ્ત્રીઓએ કસરતની ટેવ પાડવી જોઇએ.

પિતૃઋણ અદા કરવા બાલકો ઉત્પન્ન કરવાં એમ હીંદુ ધર્મશાસ્ત્ર કહે છે. શાસ્ત્રમાં નવાં સૂત્રો લખાય ત્યારે એક કલમ ઉમેરવી પડશે કે અશક્ત અને બુદ્ધિહીન બાલકોને ઉત્પન્ન કરનાર માબાપો રૌરવ નરકનાં અધિકારી થાય છે. ધર્મશાસ્ત્રની આજ્ઞા વિના આપણને એ વાત સુઝવાની નથી.

કાયદામાં સ્ત્રીઓના અધિકાર વીશે ચાલતા ભયંકર અન્યાય વીશે પણ બે શબ્દ આ સ્થળે કહ્યા વિના નહીં ચાલે. કાયદામાં સ્ત્રીઓ સ્વતંત્ર

વ્યક્તિ તરીકે નહીં પણ પતિની મીલ્કત તરીકેજ હંમેશાં ગણાઇ છે—જો કે શબ્દોમાં એ હંમેશાં પતિનું અર્ધાંગ કહેવાય છે. એટલી સભ્યતા માટે સ્ત્રીજાતિએ શાસ્ત્રકારોનો જરુર આભાર માનવો જોઇએ.

કાયદામાં પતિ મરી ગયા પછી પુત્ર હોય તો પત્નીને પતિની મીલ્કત પર માત્ર ખોરાકી–પોષાકીનોજ અધિકાર રહે છે. બાલક ન હોય અને પત્ની વારસ થાય તોપણ એનો અધિકાર માત્ર એ જીવે ત્યાં સુધી મીલ્કતના ભોગવટા જેટલોજ હોય છે. પછી એ મીલ્કત પતિના વારસોમાંજ જઇ શકે. કોઇ સ્ત્રીને પિતાનો વારસો મળ્યો હોય તોપણ તેનાથી પતિની હયાતીમાં તેની સંમતિ વિના કોઇને તેમાંથી કૈં આપી ન શકાય અથવા વેચી ન શકાય એવો પ્રતિબંધ રહેલો હોય છે. બીજા નાના નાના અન્યાયો પણ કૈં થોડા નથી. સ્ત્રી જીવતી હોય અને પતિ ફરી વાર પરણે અથવા પતિપત્નીને ન બનતું હોય અથવા પતિ કુટુંબનું હિત ન સાચવતાં મીલ્કતની ગેરવ્યવસ્થા કરતો હોય એવા કોઇ પણ સંયોગોમાં સ્ત્રી તો લગભગ નિરાધારજ હોય છે. સ્ત્રીની પદવી જન્મે ત્યારથી મરે ત્યાં સુધી છેક પરાવલંબી હોય છે. સ્ત્રીઓએ કાયદાના અધિકારનો પ્રશ્ન જરુર ઉપાડી લેવા જેવો છે. પણ બીજા ઇલાકાઓ કરતાં મુંબઇની સ્થિતિ એ વિષયમાં વધારે સારી છે એમ કહી શકાય.

આ નાના લેખમાં સ્ત્રીજીવનને લગતા મુખ્ય મુખ્ય મુદ્દાઓ સમાવવાનો પ્રયત્ન કર્યો. હજુ ઘણા પ્રશ્નો એમને એમ રહી ગયા છે. સ્ત્રીઓ તરફથી અને સ્ત્રીઓના હિતૈષીઓ તરફથી દરેક પ્રશ્નનો વિસ્તારપૂર્વક વિચાર કરવાની ખાસ જરુર છે. માત્ર વિચાર કરવાનો છે એટલુંજ નહીં પણ એ વીશે વ્યવહારક ઉપાયો પણ યોજવા જોઇએ.

હાલના સ્ત્રીજીવનને નીહાળતાં એને દયાજનક સીવાય બીજું ક્યું વિશેષણ શોભી શકે તે સુઝતું નથી. ભાઇ મુનશીએ એમના એક લેખમાં કહ્યું હતું તેમ કાં તો કોઇક ઠેકાણે એ 'ઢીંગલી' છે; ઘણે ઠેકાણે એ 'દાસી' છે. રમકડાની માફક કાં તો એ ડ્રોઇંગ રુમ શોભાવે છે; કાં તો આખી

જીંદગી એક પણ સ્વતંત્ર વિચાર કે ભાવના વગર વેતરું કરી પુરી કરે છે. એના પત્નીભાવમાં પ્રેરણા નથી. એના માતૃત્વમાં હોંસ કે ઉમળકો નથી. એના ભગિનીભાવમાં પ્રફુલ્લતા નથી. પુત્રીભાવમાં એ સદા રાંક ને ગરીબડી દેખાય છે. પુરુષો પ્રેરણા માગે છે પણ આ સ્ત્રીસૃષ્ટિમાંથી પ્રેરણા કેમ અવતરે ?

સમાન કેલવણી વગર આ સ્થિતિ બદલાવાની નથી. અંતર વીકસાવ્યા વગર બાહ્ય જીવન વીકસવાનું નથી. ચારિત્ર્યનું, ભાવનાનું, જ્ઞાનનું બલ પામ્યા વિના સ્ત્રીઓથી સંસ્કૃતિની રચના થવાની નથી અને એ યોગ્ય પદ પામવાની નથી.

પણ નિરાશ થવાની જરુર નથી. સ્ત્રીઓની આ સ્થિતિનો વિચાર થોડોઘણો તો સમાજમાં કયારનોએ થવા માંડયો છે. આપણું જાહેર-જીવન સ્ત્રીઓના નામ વિનાનું છેક ખાલી નથી. પુરુષોના ટેકા સીવાય કે સ્વતંત્ર કાર્ય સ્ત્રીઓએ નથી કર્યું એ ખરું; પણ આજે આધાર લઇને ઉભી થતી સ્ત્રીઓ કાલે એકલી ચાલતાં શીખશે અને અન્યને દોરશે. સમાજસેવામાંએ સ્ત્રીઓનો ફાળો કયારનોએ શરુ થઇ ચુકયો છે. અને વનિતાવિશ્રામ જેવી સંસ્થાઓ સ્ત્રીઓનાજ પ્રયાસનું ફળ છે. સાહિત્ય-માંએ છુટાછવાયા ને નાના પ્રયત્નોની શરુઆત સ્ત્રીઓમાં કયારની થઇ ગઇ છે. કલાના પ્રદેશમાં સ્ત્રીઓએ રસ લેવા માંડયો છે. નિરાશાના અંધકારમાં આશાનો ઉજાસ ઉતરવા માંડયો છે. પ્રકાશના પારાવાર એમાંથીજ રેલાશે.

નવસંસ્કૃતિની ઘટનામાં સ્ત્રીઓ કયાં ?

આંખ આગળ દ્રૌપદી સમી પ્રતાપી આર્ય કુલની અધિષ્ઠાત્રી-ઓની હાર ઉભી થતી દેખાય છે. નુરજહાં સમી સમ્રાજ્ઞીઓનાં અનેક રુપે દર્શન થાય છે. સીતારામ સમાં અખંડ અને અદ્વિતીય પ્રેમી જોડલાંઓ અવતરતાં લાગે છે. રામાયણના સીતારામ કરતાંએ તેમનો સહચાર વિવિધ સ્વરુપે દેખા દે છે. મી. અને મીસીસ બ્રાઉનીંગ સમો સાહિત્યમાં સહચાર, મી. અને મીસીસ પોલ રીશાર સમો યોગમાં એકતાર, મી. અને મીસીસ એસ્કવીથ સમાં જાહેરજીવનનાં રસીઆં, અને મી. અને મીસીસ સીડની વેબ જેવાં મજુર પ્રવૃત્તિનાં

ઉપાસકોના અવતારો ગુજરાતની નવસંસ્કૃતિને જન્માવશે અને પોષશે, ત્યારે સરસ્વતી દેવી સદેહે અવતાર લેશે, લક્ષ્મીદેવીના વાસ સદૈવ થશે; ત્યારે જોન સમી વીરબાલાઓ પાકશે, સાવિત્રી સમી મૃત્યુનેએ ડરાવે એવી તેજસ્વી પત્નીઓ થશે અને ત્યારે પ્રેમ, સંસ્કૃતિ અને જીવનનો ઉત્કર્ષ સાધતી નારીઓ અને એમને અનુરૂપ નરો પાકશે; ત્યારે સ્ત્રી-પુરુષોના અંતરની એકતા સધાશે અને ત્યારેજ ગુજરાતમાં નવયુગ અને નવસંસ્કૃતિની સ્થાપના થશે.

---

## આનાતોલ ફ્રાંસ

---

મલય પર્વતનો વાયુ ચંદન વૃક્ષની સુગંધ લઇ આવે, વૃક્ષો ન દેખાય છતાં ચિત્ત પ્રસન્ન થાય ને ગંધ પરખાય, તેમ ફ્રાંસની દૂરની ભૂમિમાંથી આવતી એક અપૂર્વ ફોરમથી સાહિત્યવનના સહેલાણીઓ-નાં ચિત્ત એકદમ ચમકયાં. આ સુવાસ કીંમતી અને અણમોલ છે એવું ભાન ત્યારે એના ઉપભોગીઓને ન થયું; પણ એ ગંધ કૈં જુદીજ છે એવું લાગ્યા વિના તો તેમને ન રહ્યું.

પછી એક દિવસ ખબર આવી કે એ ગંધનો પ્રસરાવનાર 'નોબેલ પ્રાઇઝ' જીતી ગયો છે એટલે તેમણે આનંદથી શિષ ધુણાવ્યાં. આપણા કવિવર ટાગોરે એ ઇનામ જીતી ભારતવાસીઓને મહાન સાહિત્યકનું એક પ્રકારનું ધોરણ આપી દીધું છે. એ ઇનામ જીતે તેના સાહિત્યક-પણામાં શી ખામી હોય ? વર્તમાન ફ્રેંચ લેખકોમાંથી આપણે જે બે જણને ઓળખીએ છીએ-ગાંધીજીના પ્રશંસક રોમે રોલાં ને 'નોબેલ પ્રાઇઝ' ના જીતનાર આનાતોલ ફ્રાંસ તે એજ. હીંદુસ્તાનમાં ત્યારથી મેં. આનાતોલ ફ્રાંસનાં પુસ્તકો વધારે વંચાવા માંડયાં.

શેકસપીઅરની માફક ઉત્તરોત્તર અભિવૃદ્ધિ પામતી કલા, તેના વિજય અને પ્રાપ્તિઓની કથામાંજ આ મહાન સાહિત્યકનો જીવનઇતિહાસ રચાયો છે.

કવિઓ અને લેખકો—જેમણે કલ્પનામય સૃષ્ટિ રચી હોય એવા લેખકો—ના જીવન વિધિના વારાફેરા અને અદ્ભુતતાથી ભરેલી હોય એવી જનસમૂહની માન્યતા એમના જીવનમાં સાચી નથી પડતી. પણ બહારથી નિયમિત દેખાતી પ્રકૃતિના અદ્ભુત વિકાસ અને પરિવર્તનો એમના અંતરમાંએ થયાં છે ને પરિણામે એમણે એક નવીજ સૃષ્ટિ સરજાવી છે.

આનાતોલ ફ્રાંસ ૧૬ મી એપ્રીલ ૧૮૪૪ ને દિને જનમ્યા. તેમના પિતા પુસ્તક વેચનાર હતા. અને તેમની દુકાનમાં જાણીતા વિદ્વાનો ને ઉછરતા સાહિત્યકોની ચર્ચા સદા ચાલ્યા કરતી. સાહિત્યના સંસ્કારથી રસ-બસ થઇ રહેલું ઘર છોડી ફ્રાંસ નીશાળે ગયા અને ત્યાં થોડીઘણી કેળવણી લઇ, જુવાનીમાં સાહિત્યની સૃષ્ટિમાં સ્થાન મેળવવા પ્રયાસ કરવા લાગ્યા.

તેમનું બાલપણ સ્વપ્નઘેલું હતું, ને તેમને નીશાળે જઇ પાઠ કરવા કરતાં સ્વપ્નમાં જોવાનો વધારે શોખ હતો. સારા 'માર્ક' કે સારી 'રીમાર્ક' એમની નીશાળની પોથીમાં ભાગ્યેજ લખાતી. એમના પિતાને આવા બાલક માટે બહુ ઉંચો મત ન હોય એ સ્વાભાવિક છે.

ફ્રાંસનો સ્વભાવ આ વખતમાં અતડો અને એકાંતપ્રિય હતો. દરેક વાતમાં એને ખચકાટ લાગતો. એમનાથી નીશાળમાં બાળકો સાથે બહુ ભળાતું નહીં ને રમતો એમને બહુ ગમતી નહીં. બધા ગમે તેમ આનંદ કરતા હોય ત્યારે આ સ્વપ્નમાં જોનારો છોકરો 'સોફોકલીસ' અને 'યુરી-પીડીસ,' 'આલ્સીઅસ' અને 'એન્ટીગોન' વાંચતો અને એ વાંચતાં વાંચતાં એ દિવ્ય સુંદરતાનાં સ્વપ્નાં જોતો.

બાલક ફ્રાંસ પર પિતા કરતાં માતાની અસર વધારે થઇ હતી. એમના પિતા—ફ્રાંકોઇઝ નોએલ થીબોલ્ટ—રોમન કેથોલીક સંપ્રદાયના અને બહુ આસ્થિક હતા. પણ એમને બહુ વ્યવહારિક ન કહી શકાય. પોતાની પુસ્તક વેચવાની દુકાનમાં બેસીને સારો નફો કરવા કરતાં સામા પક્ષ પર વાદ-વિવાદમાં સરસાઇ મેળવવામાં એમને વધારે આનંદ આવતો. પણ એમની વ્યવહારુ બુદ્ધિની ખોટ માદામ થીબોલ્ટ પુરી પાડતાં. એમનામાં ઝીણી

વ્યવહારબુદ્ધિ અને ધાર્મિકતા હતી. એ ઘરરખુ ગૃહિણી અને માયાળુ સંબંધી થઇ શકે તેવાં હતાં. સુંદર થવાનું-દેખાવાનું-એમને ગમતું. બાલક ફ્રાંસને એ ખુબ વાર્તાઓ કહેતાં. એમને પોતાના પુત્ર પર અજબ શ્રદ્ધા હતી, આનાતોલ ફ્રાંસને લેખક થવાની પ્રેરણા કરનાર એજ હતાં.

બાલકવયમાં પડેલી નાનામાં નાની છાપો મહાન ફ્રાંસે અખંડિત જાળવી રાખી હતી. અને નર્સથી માંડીને દૂરનાં સંબંધીઓનાં રેખાચિત્રો અને પોતાની બાલ્યાવસ્થાની ઝીણી ઝીણી વાર્તાઓ એમણે પોતાનાં પુસ્તકોમાં ઘણા સરસ રંગો પુરીને અમર કર્યાં છે.

તેમની જુવાની શિક્ષકોની ચેષ્ટા કરવામાં અને શુષ્ક પદ્ધતિ પર અપાતી કેલવણી તરફ તિરસ્કાર કેળવવામાં ગઇ. પણ એમની ખરી કેલવણી અને ખરા વિકાસનું મુખ્ય સાધન તો પેરીસ શહેર હતું. ફ્રાંસ ફ્રેંચમેન હતા અને ફ્રેંચમેનની પેરીસભક્તિ તેમનામાં હતી.

પેરીસ શહેર ફ્રાંસ દેશમાં જે સ્થાન ભોગવે છે તે કોઇ દેશમાં કોઇ પાટનગર ભોગવતું નથી. પેરીસ ફ્રાંસનું હૃદય છે; ફ્રેંચમેનના જીવનનું કેંદ્ર-સ્થાન છે. 'પેરીસની બહાર કૈં શીખવાનું હોતુંજ નથી' એ ફ્રેંચોનું પરાપૂર્વ-થી ચાલ્યું આવતું દૃષ્ટિબિંદુ છે. સામાન્ય માણુસ પોતાના પૂર્વજોના રહેઠાણુ તરફ જે માન ને ભક્તિથી જુએ છે તેવાજ માનથી ફ્રેંચો તેમના પાટનગર તરફ જુએ છે.

ત્યાં અર્વાચીન વિજ્ઞાનના વિજયસ્તંભો છે;ત્યાં જ્ઞાનના ભંડારો સ્થળે સ્થળે તેમને લુંટનારની વાટ જોતા પડયા છે. ત્યાં અનેક રુપમાં અનેક વિધના આનંદો ઉછળે છે. ત્યાં સંસ્કારના એકેએક અંગનાં દર્શન થાય છે. ત્યાં ડગલે ડગલે સદીઓની ઐતિહાસિક મહત્તાનાં ચિન્હો અર્વાચીન જીવનને પ્રાચીન ગૌરવથી દીપાવી રહે છે. શાર્લમેનથી માર્શલ ફોક્ષ સુધી બધા ફ્રેંચમેનો જાણે સદેહે હોય એમ ફ્રેંચોને પ્રેરે છે અને જોન ઓફ આર્કને નેપોલીઅન-ફ્રેંચોનાં આદર્શ સ્ત્રી ને પુરુષ-ફ્રેંચ પ્રજાને પ્રોત્સાહન આપે છે ને તેમનું જીવન ઘડે છે.

આ સ્મરણસમૃદ્ધ અને સંસ્કારી શહેરમાં ગમે તે કથનકારની વૃત્તિઓ સતેજ થાય ને કેળવાય એમાં કૈં નવાઇ નથી. અને જો તે કથનકાર ફ્રેંચ હોય તો તે શહેર કરતાં તેને બીજી કઇ પ્રોત્સાહક પરિસ્થિતિ જોઇએ ? તેને તો તેના પથ્થરે પથ્થરમાં સર્જનની કહાણી નજરે પડે, અને મો. ફ્રાંસને પણ તેમજ થયું.

આ શહેરમાં તેમણે જીવનનાં વિવિધ ક્ષેત્રોનાં, માણસની નિર્બલતાનાં, દુઃખનાં, વિયોગનાં, સુખની ચંચલતાનાં દર્શન કર્યાં. માણસમાં રહેલા સનાતન ઇશ્કનો સ્થાયી અને અસ્થાયી રુપે ત્યાં તેમણે સાક્ષાત્કાર કર્યો, અને ત્યાંજ તેમણે અંતરનું સૌંદર્ય કેળવ્યું. તેમનાં લખાણોમાં તે મજાક કરે છે, કટાક્ષ ફેંકે છે, તિરસ્કાર પ્રદર્શિત કરે છે પણ છતાં તેમાં મતભેદ, દુઃખ, સ્ખલન ને નિરાધારી તરફ તેમનાં ઔદાર્ય અને અનુકંપા દેખાયા વિના રહેતાં નથી.

નીશાળ છોડયા પછી ક્યાં સુધી તો શો વ્યવસાય સ્વીકારવો એ આનાતોલ ફ્રાંસને સુઝયુંજ નહીં. પિતાને આ બાળક માટે કૈં બહુ આશા નહોતી. માતાને મન તો એનો પુત્ર સર્વમાં પ્રકાશવાને સર્જાયો હતો. પિતાના અવ્યવહારુ સ્વભાવને પુત્રને એકદમ ઠેકાણે પાડવાની બહુ ઉતાવળ ન આવી. માતાએ ઘણા મોટા કામોને માટે સર્જાએલા પુત્રને એકદમ ઝંપલાવવાનું કૈં કહ્યું નહીં. પરિણામે અભ્યાસ પુરો કર્યા પછી કૈં પણ વ્યવસાય વગર ક્યાં સુધી ફ્રાંસ ફરતાજ રહ્યા.

પણ આ વર્ષો કૈં એમણે નકામાં નહોતાં ગાળ્યાં. સાહિત્યરસિકોની મંડળીઓમાં એ ફરતા અને ઘણા ઉગતા સાહિત્યકોના એ સમાગમમાં આવતા. એમના એ વખતના ઘણા મિત્રો તે પછીના અગ્રગણ્ય સાહિત્યકોમાં ગણાયા છે. એમને પણ સાહિત્યસેવાની ધુન ત્યારથી લાગી. એમણે કવિ આલફ્રેડ દ. વી. ના જીવનનું પહેલું પુસ્તક ૧૮૬૬ માં લખ્યું. ફ્રાંસની શકિત આ વખતે બહુ ખીલેલી નહોતી. એમણે ચોપાનીઆંમાં પણ પોતાના લેખો આપવા માંડયા. બી. માર નામના

પ્રકાશકને માટે કેટલાક જુના પુસ્તકોની ભૂમિકાઓ પણ એ લખતા; પણ આટલાથી નિર્વાહ પુરતું કમાવું અશક્ય હતું.

પણ એટલામાં સન ૧૮૭૦ માં લઢાઇનાં મંગળાચરણ થયાં અને ફ્રાંસે કલમને બદલે તલવાર પકડી. પણ ગોળાઓના વરસાદ નીચે પણ એ એમનો માનીતો વર્જીલ વાંચવાનું ચુકતા નહીં. એ વખતમાં શાંતિના ઉપાસક આ નરે યુદ્ધના બચાવમાં એક પુસ્તક પણ લખ્યું છે.

ત્યાંથી પાછા આવતાં ફ્રાંસ સાહિત્યના ક્ષેત્રમાં પાછા આવ્યા. પણ એમને જે કામ મળતું તે એમની જરૂરીઆતને પુરતું ન હતું. તેથી એમણે ૧૮૭૪ માં લઝંબર્ગની લાયબ્રેરીમાં લાયબ્રેરીઅનની જગા સ્વીકારી. એજ લાયબ્રેરીમાં પ્રથમથી કામ કરતા ત્રણ સાથીઓ હતા. એમના વખાણમાં માત્ર એટલુંજ કહી શકાય કે પોતાને માટે ઘણો ઉંચો મત ધરાવનારા એ લેખકો હતા, પણ પરસ્પરને માટેનો તિરસ્કાર વિષયીએ વધારે ઉંડો હતો. પણ એ ત્રણ એક બાબતમાં એકમત હતા. પોતે કૈં કામ ન કરતા. આનાતોલ ફ્રાંસ પાસે બધું કામ કરાવવામાં છેવટે પરસ્પર વૈમનસ્ય અતિશય વધતું ગયું અને આનાતોલ ફ્રાંસે એ સ્થળેથી રાજીનામું આપ્યું.

મોં. આનાતોલ ફ્રાંસ આ વખતે વિદ્વાન, વિનોદી, ચતુર, સારા સ્વભાવવાળા અને સરસ વાતચીત કરનારા લેખાતા. આ બધા ગુણો, વિદ્વત્તા, સંસ્કારિતા અને સુંદરતા પારખવાની શક્તિ, એ જીવનમાં ઘણા કીંમતી સદ્‌ગુણો છે. મગજના શણગાર તરીકે તે સુંદર પણ લાગે છે. પણ પૈસા કમાવાને તો કામજ કરવું જોઇએ. મોં. ફ્રાંસે આવક વધારવાનું એક બીજું સાધન લા રુશેના શબ્દકોષ માટે કામ કરવાનું શોધી કાઢ્યું. પણ એમાંથી દર વખત પૈસા નહીં મળતા ને તેથી ભવિષ્યના આ મહાન લેખકને પાકશાસ્ત્રની ચોપડીમાં લેખ લખી પૈસા મેળવવા પડતા.

મોં. આનાતોલ ફ્રાંસે ગદ્યરચના સાથે સાથે પદ્યરચના પણ કરી છે. એમનાં કાવ્યોમાં સુરુચિ છે, કવિતા છે, કલ્પના છે અને ભાવો પણ છે, પણ

એમનું મહાન સાહિત્યકનું પદ તો એમના ગદ્ય લેખોએજ એમને અપાવ્યું છે.

ફ્રાંસનું પ્રથમ લગ્ન જીન ગેરીનની ભત્રીજી સાથે થયું હતું. આ લગ્નથી એમને એક પુત્રી થઈ. શરુઆતમાં આ જોડું સુખી હતું પણ એમનું જોડાણ બહુ વખત ટકયું નહીં. 'માઇ ફ્રેંડસ બુક'માં આ ગૃહ-જીવનનું એક સુંદર ચિત્ર ફ્રાંસની કલમે દોરેલું છે. પણ આ જીવનની થોડીજ સુંદરતાઓ જે પળે એ અનુભવાઇ હોય તે પળ જતાં એનું એજ આકર્ષણ ધારીને રહે છે.

આ બધાં વર્ષોમાં ફ્રાંસે એક પછી એક પુસ્તકો પ્રકાશવાનું કાર્ય પણ ચાલુજ રાખ્યું હતું. એક પણ એવું વર્ષ ખાલી નહીં ગયું હોય કે જેમાં તેમણે એક પુસ્તક બહાર પાડયું ન હોય. અત્યાર સુધીમાં એ પુરતા વિખ્યાત થઇ ચુકયા હતા. મોં. ફ્રાંસ સન ૧૮૯૬ ના ડીસેંબરની ૨૪ મીએ ફ્રાંસની એકેડેમીના સભ્ય ચુંટાયા.

મોં. ફ્રાંસે મુસાફરી ખુબ કરી છે. સ્પેન ને ઇટલીથી તો એ પોતાના દેશ જેટલાજ પરિચિત છે. અમેરીકા અને ઇંગ્લાંડમાં પણ એ જઇ આવ્યા છે. ઇંગ્લાંડની એમની મુલાકાત દરમીઆન એમને પુષ્કળ માન મળ્યું હતું. એમને માન આપવાની સભામાં મી. બર્નાર્ડ શૉ પ્રમુખ હતા. એ વખતે બનેલા એક અપૂર્વ બનાવનો ઉતારો જરુર કરવા જેવો છેઃ

આનાતોલ ફ્રાંસનું ભાષણ પુરુ થતાંજ એક વિચિત્ર ને અદ્વિતીય પ્રસંગ ઉપજ્યો. સામાન્ય રીતે આનાતોલ ફ્રાંસને અને પ્રાકૃતિક સ્વસ્થતાને બાર ગાઉનાં છેટાં ગણાતાં; પરંતુ આ ઐતિહાસિક પ્રસંગે તો તેમણે સારાએ જીવનની શારીરિક શક્તિ એક ક્ષણમાં એવી રીતે વાપરી કે સૌ આશ્ચર્ય-ચકિતજ થઇ ગયા. હાથ લંબાવી 'ઇંગ્લાંડના મોલીઅર' તરફ તે આગળ વધ્યા અને એકદમ તેમને ગળે વળગી પડી તેના (બર્નાર્ડ શૉના) શરમથી લાલ બનતા દરેક ગાલે એકએક ચુંબન લીધું. કદાચ રંગભૂમિ ઉપર ઇંદ્રનું વજ્ર પડયું હોત તો પણ આ અતિ રમણીય પ્રસંગે ફેબીન્સો જેટલા આશ્ચર્ય-મુગ્ધ થયા તેટલા ન થયા હોત.

મી. શૉ—અતડા અને અસ્પર્શ્ય મી. શૉ સહેજ એક ક્ષણ માટે ગભરાયા; પરંતુ એકજ ક્ષણમાં તેમણે સ્વસ્થ થઇ બેધડક અને આનંદપૂર્વક હર્ષની તાળીઓના ગડગડાટ વચ્ચે મોં. ફ્રાંસનાં આલિંગનોનો પ્રત્યુત્તર વાળ્યો.

માર્ક રુથફોર્ડને ઇતિહાસ પ્રસિદ્ધ ચુંબનો; ઇઝરેલના ગળે વીંટાતો જોસેફ; એફેસસ ઉપર પોલને ગુરુજન તરફથી મળેલાં ચુંબનો; એકાંત વાતાવરણને સશબ્દિત કરતાં રોમીઓ અને જુલીએટનાં ચુંબનો; અદ્ભુત પરાક્રમો પછી પેનીલોપ અને યુલીસીસનાં હૃદયમીલનમાંથી એક પણ સ્ટેનાપોર ખાતે થએલાં ઇંગ્લાંડના જ્યોર્જ ચોથા અને ફ્રાંસની લુઇ અરાઢમી સાથેનાં હૃદયાલિંગન જેટલું મહત્ત્વનું આલિંગન જણાતું નથી. જો તે બર્નાર્ડ શૉ અને અનાતોલ ફ્રાંસનાં આલિંગનો જોવા ભાગ્યશાળી નીવડયા હોત તો જરૂર આને વધારે મહત્ત્વનું પદ આપત.

આ પછીના આનાતોલ ફ્રાંસના જીવનના છેવટના અગત્યના બનાવોમાં બેજ વસ્તુઓ નોંધી શકાય. ૧૯૨૦ માં મેડમોઝેલ એમા લે પ્રેવોટ સાથેનાં તેમનાં લગ્ન અને ૧૯૨૧ માં તેમને મળેલું 'નોબેલ પ્રાઇઝ.' એક બીજો બનાવ પણ નોંધવા જેવો છે. ૧૯૨૨ ની પાનખર ઋતુમાં સાહિત્યકો અને બુદ્ધિમાનોની બનેલી દુનીઆ એક ખબર સાંભળીને ચમકી કે આનાતોલ ફ્રાંસનાં બધાં પુસ્તકો રોમન કેથોલીક સંપ્રદાય તરફથી બહિષ્કારની યાદીમાં મુકવામાં આવ્યાં છે. એમાં ન વપરાયો સારાસારનો વિવેક કે નહોતું એમાં કૈં ડહાપણ. આનાતોલ ફ્રાંસનાં પુસ્તકોને તો એથી વધારે જાહેરાત મળી અને લોકોનું ધ્યાન તેમના તરફ વધારે ખેંચાયું. ઇંગ્લાંડમાં સંપ્રદાયના આ જાતનાં ફરમાનોથી કૈં અસર ભાગ્યેજ થઇ.

મોં. આનાતોલ ફ્રાંસ યુદ્ધની વિરુદ્ધ છે અને છેલ્લા મહાયુદ્ધ વખતે એમના વિચારો કેટલાકને વિચિત્ર લાગતા. એમણે એમનાં પુસ્તકોમાં જેટલું પોતાનું વ્યક્તિત્વ ઉતાર્યું છે તેટલું કોઇ પણ મહાન લેખકે નથી ઉતાર્યું અને એમાં એમણે ધાતુના કીર્તિસ્તંભોથીએ વધારે ટકે તેવા સ્મરણસ્તંભો પોતાને માટે રચ્યા છે.

આનાતોલ ફ્રાંસનું પહેલું વાર્તાનું પુસ્તક સને ૧૮૭૯માં બહાર પડયું, પણ તેણે બહુ ધ્યાન ખેંચ્યું નહોતું. લોકોએ તો એમના ૧૮૮૧ માં લખેલા 'ક્રાઇમ ઓફ સીલ્વેસ્ટર બોનાર્ડ' નામના પુસ્તકથીજ એમને ઓળખ્યા. આ વખતે આનાતોલ ફ્રાંસની ઉમ્મર ૩૭ વર્ષની હતી. એમનાં બીજાં પુસ્તકો 'માઇ ફ્રેંડસ બુક' 'પીએર નોઝીએર' 'લીટલ પીએરે' 'ધી બ્લુમ ઓફ લાઇફ' ઘણુંખરું એમની પોતાનીજ જીંદગી પરથી લખાએલાં છે. 'થાઇસ' એમણે ૧૮૯૦માં લખી. બીજું કોઇ પણ પુસ્તક ન રચ્યું હોત તોપણ આ પુસ્તકથીજ એમને જગતના સાહિત્યકોમાં અગ્રસ્થાન મળત.

'રેડ લીલી'એ પણ એમનું અતિશય આકર્ષક પુસ્તક છે. એમાં એ મહાન કલાકારનો શબ્દો અને ભાવો પરનો કાબુ અદ્ભુત રીતે જણાઇ આવે છે. આનાતોલ ફ્રાંસે બીજાં પણ ઘણાં પુસ્તકો લખ્યાં છે. આ નાના લેખમાં એ સર્વનો તો માત્ર નામનિર્દેશજ થઇ શકે. એમાંનાં ઘણાખરાનાં અંગ્રેજીમાં ભાષાંતર થઇ ગયાં છે.

ઉપર લખ્યાં તે સીવાયનાં એમનાં વધારે સુપ્રસિદ્ધ પુસ્તકો નીચેનાં ગણી શકાય. 'મધર ઓફ પર્લ' 'એટ ધી સાઇન ઓફ રેન પેદોક' 'ધી ઓપીનીઅન્સ ઓફ જેરોમ કોઇનાર્ડ' 'ધી એમેથીસ્ટ રીંગ' 'પેન્ગવીન આઇલેન્ડ' 'ગોડઝ આર એથર્સ્ટ' 'રીવોલ્ટ ઓફ એન્જલસ' 'ક્રેકનબીલ' વગેરે વગેરે. આ સીવાય પણ એમનાં બીજાં ઘણાં પુસ્તકો છે. સાહિત્ય અને સાહિત્યકોની સમાલોચના કરતા એમના 'ઓન લાઇફ એન્ડ લેટર્સ'ના ચાર વિભાગ ભૂતકાલના સાહિત્યકોમાં એમને અનેરું સ્થાન અપાવે છે.

મોં. આનાતોલ ફ્રાંસની શૈલી વિવિધ અને કલાત્મક છે. પણ એમનાં ઘણાં પુસ્તકોમાં એક આખી વાર્તા કરતાં જુદા જુદા બનાવોની હાર જેવી–છુટાં છુટાં ફુલોની ગુંથેલી આખી પુષ્પમાળ જેવી–વસ્તુરચના વધારે પ્રધાનપદે હોય છે, ને ઘણી વાર તો એક વિભાગને હાનિ ન પહોંચે તેવા છુટા સંબંધ વગરના વિભાગો પણ હોય છે. જાણે એક એક

પ્રકરણ એક એક જુદીજ વાર્તા હોય એવું લાગે છે. એમનાં 'રેડ લીલી' કે 'થાઇસ' જેવાં પુસ્તકો આ પ્રકારનાં ન ગણી શકાય. એમાંથી તો એક પણ વસ્તુ કાઢી લઇએ તો આખી રચનાજ બગડી જાય. પણ આવી છુટી કે એકત્ર ગમે તેવી રચનામાં એ પરિસ્થિતિનાં વર્ણન અને મનુષ્ય સ્વભાવનાં દર્શન અદ્‌ભુત રીતે કરાવે છે. ઝીણામાં ઝીણી બીના કે આછામાં આછો રંગ એ ખુબીદાર રીતે પુરે છે. માનવસ્વભાવની એ બધી નબળાઇઓ જાણે છે પણ બાલકોની ભુલો તરફ મોટાં હસે તેમ અડધી રમુજી, અડધી સહાનુભૂતિભરી રીતે ચીઢાયા વિના સહી લઇને એ નીરખે છે. બહારથી એ વિકભાવી (cynical) દેખાય છે પણ એની પાછળ હૃદય-નો ધબકાર ચતુર જોનારને તરત દેખાઇ આવે એવો છે.

એમનો વિનોદ સૂક્ષ્મ, સચોટ અને આબાદ છે. પણ એ પોતે ગંભીર દેખાઇને મશ્કરી કરનારની માફક પોતાની ગંભીરતાનો ડોળ કદી છોડતા નથી. દરેક વસ્તુનો—પવિત્ર અને પૂજ્ય ગણાએલી વસ્તુઓથી માંડીને જીવન-ની સામાન્ય બીનાઓ સુદ્ધાંતનો—એ ઉપહાસ કરે છે; ઘણી વાર આકરું લાગે તેવી રીતે. પણ ભવ્યતા અને સરસતાને માટે એમના હૃદયમાં જે ભાવ છે તે હોવાનો બહુ થોડાજ કલાકારો દાવો કરી શકે. એમનો પરિહાસ જેટલો આકરો છે તેટલો સહૃદયી પણ છે, પણ મિત્રભાવે કર્યો હોય તો. શત્રુભાવે કરેલા એમના કટાક્ષમાં તીર કરતાંએ વધારે તીક્ષ્ણતા હોય છે.

તાદૃશતા આણવાની એમની શક્તિ અપૂર્વ કહી શકાય. છેક બાલકથી માંડીને વૃદ્ધના સ્વભાવનાં એકેએક છાયાભેદથી એ પરિચિત છે. સ્ત્રીઓનો તેમણે ખાસ અભ્યાસ કર્યો હોય એમ લાગે છે—પણ જરા દયાહીન રીતે. દરેક દરજ્જાની અને દરેક અવસ્થાની સ્ત્રીઓ એમની જિજ્ઞાસાનો વિષય છે અને સ્ત્રીઓનો એમને ઘણો પરિચય હોય એમ પણ લાગે છે.

માણસના સ્વભાવમાં રહેલા મનોભાવ ને ઇંદ્રિયવૃત્તિઓને એ સંતા-

ઢવાનો પ્રયત્ન નથી કરતા, પણ દરેક ઝીણા ભેદને પણ એ પકડે છે ને ઉચ્ચારે છે. ઇંદ્રિયવૃત્તિઓને એ ઘણીવાર પ્રધાનપદ–સંક્ષોભ પમાડે તેવી રીતે–પણ આપે છે અને આ બધામાં કોઇ કોઇ વાર એ નિર્દય હોય એવું લાગ્યા વિના નથી રહેતું. શુદ્ધિના આડંબરવાળા (prudish) સ્વભાવને માટે એમને જરાએ દયા આવતી દેખાતી નથી. ને તોપણ ઘણી વાર સરસતા ને કેટલીક વાર ભવ્યતાને શિખરે એ પહોંચે છે. ચિત્રકારની માફક નવાંનવાં ચિત્રફલકો સાનંદાશ્ચર્ય પમાડે તેવી રીતે એ ઝપાટાબંધ દષ્ટિ સમક્ષ ખુલ્લાં મુકતાજ જાય છે. ઘણી વાર વધારે પડતું બોલી એ ગભરાવે છે ખરા, પણ તેથી એમની મહત્તાના શિખર પરથી ગબડાવી પાડવાની તો કોઇની તાકાત નથી.

આનાતોલ ફ્રાંસને મન સૌથી ન માફ કરી શકાય એવો ગુન્હો સરસતાનો દ્રોહ છે. ને એ એકજ દેવીની ઉપાસનામાં એમણે આખું જીવન વ્યતીત કર્યું છે. એમની કલાપરીક્ષા અને રસવૃત્તિ માટે તો બે મત હોઇજ ન શકે.

માણસ તરીકે જરાક આત્માભિમાની, કદાચ અહંકારી, સારા સ્વભાવના, ઘણાજ આકર્ષક વ્યક્તિત્વવાળાઃ એવા કૈંક આપણે એમને વગર જોયે કલ્પી શકીએ.

આવા સમર્થ સાહિત્યકો આપણા ગુજરાતમાં પણ ક્યારે અવતરશે ?

## સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર

કેટલાક કહે છે કે અર્વાચીન જગતનું લક્ષણ છાપવાની કળા છે. અને એને લીધે વિચારોનો વિસ્તાર થયો અને માનવોનો મોટો સમૂહ માણસાઇમાં આવ્યો. કેટલાક એમ પણ કહે છે કે વિજ્ઞાનની પ્રગતિ એ આ યુગનું મુખ્ય લક્ષણ છે, કારણ કે હાલની નવી દુનીઆની રચના

વિજ્ઞાનની શોધો ઉપરજ રચાઈ છે. કલાવિદો કલાના પુનરુદ્ધારમાં આ યુગનું મહાન લક્ષણ સમાવે છે. પણ આ યુગનું પ્રધાન લક્ષણ 'સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર' નેજ ખરેખરું ગણી શકાય તેમ છે.

પ્રાચીન કાળથી માંડીને છેક ઓગણીસમી સદી સુધી સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર કદીએ થયો ન હતો અને એને લીધે એમની માનવતાનો વિકાસ પુરેપુરો ભાગ્યેજ થતો—અથવા નહોતોજ થતો એમ કહીએ તો ચાલે. યુરોપમાં ને એશીઆમાં વ્યકિતત્વવાળી સ્ત્રીઓ, છુટાછવાયા દાખલાઓ બાદ કરતાં, ઇતિહાસમાં ભાગ્યેજ નજરે પડે છે. અને તેમાંએ સદ્‌ગુણી વ્યકિતત્વશાળી સ્ત્રીઓ તો કોઈકજ જડે છે. એનું કારણ માત્ર એકજ કહી શકાય. સ્ત્રીઓનો મુખ્ય સદ્‌ગુણ પુરુષોને વશવર્તી થઇ ચાલવામાં અને આજ્ઞાપાલનમાં ગણાતો. આપણે ત્યાં '**न स्त्री स्वातंत्र्यमर्हति**' એ સૂત્ર સદાકાળ માન્ય ગણાતું આવ્યું છે. અને બીજા દેશોમાં એવાજ પ્રકારનાં સૂત્રોને આધારે સંસાર રચાયો છે. પરિણામે જેમના સ્વભાવ ને પ્રતાપ સદ્‌ગુણી સ્ત્રીઓના પત્રકમાંથી બાદ થવાની બીકે પણ દબાયા નથી એવીજ સ્ત્રીઓ પ્રતાપી તરીકે ઇતિહાસમાં અમર થઇ છે.

સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વના સ્વીકારની આ યુગની ભાવનાને લીધે આ જાતનો ભય ઘણેખરે અંશે હવે જતો રહ્યો છે. સ્ત્રીઓને આગળ આવવા માટે ખાસ પ્રપંચ રચવા પડતા હોય કે સદ્‌ગુણો તજવા પડતા હોય એવું હવે નથી.

આ ભાવનાના સ્વીકારની સાથે ઘરમાં અને સમાજમાં, સ્ત્રીપુરુષના સંબંધમાં અને આદર્શમાં પણ ઘણા મહત્ત્વના ફેરફારો થવા માંડયા છે. સ્ત્રી એ હવે માત્ર સંસાર ચલાવવાનું સાધન, સૃષ્ટિક્રમને ચાલુ રાખવાને સર્જાએલો એક પદાર્થ, પિતૃઓને સ્વર્ગમાં મોકલવા માટે આવશ્યક જરુરીઆત કે ઘર અને જાત સંભાળવા માટે આણેલી એક દાસી તરીકે

નથી રહી; પણ હવે તો પુરુષની ભાવનાની સહચરી અને એના કાર્યોમાં ભાગ લેનારી સખી એ બની છે. સામાજિક અને રાજકીય પ્રશ્નોમાં, ઘરના અને બહારના વ્યવહારમાં એનો સહચાર હવે આવશ્યક ગણાયો છે. જગતના વ્યવહારમાં એ હવે નકામું, પુરુષને જેમ તેમ કરી ખેંચી જવું પડે એવા અંગ તરીકે નથી રહી. આ બધા ફેરફારો કેમ થયા તે આપણે વિગતવાર જોઇએ.

જગતના આદિ કાળથી બે પ્રકારની સંસ્કૃતિના પાયા પર સમાજનો ને જાતિઓનો આધાર રચાયો છે: માતૃમૂલ સંસ્કૃતિ અને પિતૃમૂલ સંસ્કૃતિ. માતૃમૂલ સંસ્કૃતિ દ્રવિડ વગેરે જાતિઓમાં છે તે; અને પિતૃમૂલ સંસ્કૃતિ તે આર્યોની. માતૃમૂલ સંસ્કૃતિમાં કુટુંબનું મુખ્ય કેંદ્ર માતા હોય છે અને એની આસપાસજ બધો સંસાર રચાય છે. પિતૃમૂલ સંસ્કૃતિમાં એથી ઉલટોજ ક્રમ હોય છે. એમાં પુરુષ પ્રધાનપદે અને સ્ત્રી ગૌણપદે હોય છે. આ બે પ્રકારમાં માતૃમૂલ સંસ્કૃતિ સૃષ્ટિક્રમની દૃષ્ટિએ સ્વાભાવિક છે, કારણ કે ઉત્પાદક અને ઉત્પન્ન થએલાંનો સંબંધ એ રીતે વધારે સચવાય છે. પણ જાતિની દૃષ્ટિએ એથી ઘણા વાંધા આવે છે. એકજ કુટુંબમાં ચાર પાંચ બાળકો તદ્દન જુદાજ પિતાનાં હોય તો તેથી કુટુંબની ભાવના અને જાતિનું ઐક્ય બરાબર સધાય નહીં, તેમજ માતાને માથે બહારની જવાબદારી હોય તો કુટુંબનો વિકાસ કરવાનો એને સમય ન રહે; અને કૈંપણ જવાબદારી વગર સમાજનાં અડધાં અંગ પુરુષની શક્તિઓ નકામી થઇ જાય. વળી બહારની અને ઘરની બંને જવાબદારીઓ સ્ત્રીને માથે એક સાથે પડે તો એની શક્તિઓ વહેલી ક્ષીણ થઇ જાય; અને જાતિની દૃષ્ટિએ પણ સમાજનું મુખ્ય અંગ વહેલું નકામું થઇ જાય તો એનો વિકાસ પુરેપુરો થઇ શકે નહીં. માતૃમૂલ સંસ્કૃતિ જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં આ બધાં કારણોને લઈ એમનો અધુરો વિકાસ સ્પષ્ટ દેખાય છે. પ્રજા ઉત્પન્ન કરવાનો સૃષ્ટિનો સ્વાભાવિક ક્રમ સ્ત્રીની ઘણી શક્તિઓને

મર્યાદિત કરી નાખે છે એટલે આ બધાં પરિણામો અનિવાર્ય છે.

આર્ય જાતિએ આ ભય પહેલેથી પારખ્યો અને સંસ્કૃતિને પિતૃમૂલ કરી, આમાંના ઘણા ભયોમાંથી બચી જવાનુંધાર્યું. સ્ત્રીઓને પણ આ રચના અનુકુળ લાગી હશે એટલે એમણે એ સ્વીકારી. શરુઆતમાં આ વ્યવસ્થા આધિપત્ય કરતાં સગવડની ભાવનાથી વધારે સ્વીકારાઇ હશે. આ પ્રકારનું અનુમાન વેદકાળની સ્ત્રીઓની દશા તપાસવાથી મળી આવે છે; જો કે એ વખતે તો આ સંસ્કૃતિને સ્વીકારાયે પણ હજારો વર્ષ થયાં હશે.

ખાસ કરી વેદકાળમાં સ્ત્રીઓની પદવી સમાજમાં ઉતરતી હોય એમ લાગતું નથી. તે વખતે સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે એક પ્રકારની સમાનતા અને સ્વતંત્રતા જોવામાં આવે છે. એ જાતના સ્ત્રીપુરુષો વચ્ચેના સંબંધ આપણે ત્યાં હાલ પ્રચલિત નવી સંસ્કૃતિના ઘણા ઓછા સમાગમમાં આવેલી જાતિઓમાં જોઇ શકીશું. જેમ આપણો સંસ્કારી વર્ગ અત્યારે સમાજમાં છે તેમ ઋષિમુનિઓનો વર્ગ પોતાની બુદ્ધિથી ચઢીઆતો અને જુદો પડી આવતો હતો. પાછળના કાળના સંસ્કારોએ રીતભાતમાં જે ચીલા પાડ્યા અને મર્યાદાઓ બાંધી તે આ વર્ગમાં અસલ નહોતાં. આર્ય સ્વભાવમાં મુળથીજ બુદ્ધિમત્તા હતી; પણ પાછળની નીતિનાં આકરાં ધોરણો તેમાં નહોતાં. તેથી પિતૃમૂલ ભાવનાને પ્રધાનપદ આપવા છતાં તે વખતમાં પુરુષોના આધિપત્યનો ખ્યાલ સમાજમાં બહુ આવ્યો ન હતો.

ત્યાર પછી મહાભારત કાળમાં પુરુષના આધિપત્યનો કૈંક વધારે પ્રવેશ થવા માંડયો અને સ્ત્રીઓ અને પુરુષો વચ્ચેના સંબંધમાં કૈંક વધારે સખતાઇ પેસવા માંડી. છતાં એ કાળમાં આપણી અત્યારની ભાવનાની દષ્ટિએ સ્ખલનો લાગે એવા ઘણા પ્રસંગો છે. અત્યારે આપણે નીતિઅનીતિનાં ધોરણે એ બનાવો તપાસવા બેસીએ છીએ પણ તે વખતે તો એ જાતના સવાલો ભાગ્યેજ ઉભા થયા હશે એમ લાગે છે.

પણ એ વખતે સ્ત્રીની પદવી ગૌણ તો થવા માંડી હતી. પુરુષનું

આધિપત્ય બહારની દુનીઆ પર અને સાથે સાથે સ્ત્રી જાતિ પર પણ વધ્યું. સ્ત્રી સમાજનું એક અંગ ગણાવાને બદલે પુરુષની એક મીલ્કત તરીકે ગણાવા માંડી–ગણાઇ. મહાભારતમાં પાંડવો દ્રૌપદીને હોડમાં મુકે છે તે તેને મીલ્કત તરીકે ગણીનેજ. અને મહાભારતનું આખું યુદ્ધ એ સ્ત્રીને આમ મીલ્કત તરીકે ગણવાની ભાવનાનું પરિણામજ દેખાય છે. એ વખતમાં આ ભાવના ઘણે અંશે સ્વીકારાઇ હતી, એમ ઘણા દાખલા પરથી જણાઇ આવે છે.

રામાયણ જે કાળમાં લખાયું તે કાળની ભાવના જોતાં પુરુષનું સ્વામીત્વ સ્ત્રી પર એટલું વધેલું લાગે છે કે એનું સ્વતંત્ર વ્યક્તિત્વ હોઇ શકે કે કેમ એ સવાલ માત્ર કોઈ શંકાખોરોના ચિત્તમાંજ જન્મ પામતો હશે. સ્ત્રીનું ગૌરવ પણ આમ રાજીખુશીથી વ્યક્તિત્વનો લોપ કરવામાંજ હતું એવી કૈં છાપ રામાયણ વાંચતાં મગજ પર પડે છે. મનુએ પણ આજ અરસામાં '**न स्त्री स्वातंत्र्यमर्हति**' નું સૂત્ર બાર દઇને કહ્યું છે.

ત્યાર પછીના યુગોમાં સ્ત્રી વીશેની આ માન્યતા દૃઢ થતી ગઇ. મુસલમાન સમયમાં સ્ત્રીનો બધોએ વિકાસ અટક્યો અને તેને ઘરનું બંદીખાનું વગર આણ દીધે સ્વીકારવું પડ્યું. મુસલમાનોની અસરને લીધે ગુજરાત સીવાય હીંદુસ્તાનના દરેક પ્રાંતની સ્ત્રીઓ આ જાતનું બંદીખાનું હજુએ સેવે છે.

યુરોપના બીજા દેશોનો ઇતિહાસ પણ કંઇક આવોજ છે. પણ એ વીશે વધારે વિગતમાં આપણે નહીં ઉતરીએ.

સ્ત્રીની આ જાતની દશાને લીધે માનવસમાજ પર શી અસર થઇ ? સૃષ્ટિક્રમનું અડધું અંગ સ્ત્રી, તે ઘર સીવાયના બીજા કોઈ પણ કાર્યક્ષેત્રને માટે લગભગ નકામું થયું. એની દૃષ્ટિ એટલી સંકુચિત થઇ ગઇ કે કોઇ પણ પ્રકારનો બહારનો નવો વિચાર ગ્રહણ કરવાને તે લગભગ અશક્ત થઇ ગઇ. અને એની અસર પુરુષો પર પણ થતાં એમની દૃષ્ટિમર્યાદા પણ ઘણીજ સાંકડી થતી ગઇ. મધ્યકાલમાં તો આપણે

ત્યાં ભાગ્યેજ એવા નર પાક્યા છે કે જેમણે જગતનું એક પણ નવું સત્ય શોધી કાઢ્યું હોય, અથવા જેમના બુદ્ધિપ્રવાહે જુની વસ્તુઓને પણ રસભર કરી હોય.

હીંદુસ્થાનનો પાછલો બધો ઇતિહાસ યુદ્ધોથી ભરપુર છે અને તેમાં સ્વાભાવિક રીતે સ્ત્રી નિર્બલ હોવાથી એને ગૌણ સ્થાન મળ્યું એવી દલીલ કોઇ કરે તો તેમાં કૈંક સત્ય છે ખરું. પણ સ્ત્રીઓની આ સ્થિતિ યુદ્ધોથીજ ઉત્પન્ન થઇ હોય એવું દેખાતું નથી. યુદ્ધો ઘણી વાર સ્ત્રીની પદવી ઉતારવાને બદલે અગત્યની બનાવે છે અને એનું તાજું દષ્ટાંત છેલ્લા મહાવિગ્રહ દરમીઆન અને તે પછીની પશ્ચિમની સ્ત્રીઓની સ્થિતિ અને કાર્યશક્તિએ પુરું પાડયું છે. પણ સમાજની મનોદશાજ એવી હતી કે સ્ત્રી માત્ર સમાજના નિર્બલ અંગ રુપેજ કે શોભાના આભૂષણ રુપેજ માનતી. સ્ત્રીઓના જે જાતના હક્કો કાયદામાં સ્વીકારાયા હતા તે પરથી અને નીતિસુત્રોમાં અને ઉપદેશક વર્ગોએ સ્ત્રીઓને માટે જે જાતનાં વચનો ઉચ્ચાર્યાં છે તે ઉપરથી આ વાત સ્પષ્ટ સુચિત થાય છે. કાયદા, ઉપદેશકો ને નીતિસુત્રો તો સમાજ-નાં પ્રતિબિંબજ હોય છે.

દ્રૌપદીના સમયથી માંડીને સ્ત્રીને વહેંચી લેવા યોગ્ય, હોડમાં મુકવા યોગ્ય અને અપમાન કરવા યોગ્ય ગણવામાં સંસ્કારી જનોને સંકોચ નડયો હોય એવું દેખાતું નહોતું. પતિની પાછળ સતી થવાનો રીવાજ સ્ત્રીનું જુદું અસ્તિત્વજ સ્વીકારવાની ના પાડે છે. સ્ત્રી માત્ર ઉપભોગનો પદાર્થ, ન ગમે ત્યારે ફેંકી દેવાય એવો, દૂર કરાય એવો, એવી કૈં માન્યતા તો આજથી પચીસ ત્રીસ વર્ષ પહેલાં ઠેર ઠેર જડતી અને હજુ પણ ઘણે સ્થળે એનાં દર્શન થયા વિના રહેતાં નથી. મનુ મહારાજની હજારો વર્ષથી પળાતી આવેલી આજ્ઞા સ્ત્રીઓને અન્નવસ્ત્રથી સંતોષવાનું ફરમાવે છે કારણ કે સ્ત્રી સ્વતંત્રતાને યોગ્ય નથી એ તો સૃષ્ટિનો અચલ નિયમ હોય એવી તેમની દૃઢ માન્યતા છે. આ બધા પરથી એટલું તો ચોખ્ખું દેખાય છે કે સ્ત્રીઓ અસલ વધારે સ્વતંત્ર અને સુખી હતી એ માન્યતા તદ્દન આધાર વિનાની છે.

પુરુષ સૃષ્ટિનો રચનાર હતો. અને એ સૃષ્ટિમાં ઘણી વસ્તુઓની સાથે સ્ત્રીને પણ સ્થાન હતું. કદાચ એ સ્થાન ઘણું અગત્યનું હશે પણ એ માત્ર એક સ્થાનજ હતું. સૃષ્ટિની રચનામાં સ્ત્રીનો સહકાર કે તેનો હીસ્સો ન હતો—આવશ્યકજ મનાયો નહોતો. આપણે આપણા વિકાસક્રમની શરુઆત બીજી જાતિઓ કરતાં ઘણી આગળથી કરી પણ એકજ પૈડાથી સધાતી પ્રગતિથી ગાડું આગળ ધપવાને બદલે ધીરેધીરે પાછળ હઠવા માંડયું. આટલા બધા યુગોના ઇતિહાસમાં કેટલી સ્ત્રીઓ બુદ્ધિથી રચાએલી દુનીઆમાં મહાન લેખક કે મહાન કવિ તરીકે, મહાન વિચારક કે શોધક તરીકે પોતાનો ફાળો આપી શકી છે? એજ બતાવે છે કે અત્યાર સુધી સૃષ્ટિની રચનામાં સ્ત્રીનું સ્થાન નહોતુંજ; અપવાદો જડે છે પણ માત્ર નિયમને સાબીત કરવા પુરતાજ.

અસલમાં લગ્નની રીતિમાં સ્ત્રીની પસંદગીને અવકાશજ ન હતો તે નિર્વિવાદ વાત છે. કોઇ કોઇ રાજાની કુંવરીઓના સ્વયંવર વાંચવામાં આવે છે. જો એ બધા ખરાજ સ્વયંવર હોય તો તે પ્રથા પણ પાછલા કાળમાં લગભગ અદૃષ્ટ થઇ ગઇ હતી. સાધારણ જનસમાજમાં તો એટલીએ છુટ હતી એમ માનવાને કંઈ કારણ નથી.

કેટલાક કવિઓની સુંદર કલ્પના બાદ કરીએ તો કુટુંબમાં સ્ત્રી પુરુષને અધીન હતી. પતિને પ્રસન્ન રાખવો ને ઘર સાચવવું એ એના જીવનનું મુખ્ય કર્તવ્ય હતું. વંશની વેલ વધારનારી તે હતી છતાં બાળકો પરનો હક્ક પિતાનોજ ગણાતો. પુરુષને એના તરફ એકનિષ્ઠા સાચવવાનું જરા પણ બંધન ન હતું; છતાં આંધળા, લુલા, લંગડા કે મુરખા પતિને પરમેશ્વર લેખી ભક્તિ કરી જીવન સમર્પણ કરવાનું એને તો ખાસ ફરમાન હતું. આવી સ્થિતિમાં સમાનતાનો અંશ કયાંથી સંભવે? ભલે સ્ત્રીઓ આ સ્થિતિમાં સુખ માનતી હોય; ગુલામો પણ ગુલામી નાબુદ થઇ ત્યારે એમની જુની સ્થિતિમાં સુખ હતું એવો પોકાર કરવા લાગ્યા હતા. જન્મભરનો કેદી કેદખાનાની બહાર આવતાં ક્ષણિક દુઃખ અનુભવે છે; પણ તેથી એની પરતંત્રતામાં સુખ હતું એમ ન કહેવાય.

કાયદા અને ધર્મમાં પણ સ્ત્રીનું સ્થાન ઘણુંજ ઉતરતું હતું અને હજુએ છે. કાયદા અને ધર્મ એ સમાજની આરસી છે ને સમાજ જેવો હોય તેનું ખરું પ્રતિબિંબ એ ઝીલે છે. જે જે દેશમાં સ્ત્રીને પતિની મીલ્કતમાં હક્ક નથી પણ માત્ર ભરણપોષણનીજ અધિકારી ઠેરવી છે અને જ્યાં દૂરના પીત્રાઇઓ કરતાંએ એનો હક્ક ઓછો ગણવામાં આવે ત્યાં સ્ત્રી પુરુષની અર્ધાંગના છે એ શબ્દોને શબ્દજાળ સીવાય બીજું શું કહી શકાય ?

ધર્મમાં પણ સ્ત્રીઓને શૂદ્રો ને બાળકોની હારમાં મુકી છે. એનાથી વેદોચ્ચાર શ્રવણ થાય નહીં; એને દ્વિજ થવાનો અધિકાર નહીં; સ્વર્ગમાં જવાને સારુ પણ એને પતિસેવા કર્યા સીવાય બીજો રસ્તો નહીં. દિગંબર જૈન જેવા ધર્મમાં તો સ્ત્રીને મોક્ષ હોઇ શકેજ નહીં. ઘણાં પાપો કરે તેજ સ્ત્રી જન્મે એવું ઘણાં ધર્મશાસ્ત્રો માને છે. અને પુરુષોની અધોગતિનું કારણ સ્ત્રીઓને ગણીને, એમનો ત્યાગ કરવાની આજ્ઞાઓ ઘણાં ધર્મશાસ્ત્રોમાં કરેલી દેખાશે.

આપણી સ્ત્રીઓની આર્થિક નીરાધારીનો પ્રશ્ન દિવસે દિવસે વધારે અસહ્ય થતો જાય છે. ભુતકાળના કોઇ પણ સમય કરતાં અત્યારે એની ઉગ્રતા વધી છે. સંસાર સુખી હોય તો સ્ત્રીને કમાવાની પરવા રહેતી નથી; પણ સુખ ન સાંપડે તો? આપણા સમાજમાં સ્ત્રીથી જાતે કમાવા જવાય નહીં. કમાવા જાય તો કમાવાનાં સાધનો નથી અને કમાઇ શકાય તેવી કેળવણી પણ નથી. અને તેથી જીંદગીમાં કમાવાની જરુર પડે ત્યારે પણ તેને પારકાને આધારે રહેવું પડે છે. હજારો વિધવાઓ અને જેમનો સંસાર નિષ્ફલ ગયો હોય એવી પરણેલી સ્ત્રીઓ આટલાજ ખાતર જીવન નીરાધારીમાં વીતાવે છે. કુમારી સ્ત્રી આપણા સંસારમાં નથી હોતી તેનું કારણ પણ આજ છે. સમાજના નાના મોટા ઘણા પ્રશ્નોનો નીકાલ આ પ્રશ્ન પર રહ્યો છે.

## ૨

પ્રાચીન દુનીઆમાં સ્ત્રીનું સ્થાન જોયું. હવે આપણી દુનીઆમાં

નવી ભાવનાના—સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વના સ્વીકારથી શા શા ફેરફારો થયા છે તે જોઇએ.

સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વના સ્વીકારથી સ્ત્રી એ મીલ્કત છે એવી માન્યતાનો લોપ ભાવનાના પ્રદેશમાં અને ઘણે અંશે વ્યવહારમાં થવા માંડયો છે—થયો છે. આ ભાવનાની રેલ આગળ વધતી પ્રજાઓમાં ફરી વળી છે. આપણે ત્યાં થોડા વર્ષ પછી આ જળ ફરી વળશે એમ લાગે છે.

જયાં જયાં આ ભાવના સ્વીકારાએલી છે ત્યાં ત્યાં—આપણા કેળવાએલા વર્ગમાં—સ્ત્રીપુરુષ વચ્ચેના સંબંધની ભાવના ફેરવાવા માંડી છે. સ્ત્રી એટલે અબળા-ગાય, જ્યાં દોરે ત્યાં જાય એવું નહીં; પણ મન બુદ્ધિ અને હૃદય જેનાં ખીલેલાં છે એવી સ્વતંત્ર વ્યક્તિ. એને જરુરીઆતો હોય; એની ખાસ વિશિષ્ટતાઓ હોય; એને પણ આનંદ જોઇએ; એને પણ મન અને બુદ્ધિને સંતોષવાનાં હોય. આ બધા વિચારો—આચારથી નિરાળા એવા વિચારો—સંસ્કારી જનોમાં લગભગ મતભેદ વિના પ્રસર્યા છે. લગ્નમાં સ્ત્રીની પસંદગી હવે પુછાય છે; મહત્ત્વની મનાય છે. એ પણ આ ભાવનાનુંજ પરિણામ છે.

કુટુંબમાં પણ માતા તે પિતાના જેટલાજ માનને પાત્ર છે; બાળકોની કેળવણીમાં પિતા કરતાં માતાની જવાબદારી વધારે છે અને તેથી તેની પસંદગીને વધારે મહત્ત્વ મળવું જોઇએ; એ સૂત્રો વ્યવહારમાં હજુ આપણા દેશમાં પુરેપુરા અમલમાં નથી મુકાયાં પણ સિદ્ધાંત તરીકે તો લગભગ એનો સ્વીકાર થઇ ગયો છે. કુટુંબમાં પણ હવે સ્ત્રી વગર મૂલ્યે સેવા કરનારી દાસી નહીં પણ કુટુંબની અધિષ્ટાત્રી બની છે. ઘણાખરા કેળવાએલા કુટુંબોમાં પુરુષ માત્ર કમાઇજ લાવે છે. કમાણીની વ્યવસ્થાનો ભાર સ્ત્રીનેજ શીર હોય છે.

હાલની નૈતિક ભાવનાઓમાં પણ ફેરફાર થવા માંડયો છે. પહેલાં બાર વર્ષ ઉપરાંતની કુંવારી છોકરી શંકાની નજરે જોવાતી. પુનર્લગ્ન કરનાર સ્ત્રીઓ અધમમાં અધમ ગણાતી. પુરુષોની સાથે વધારે સંસર્ગમાં

આવનાર સ્ત્રી દુરાચારી ગણાતી. હવે આ બધી માન્યતાઓ અદૃશ્ય થવા માંડી છે. મન, વાણી અને કર્મની એકાગ્ર પવિત્રતા હોય તોજ માણસ પવિત્ર કહેવાઈ શકે એવી દુઃસાધ્ય ભાવનાને માત્ર સ્ત્રીઓ પાસેજ સધાવવાને આગ્રહી સમાજ એક વાર ગોવર્ધનરામની કુમુદસુંદરીને અસતીની કોટમાં ગણતો. આવા પ્રસંગોમાં સમાજ હાલ એટલી સખતાઈથી મત બાંધતો નથી. સ્ત્રીઓનાં હૃદય માત્ર સમાજની ઇચ્છાનુસાર વાગનારી ગ્રામોફોનની ચુઠીઓ નથી પણ એમને સ્વયંભૂ ઊર્મિઓ અને વૃત્તિઓ થાય એવાં અંતઃકરણ છે એ વાત ધ્યાનમાં લેવાય છે. એકપત્નીવ્રતનો સમાજના મોટા ભાગે કરેલો સ્વીકાર અને જ્યાં છૂટ હોય ત્યાં પણ એકથી વધુ સ્ત્રી કરવાનો આચારમાં પળાતો નિષેધ એ પણ સ્ત્રીના જુદા વ્યક્તિત્વ અને ગૌરવના સ્વીકારનું પરિણામ છે.

સ્ત્રીઓને ઉતારી પાડતાં સૂત્રો કે સુભાષિતો પર હવે ભાર મુકી, તેને જીંદગીમાં આચરનાર કેળવાએલા વર્ગમાં ક્વચિતજ જડે છે. કાયદામાં જે હક્કો સ્ત્રીઓને મળ્યા છે તેનો બને તેટલો વિશાલ અર્થ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. વ્યવહારમાં પણ સ્ત્રી ભરણપોષણનીજ અધિકારી છે એ ખ્યાલ ઘણે અંશે દૂર થતો જાય છે. દૂરના પીત્રાઇ કરતાં અર્ધાંગનાને ઓછી અધિકારી ગણનાર સમાજમાં આ ફેરફાર નજીવો ન ગણાય. પણ એ વીશે હજુ ઘણો સુધારો કરવાનો છે.

સ્ત્રીની આર્થિક નીરાધારી કાઢવાનો પ્રશ્ન હજુ આપણે ત્યાં ઘણીજ બાલ્યાવસ્થામાં છે. પારસીઓ અને દેશી ક્રીશ્ચીઅનોએ પણ જેટલે અંશે આનો તોડ કાઢ્યો છે તેટલી પ્રગતિ કરતાંએ હજુ ઓછામાં ઓછો એક દસકો આપણને જોઇએ. આ સ્થિતિને લીધે કુંવારાં રહેવા કરતાં ગમે તેવા વરને પરણી જવાની ફરજ સ્ત્રીને પડે છે. વિધવા સ્ત્રીની નિરાશ્રિતતાનો તો પારજ નથી રહેતો. આથી ટુંકી કમાઇવાળાં કુટુંબોની હાડમારી ઘણી વખત દેખી ખમાતી નથી.

આવા પરાશ્રયમાં જીવન ગાળે તે સ્ત્રીઓની મનોદશા પણ સદાએ આશ્રિતનીજ રહે છે. એમના સ્વતંત્ર વ્યક્તિત્વનો વિકાસ કદી થતો નથી કે બહારની દુનીઆ જોવાનું દૃષ્ટિબિંદુ તેમને કદી આવતું નથી. સ્વતંત્ર શહેરી તરીકેની ભાવના એમને કદી થતી નથી. આ બધી આપણી ખામીઓ પશ્ચિમના નવા સ્ત્રીત્વનો વિકાસ જોતાં આપણને ઘણી તીવ્ર રુપે લાગે, પણ આ પ્રશ્નનું ભાન આપણને ક્યારનુંએ થવા માંડયું છે અને આવતા પાંચદસ વર્ષમાં આપણે ઘણી ઝડપથી પ્રગતિ કરીશું એવી આશા રાખવી છેક નીરાધાર નથી.

સંસ્કૃતિ ખીલવવાના અને સંસ્કારિતા પામવાના પ્રયત્નોમાં સ્ત્રીઓની મનોદશા ઘણી આગળ વધેલી છે. પુરુષો કરતાં સ્ત્રીઓને ઓછો વ્યવસાય હોવાથી એ વીશે વિચાર કરવાનો અને સંસ્કારો જીંદગીમાં વધારે ઉતારવાનો અવકાશ છે તેનું આ પરિણામ છે. માણસની સંસ્કારિતા બે પ્રકારની હોય છે: અંતરની ને બહારની. બહારના સંસ્કાર વગરના અંતરના સંસ્કાર ઘણી કીંમતી વસ્તુઓથી ભરેલા પણ ધુળવાળા બંધ ઘર જેવા છે, ને તેથી એ વસ્તુઓનો ઉપયોગ કરતાં પણ ઘણી વાર કચવાટ થાય છે. અંતરની સંસ્કારિતા વગર બહારના સંસ્કાર શણગારેલાં ઇજીપ્શીઅન 'મમી' જેવા છે, ને તેથી એને જોવાની જિજ્ઞાસા પુરી થતાં એનાં તરફ ઘૃણા ઉત્પન્ન થાય છે. આ બંનેનો સંયોગ ન હોય તો બંનેનો ઉપયોગ ઓછો થઇ જાય છે. જીંદગીમાં ગંદી રીતે રહેતાં માણસોના મગજમાં ભરેલો સુંદર કાવ્યભંડાર તો કૈં ખાસ આકર્ષતો નથી. બહારથી ટાપટીપવાળા જનોના વિચાર વિનાના પોકળ મગજ પર પણ કોઇને મોહ થયા નથી. આપણે ત્યાં જાણ્યે અજાણ્યે આ વિચાર ઘણાનાં અંતર વલોવી રહ્યા છે. પુરુષો એ વસ્તુનો વિચાર કરવા લાગ્યા છે. સ્ત્રીઓ એ વાત આંતર પ્રેરણાથી સમજતી થઇ છે. અને આંતર અને બહારની સંસ્કારિતાનો મેળ કરવાનો પ્રયત્ન બંનેએ પોતપોતાની રીતે કરવા માંડયો છે. છેલ્લાં પચાસ વર્ષમાં ન થઇ તે પ્રગતિ થોડાં વર્ષમાં હાલ જોવામાં

આવે છે તે આનુંજ પરિણામ. સ્ત્રીઓ હવે ધીમી પણ દૃઢ રીતે આગળ વધે છે. પુરુષ એને માટે બધું વિચારી મુકતો તેને સાટે એ પોતાને માટે, અને સાથે સાથે પુરુષને માટે પણ વિચાર કરવા લાગી છે. એના વિચારને હવે પુરુષથી નજીવા ગણીને કાઢી નંખાતા નથી. એની ભાવનાઓથી પુરુષમાંએ વધારે ભાવનાભક્તિ અને કાર્યશક્તિ પ્રેરાય છે. એના સહકારથી સંસારમાં વધારે ચેતન આવ્યું છે. આપણી હાલની સામાજિક અને રાજકીય બધી પ્રવૃત્તિઓમાં આ નવી જાગૃતિની અસર સ્પષ્ટ રીતે દેખાય છે.

આદર્શો રાખવામાં અને તેને સાહિત્યમાં સજીવન કરવામાં સ્ત્રીઓએ હવે પોતાનો નાનો તોએ અવગણી ન શકાય એવો ફાળો આપવા માંડયો છે. એમનામાં હજુ કાલિદાસ કે શેકસપીઅર નીપજવાને કદાચ સૈકાંઓ જશે; ' સરસ્વતીચંદ્ર ' કે ' ગુજરાતનો નાથ ' લખનારી સ્ત્રીઓ હજુ નજીકના ભવિષ્યમાં નહીં ઉત્પન્ન થાય. કારણ કે પુરુષોની જેમ તેમની પાછળ યુગોના અભ્યાસનો વારસો નથી. પણ પહેલી પંક્તિની બધી જગાઓ પુરુષોને માટે ' રીઝર્વ ' રાખીએ તો પણ બીજી પંક્તિમાં સારું સ્થાન મળે એવી સ્ત્રીઓ હીંદના લગભગ બધા પ્રાંતોમાં પાકવા લાગી છે. હજુ આપણું સ્ત્રીકેળવણીનું પ્રમાણ પુરુષો કરતાં બહુ ઓછું છે; એ જોતાં આ સ્થિતિ સ્ત્રીઓના ભાવિ વિકાસને માટે ઘણી આશાજનક કહી શકાય.

અને જે દેશમાં પોતે માનેલા આદર્શ કે મહાત્વાકાંક્ષાને સંતોષવા સરોજિની દેવી જેવી સ્ત્રીઓ બહાર પડે તે દેશની સ્ત્રીઓ આદર્શો રચવામાં અશક્ત છે એમ કેમ કહેવાય? આજે ગુજરાતમાંએ કેટલી સ્ત્રીઓ જેને પોતે આદર્શ માન્યો તેની પાછળ જીવન ગાળવા તૈઆર થઈ છે? એ આદર્શ ખાદી પ્રવર્તાવવાનો હોય કે રેંટીઆ ચલાવવાનો હોય; સ્ત્રીઓને સુધારવાનો હોય કે અંત્યજ બાળકોને ભણાવવાનો હોય; કલાનો હોય કે સાહિત્યનો હોય; એ આદર્શ શાનો છે એ સવાલ નથી, એ આદર્શ નાનો છે કે મોટો

તે પણ સવાલ નથી. આદર્શ રચી તે જીવવાની તાકાતનો સવાલ છે. કોણ કહેશે કે એ તાકાત હાલની સ્ત્રીઓમાં નથી જન્મી?

આમ જુદી જુદી દિશામાં આપણી સ્ત્રીઓનો વિકાસ થવા માંડયો છે, અને તેને લીધે જીવનમાં ઘણા ફેરફારો થવા માંડયા છે. પશ્ચિમનું સ્ત્રીત્વ પ્રેરણા આપવાની દશા વટાવી સહચારી તરીકે નવી દુનીઆની રચના કરવા લાગી ગયું છે. આપણે ત્યાં હજુ પ્રેરણા આપવાની દશા છે. પણ તે ચંદ્રને જોઇ પોયણી પ્રફુલ્લે એવી અક્રિય પ્રેરણા નહીં પણ કવિની માફક ઉત્સાહ પ્રેરે અને આશા આપે તેવી પ્રેરણા. હજુ સહચારથી આવતો વિશ્વાસ નથી પણ સહાનુભૂતિથી પમાતી પ્રફુલ્લતા છે. એક પેઢી પછી આપણે સહચારની દશાની ઘણાં નજીક આવ્યાં હોઇશું.

જીવનમાં ને જગતમાં સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વની ભાવનાના સ્વીકારથી ઘણા ઘણા પ્રશ્નોના દષ્ટિકોણ બદલાયા છે, અને ઘણી ઘણી સમાજની રચનાઓ ફેરવવાની જરુર પડી છે. આવતી કાલની રચના રચવામાં પુરુષ એકલો સ્ત્રષ્ટાને સ્થાને નહીં હોય; એકલી સ્ત્રી પણ નહીં હોય; પણ એ બંનેના વ્યક્તિત્વના એકીકરણથી બનેલું એક નવુંજ બળ એ સૃષ્ટિને સરજાવશે. તેથી પુરુષ પુરુષ મટવાનો નથી અને સ્ત્રીનું સ્ત્રીત્વ ખોવાવાનું નથી. એથી સૃષ્ટિમાં સંકુચિતતા વધવાની નથી ને સત્તાના તરફડાટથી આવતી અશાંતિ પણ આવવાની નથી. એથી આવશે માત્ર એક નિર્મલ અને સુખકર સામ્રાજ્ય; સંકોચ વિનાનો વિશ્વાસ અને સમાનતાની ભાવના. અને ત્યારેજ જગતની પ્રગતિના કદીએ ન પહોંચાએલા આદર્શની નિકટ કેંક અંશે આપણે જઇ પહોંચીશું.

---

## કવિ દલપતરામ ડાહ્યાભાઇ



જેમ કોઇ પ્રતિભાશાળી નરના આગમનથી યુગ શરુ થાય છે, તેમ એવા યુગના દ્વાર વાસવાનું કાર્ય પણ ઘણી વાર કોઇ એવાજ પ્રતિભા-

શાળી નરને હાથે બને છે. ઘણી વાર એ પુરા થએલા યુગનાં બધાં બળો એ નરમાં મૂર્તિમાન પણ થયાં હોય છે. એવા નરની દૃષ્ટિ ભૂતકાલમાંથીજ પ્રેરણા લે છે. નવા વેગનાં પુરની ઉન્મત્તતા આવાને બહુ ફાવતી નથી. કવીશ્વર દલપતરામને પણ કંઈક આપણે આજ વર્ગમાં મુકી શકીએ.

એમનો જન્મ ઓગણીસમી સદીની શરુઆતમાં–સને ૧૮૨૦માં થયો હતો અને સદીના અંત સુધી–૧૮૯૮ સુધી એમનો આયુષ્યકાળ પહોંચ્યો હતો. આ અઠ્ઠોતેર વર્ષના લાંબા જીવનકાળમાં, ટીંપે ટીંપે ભરાય તોએ લાંબે કાળે સરોવર થાય, એમ એમણે ઘણી કવિતાઓ રચી છે. અને એ સમયના ઉન્નતિક્રમમાં એમણે બને તેટલો વેગ આપવા પ્રયત્ન કર્યો છે.

કવિ દલપતરામનો સમય એટલે જુનાં અને નવાં બળોની અને જુના અને નવા મતોની અથડાઅથડીનો કાળ. પશ્ચિમનાં નવાં બળો અને વિચારપ્રવાહોનું આક્રમણ તેજ કાળમાં આપણા દેશમાં થવા માંડયું હતું. આ નવો વા કેવી જાતનો વાય છે તેથી અજાણ જુના મતવાદીઓએ, સંસારમાં અને સાહિત્યમાં, આત્મસંરક્ષણના કાયદાને વશ થઇને વિગ્રહ પણ તેજ કાળમાં સજ્જડ રીતે આરંભ્યો હતો. કવિ દલપતરામે જુના સાહિત્યમાંનાં બધાં બળો પોતાનામાં મૂર્તિમાન કર્યાં હતાં. એમનું ખરું સ્થાન તો, એક વાર આપણા પ્રમુખ મહાશયે કોઇક સ્થળે કહ્યું હતું તેમ, પ્રાચીનોના છેલ્લા પ્રતિનિધિ તરીકે સાહિત્યમાં ગણી શકાય.

પણ એમણે પોતાની કવિતાનો ઉપયોગ ઘણોખરો તો નવાં બળોને પોષવામાં કર્યો છે. એમની કવિતાનો ખાસ ઉપયોગ, રંજન કરે છતાં ઉપદેશ આપે અને ધીમી પણ દૃઢ રીતે અજ્ઞાનતાનાં મુળ કાપે, એવો કંઇક લાગે છે.

એટલું ખરું કે એમની કવિતાનો જેટલો વિસ્તાર છે તેવું ઉંડાણ નથી ને તેમાં જોશ–ભાવો સાથે વાચકને પણ ઘસડી જાય એવું જોશ–નથી. એનું કારણ એમ કહી શકાય કે એમની કવિતાઓ અંતઃક્ષોભને પરિણામે

નથી જન્મેલી પણ ગણિતશાસ્ત્રી જેવાં ગોઠવાએલાં મગજમાંથી બરાબર વ્યવસ્થિત રીતે બહાર આણેલી એ રચના છે. એમની કવિતાનો ઉદ્દેશ લોકોનું અજ્ઞાન ટાળવાનો, વહેમ અને દુષ્ટ રીવાજો સામે લઢવાનો અને ચેતાવવાનો, ઉપદેશ પણ આપવાનો અને કદાચ એક જબરદસ્ત હરીફ સામે ટકી રહેવાનો પણ હતો એવું લાગે છે. એમને 'યાહોમ' કરવાને બદલે 'ધીરે ધીરે સુધારાનો સાર' સમજાવી લોકપ્રિયતા સાધવી હતી. એમનો એ ઉદ્દેશ એમણે જીવનમાં બરાબર પાર પાડયો, અને પ્રતિષ્ઠા અને લોકપ્રિયતા બંને એમણે સાધ્યાં. પણ તેથી એમની કવિતા ઉડ્ડયનો કરવાને બદલે લોક-રંજન કરીનેજ સંતોષ પામી છે. ને તેથી આમ ઉપયોગિતાની દૃષ્ટિએ રચાએલી કવિતાઓનો રસ પણ, એમાંનું ઉપયોગીપણું જતું રહે ત્યારે ઓછો થાય એ સ્વાભાવિક છે.

કવિ દલપતરામે પિંગળ અને અલંકારશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો, અને એમની કવિતા પિંગળના નિયમોને વશ રહેનારી અને અલં-કારોની રમતમાં આનંદ માનનારી છે. એમણે કેટલાંક પ્રબંધોનાં ચોકઠાં રચીને પણ કેટલોક વિનોદ કરવાનો અને કરાવવાનો પ્રયત્ન કર્યો છે. આવી રમતોમાં પ્રતિભા ન હોય—ન આવી શકે. જુના વખતમાં કદાચ શિષ્ટ સાહિત્યનો આ પણ એક પ્રકાર હશે. દલપતરામે પણ આવી શિષ્ટતા આણવાનો સરસ પ્રયત્ન આવી કવિતાઓમાં કર્યો છે.

કવિ દલપતરામ આપણને અત્યારે તો કવિ કરતાં એક વડીલ જેવા —શીખામણ આપતા, સમજાવતા, ધીરે ધીરે આપણી હઠોને દૂર કરતા અને કદી કદી વિનોદ કરાવતા હોય એવા વધારે લાગે છે. અને લોકોનો ભાવ ક. દ. ડા. ઉપરનો હતો તે ઘણું ખરું આજ પ્રકારનો હોવાને લીધેજ એમની કવિતામાં ખામીઓ હતી કે નહીં એ જોવાનું ભાગ્યેજ કોઇને ભાન થાય છે.

કવિને પ્રેરણા અને ઉત્સાહ આપી ટકાવી રાખનાર ફાર્બસ સાહેબ હતા. એ બંનેનો સંબંધ કવિ અને નૃપ વચ્ચે હોય છે તેવા પ્રકારની

મૈત્રીનો હતો. કવિ નર્મદની સાથેના વિગ્રહને લીધે એમનામાં આગ્રહ અને ધારણાશક્તિ ઉત્પન્ન થયાં. ફાર્બસ સાહેબે એમની અભિલાષાઓને પોતાને જોઇએ તેવી રીતે વાળા જળસિંચન કર્યું અને આશ્રય આપ્યો. આ ફાર્બસ સાહેબ ન હોત તો દલપતરામ કવિ તો રહેત પણ કવીશ્વરની પદવીએ કદાચ નહીં પહોંચત. એમણે પણ 'ફાર્બસ વિલાસ' અને 'ફાર્બસ વિરહ' રચી પોતાની કૃતજ્ઞતા પુરેપુરી દર્શાવી આપી છે.

એમના જીવનમાં ને કવનમાં તોફાનો નથી–આવ્યાંજ નથી કહીએ તો ચાલે. ડાહ્યા દલપતરામમાં, આપણા પ્રાચીનોએ કેટલાએ હજારો વર્ષોના અભ્યાસથી સેવેલી શાંતિજ દગ્ગોચર થાય છે. નર્મદની માફક એમણે કદી પ્રલોભનો જાણ્યાંજ નથી અને તેથી એમને કદી માનભંગ કે ગૌરભંગ થવાનો કે એમની સમતાને હલાવે એવાં આત્મમંથનો કરવાનો પ્રસંગજ આવ્યો નથી. કુલીનતા, પ્રતિષ્ઠા, ખાનદાની, એમણે જીંદગીના અંત સુધી અનુભવી છે.

પણ એક વાત સહજ સ્ફુરે છે. કવિવર નર્મદ જો આજ અરસામાં ન જન્મ્યો હોત તો કવીશ્વર દલપતરામમાં જુનાંનું આટલું પ્રતિનિધિત્વ સ્પષ્ટ સ્ફુરત ખરું કે ? તેમજ એમની કાવ્યસરિતાનો પટ આટલો વિસ્તારવાળો પણ થયો હોત કે ? નર્મદાશંકરની વિરુદ્ધભાવે કરેલી આ પ્રકારની અસર દલપતરામ પર કેટલી હશે તે તો કોઇ સમર્થ કાવ્યશાસ્ત્રીજ શોધી શકે. આ પ્રસંગે તો એ પ્રકારની ચર્ચા અપ્રાસંગિકજ ગણાય.

કવિ દલપતરામે અંગ્રેજીનો અભ્યાસ કર્યો ન હતો પણ વિધવાવિવાહની તરફેણમાં મત દર્શાવવા જેટલા આગળ પડતા વિચાર તેઓ ધરાવતા. હાસ્યરસને પણ એમની કવિતામાં ઠીક સ્થાન છે. એમણે કોઇ પણ રસને નિરંકુશપણે પોતાની કવિતામાં વહેવા દીધો નથી, પણ દરેક રસનો જરુર પુરતોજ, જાણે તોળીજોખીને કરતા હોય એવો ઉપયોગ કર્યો છે. એમની સાહિત્યપ્રવૃત્તિ એમના છેક ઉત્તર વય

